જ્ઞાનવર્ધક પુસ્તકમાળા: પુસ્તક ૯૪

# સુરેખા

[ સત્યાગ્રહયુગની મૌલિક નવલકથા ]

જેઠાલાલ નારાયણ ત્રિવેદી

જીવનલાલ ઍન્ડ સન્સ
અમદાવાદ અને મુંબઈ-૨

પ્રકાશક
જીવનલાલ એન્ડ સન્સ
તરફથી ચંદ્રકાન્ત જી. મહેતા
પીરમશા રોડ : અમદાવાદ

મુંબઈના એજન્ટ
જીવનલાલ એન્ડ સન્સ
૧૨૮, પ્રિન્સેસસ્ટ્રીટ, મુંબઈ–૨.

પ્રથમ આવૃત્તિ
ઈ. સ. ૧૯૪૦



કિં. અઢી રૂપિયા

મુદ્રક
મણીલાલ કલ્યાણદાસ પટેલ
સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ
પાનકોર નાકા: અમદાવાદ.

સદ્‌ગત પૂજ્ય પિતાશ્રી

નારાયણ પ્રભુરામ ત્રિવેદી

ની

પવિત્ર સ્મૃતિને-

—લેખક

# લેખકની અન્ય કૃતિઓ

૧ કાચાં ફળ (નવલિકા સંગ્રહ)

૨ નયનનાં નીર (નવલિકા સંગ્રહ)

૩ પાટણનો પુનરૂદ્ધાર (નવલકથા)

૪ પાંખડી (કાવ્ય-મુક્તકો)

તૈયાર થાય છે

૫ વીર વિક્રમાદિત્ય (નવલકથા)

# અનુક્રમ

# નિવેદન

ટૂંકી વાર્તાઓ અને કાવ્યો લખવાનો મારો સાહિત્યિક શોખ ધીમે ધીમે મને નવલકથાના લેખન તરફ ખેંચી લાવ્યો. ટૂંકી વાર્તા ઉપરની મારી લેખિનીની અજમાયશ સારો આદર પામવાથી લાંબી કથાના પ્રયોગની મને ઇચ્છા થઈ. પરિણામે સને ૧૯૩૦–૩૨ ના સત્યાગ્રહયુગના સમયની આ સામાજીક નવલકથા લખાઈ. ગુજરાતના સિદ્ધહસ્ત નવલકથાકાર સા. શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઈ જેવા સાક્ષરે તે પહેલેથી છેવટ સુધી વાંચીને સામાજીક નવલકથાના મારા એ પ્રથમ પ્રયાસને સુવાચ્ય ગણ્યો, તેથી પ્રોત્સાહિત બની તે હું જનસમાજ સમક્ષ રજુ કરૂં છું.

સામાજીક નવલકથા લખવાનો મારો આ પ્રથમ પ્રયાસ છે. નવલકથાનું કલાસ્વરૂપ તેના ક્ષેત્ર જેટલું જ વિશાળ છે, જેથી તે વિશાળતા પ્રથમ પ્રયાસે જ સંપૂર્ણપણે પ્રાપ્ત ન થાય એ સ્વાભાવિક છે. એટલે મારી મર્યાદાઓના ભાન સાથે જ આ કથાનો પ્રયોગ રજુ કરૂં છું. આશા છે કે કથારસિકો અને વિવેચકો હંસક્ષીર ન્યાયે તેમાંનો રસ ગ્રહણ કરશે.

આ નવલકથા માટે ટૂંકી પ્રસ્તાવના લખી આપી મને પ્રોત્સાહન આપનાર મુ. શ્રી રમણલાલ વસંતલાલ દેસાઇનો હું આભારી છું.

ભાઇશ્રી જીવનલાલ અમરશી મહેતાએ પ્રકાશનની જવાબદારી સ્વીકારી, કાગળ વગેરેની મોંઘવારી વધવા છતાં સારી જાતના કાગળ ઉપર સુન્દર રીતે છપાવી પુસ્તક પ્રસિદ્ધ કર્યું, એ માટે તેમનો પણ હું આભાર પ્રદર્શિત કરૂં તો તે અતિશયોક્તિ નહિ ગણાય.

હાલ વિસનગર
રાંધેજા (ઉ. ગુજરાત)
તા. ૧–૧–૪૦

જેઠાલાલ ત્રિવેદી.

# પ્રસ્તાવના

ભાઈ જેઠાલાલ ત્રિવેદી હવે એક સારા લેખક તરીકે પ્રસિદ્ધિમાં આવી ગયા છે, એમ કહીએ તો ચાલે. ટૂંકી વાર્તા, નવલકથા અને કાવ્યોની રચનામાં તેમની સ્પષ્ટ પ્રગતિ થતી જાય છે. "કાચાં ફળ"થી શરૂઆત કરનાર આ નમ્ર સ્વભાવના લેખક આપણને વધારે અને વધારે સારી કૃતિઓ આપતા જાય છે એ આનંદનો વિષય છે.

ટૂંકી વાર્તામાં સફળતા મેળવતા આ લેખક નવલકથામાં પોતાની કલાને વ્યક્ત કરવા મથે છે. બંને કલાઓ જુદી છે. લાંબી વાર્તાઓ કલાવિધાનનાં જુદાંજુદાં તત્વોનું બાહુલ્ય અને સમન્વય માગે છે; અને તેને લીધે વધારે મહેનત અને વધારે ચોકસાઇ તેમાં જોઈએ છે. ભાઈ ત્રિવેદી નવલકથામાં પણ સાફલ્ય મેળવશે એમ તેમની આ " સુરેખા " નામે નવલકથા ઉપરથી આપણે જોઈ શકીશું.

આ સામાજીક નવલકથામાં ઘણા સામાજીક પ્રશ્નોની ચર્ચા થયેલી છે. ઘણા પ્રશ્નોની ચર્ચાને લીધે વાર્તારસ ઘટ્ટ ન બને એમ કોઈ સ્થળે બને છે, એ ધ્યાનમાં રાખવામાં આવશે તો ભાઈ જેઠાલાલની ભાવિ કૃતિઓ વધારે રસભરી અને સંગીન બનશે. ક્રાન્તિકારી વિચારોને જીવનમાં ઘટાવવા પાત્રસૃષ્ટિની રચના કરવામાં ભલભલા કલાકારો ગૂંચવાઇ જાય છે. એ જોતાં ભાઈ જેઠાલાલે ઠેઠ સુધી વાંચવી ગમે એવી કૃતિ આપણને આપી છે, એ આદરને પાત્ર છે.

જુદાંજુદાં પાત્રોમાં વૈવિધ્ય છે. કેટલીક રેખાઓ હજી સ્પષ્ટ ઉપસી નથી, તે આવા પ્રયત્નો પછી જરૂર ઉપસશે, અને આપણને ખૂબ ગમી જાય એવાં પાત્રોની સૃષ્ટિ ભાઈ જેઠાલાલ આપશે એવી આશા આ નવલકથાના વાંચનથી ઉદ્‌ભવે છે. ભાઈ જેઠાલાલની ભાષા વિષે કાંઈ કહેવાનું હોય જ નહિ. તેઓ અનુભવી લેખક છે, એટલે વર્ણનો, અવલોકનો અને સંવાદો કેટલીક જગ્યાએ કલાત્મક સ્વરૂપ ધારણ કરે જ છે. આમાંનાં પ્રકરણ ૧૯, ૨૦, ૨૧, ૨૫ થી ૨૮ વાંચવાથી ભાઈ જેઠાલાલની ઉચ્ચ કલાની સહુ કોઈને ખાત્રી થશે. તાદૃશ્યતા અને રસ એ પ્રકરણોમાં ગાઢ બને છે.

અસ્પૃશ્યતા, વ્યાયામ, રેલ સંકટ-નિવારણ, આશ્રમનાં જીવન, રાજકીય પ્રવૃત્તિ, ગ્રામજીવન વગેરે ઘણા પ્રશ્નોની ચર્ચા આ પુસ્તકમાંથી મળશે. જો કે અનેક પ્રશ્નોની ચર્ચાએ પાત્રાલેખનને સહજ ગૌણ બનાવી દીધું છે, એ ભાઈ જેઠાલાલે ધ્યાનમાં રાખવા સરખું છે.

હરિજન યુવક અને બ્રાહ્મણ યુવતીનાં લગ્નનો પ્રસંગ અને બ્રાહ્મણ જ્ઞાતિના યુવક સાથે વાઘરી જાતિની કન્યાના પ્રેમકિસ્સાનો કરૂણ અંત એની આસપાસ વાર્તાનું મધ્યસ્થાન છે. વિષય બહુ ઉત્તેજક અને રોચક છે. કદાચ બહુ સખ્ત વિવેચકને એમ લાગશે કે, વિષયની સપાટી પ્રમાણે કલાની સપાટી ઉચ્ચકાઈ નથી; છતાં ભાઈ જેઠાલાલનો આ પ્રયત્ન ખરેખર વખાણવા સરખો છે.

એકંદરે આ નવલકથા-વાર્તા સૌકોઈને વાંચવા લાયક બની છે, અને ભાવિ માટે સરસ આશા આપે છે, એટલું તો હું જરૂર કહી શકું.

વડોદરા

રમણલાલ વસંતલાલ દેસાઈ.

# [ ૧ ] ભાઈ-બહેન

"જરાય ગભરાવા જેવું નથી. સામાન્ય શરદી લાગી છે, તે દૂર થતાં ઠીક થઈ જશે." ચાનો ઘૂંટડો ભરતાં ડૉ. રાવ બોલ્યા. પછી સામે પલંગમાં શાલ ઓઢી સૂતેલા રમેશ ભણી જોઈ કહ્યુ: "હવે તમારે બે દિવસ ફરજીયાત આરામ લેવાનો, સમજ્યા ?"

"હું એને પ્રથમથી જ ના કહેતો હતો, કે ભાઈ આમ પાણીમાં રખડવાનું આપણું કામ નહિ. પણ આજના જુવાનો માને શાના ? ઠોકર વાગ્યા સિવાય સાન નથી આવતી, એ સાચું છે." રમેશના પિતા ગુણવંતરાય મહેતાએ ડૉક્ટરની સામે જ ખુરશી પર બેસીને ચા પીતાં અંતરનો ઉભરો ઠાલવ્યો.

"હોય, બચ્ચાં છે હજુ. અરે સુરેખા, તું આજે કેમ ડાહીડમરી બની એક બાજુએ બેસી ગઈ છે ? આવ, ચા તો લે !" ડૉક્ટરે સામેની બારી આગળ આરામખુરશીમાં લાંબી થઈ પડેલી સુરેખાને સંબોધીને કહ્યું.

ડૉક્ટર ગુણવંતરાયના નિકટના સ્નેહી જેવા થઈ રહ્યા હતા. તેમની ભત્રીજી નિરંજના તથા સુરેખાને સહીપણાં હતાં અને ડૉક્ટરના તથા ગુણવંતરાયના કુટુંબને આમેય પહેલાંનો ગાઢ પરિચય તો

હતો જ, એટલે ડૉક્ટર વિનાસંકોચે આ કુટુંબમાં ભળી શકતા હતા.

સુરેખા હાથમાંની ચોપડી બંધ કરી બારીમાંથી બહાર જોઈ રહી હતી. બહાર ઝીણો ઝીણો ઝરમરીઓ વરસાદ વરસતો હતો. સુરેખા જવાબ આપે તે પહેલાં જ ગુણવંતરાય બોલ્યા: “એ છોકરી બહુ વિચિત્ર છે. હમણાં બે દિવસથી તો તે માત્ર બે જ વખત ચા પીએ છે ને કહે છે કે હું ધીમે ધીમે ચા છોડી દેવાની છું.”

“સાચી વાત, સુરેખા?” ડૉક્ટર હસ્યા, ને સુકોમળ હાથના દંડ લંબાવી આળસ મરડતી સુરેખા તરફ તેમણે જોયું.

“ડૉક્ટરોને એથી ચિંતા થાય એ તો સ્વાભાવિક છે; કારણ કે ચાનું અતિ સેવન ઘટતાં તેમની ઘરાકી પર કાપ પડે તેમ છે. પણ, બાપુજી શા માટે એ બાબતની ટકોર કરે છે, તે નથી સમજાતું.” ચબરાક છોકરી સ્મિતપૂર્વક બોલી ને તેણે હાથમાંની ચોપડી પાસેના ટેબલ પર મૂકી દીધી.

“એ મારા–ડૉક્ટરના મિત્ર તો ખરાને! પછી મારા ધંધા પ્રત્યે એટલી ચીવટ ન બતાવે!” સુરેખાની મજાકનો પોતાની રીતે પડઘો પાડવા ડૉક્ટરે પ્રયાસ કર્યો.

“ડૉક્ટર, હું પણ સારો થયા પછી ચા સદંતર બંધ કરી દેવાનો છું. સુધીરભાઈ કદી ચા પીતા નથી, તોપણ તેમને એ વિના ચાલી શકે છે, તો અમારે કેમ ન ચાલે?” પથરીમાં પડેલા રમેશે રસપૂર્વક વાત ઉપાડી.

“એમ! ત્યારે તો તમે સુધીરને ગુરુ બનાવ્યો લાગે છે! તો તો હવે ખાદી પહેરતાં અને કાંતતાં પણ શીખવાના હશો!” ડૉક્ટર આંખપરનાં ચશ્માં ઉતારી હાથમાં લઈ સાફ કરતા બોલ્યા. તેમના ચહેરા પર મંદ સ્મિત ફરકતું હતું.

“કાંતવાનું તો કદાચ નહિ બને, પણ ખાદી પહેરવાનું તો મને મન થયું જ છે.” રમેશે કહ્યું.

"માત્ર એક અઠવાડીયામાં જ રમેશને સુધીરે બદલી નાખ્યો છે. કોણ જાણે શુંયે કામણ કર્યું છે ? મેં તો એ છોકરાને નજરે માત્ર એક જ વાર જોયો છે, પણ રમેશના મ્હોંએ એનાં ભારેભાર વખાણ રોજ સાંભળું છું." ગુણવંતરાયે ડૉકટરને કહ્યું.

"સરસ છોકરો છે ! અને તેમાંયે પંડિત મહેશ્વચંદ્રના સંસ્કાર એનામાં ઉતર્યા છે. આગળ જતાં છોકરો નામ કાઢશે." ડૉકટરે પોતાનો મત જણાવ્યો.

"ભલે, તારે કરવું હોય તે કરજે, પણ આ સુરેખાને તારો પાસ લગાડીશ ના." ગુણવંતરાય જરા દેખીતા અણગમાથી રમેશ તરફ જોઈ બોલ્યા.

"મને કોઈનો પાસ લાગવાનો નથી. માત્ર બાપુજીનો પાશ મને જબરાઈથી બાંધી ન રાખતો હોય તો સારૂં." 'પાશ' શબ્દ પર શ્લેષ કરી ચાલાક સુરેખાએ પોતાનો બચાવ કર્યો.

"આ છોકરી તો ભારે જબરી દેખાય છે. એનું નામ લેવું પણ ભારે પડે તેવી છે." ડૉકટર હસ્યા.

"જોડાક્ષર વગરનું ત્રણ જ અક્ષરનું નાનકડું નામ પણ તમને ભારે લાગે છે ? તો તો તમારી જીભને જ કંઈક દવાની જરૂર હશે." આંખો નચાવી સુરેખા બોલી.

"હા, બેન ! તારી સમક્ષ જીભ ચૂપ રહે તેવી દવા મારે લેવી જ પડશે." ડૉકટર હસી પડ્યા; રમેશ પણ હસ્યો. ગંભીર જણાતા ગુણવંતરાયને પણ સહજ સ્મીત આવી ગયું. વિવેક ખાતર કે વિનોદથી પ્રેરાઈને તે ન સમજાયું.

"મિ. મહેતા, આપણો યુગ બદલાઈ હવે નવયુગ બેસી ચુકયો છે, તેની આ છોકરાંઓ સાબિતી આપે છે. તેમનું જીવન આપણા કરતાં વધુ વિકસિત થતું હોય, એમ મને તો લાગે છે. લોકસેવા તરફની તેમની વૃત્તિ, જાતિભોગની તમન્ના અને સાદાઈ તરફનું આકર્ષણ

એ આ યુગનાં નવતર લક્ષણો છે. આ છોકરાંમાં તથા નિરંજનામાં તે ભાવના પ્રગટતી જોતાં હું તો આનંદું છું." ડૉક્ટરે રમેશ તથા સુરેખા તરફ જોતાં ગુણવંતરાયને સંબોધીને કહ્યું.

પાન બનાવતા ગુણવંતરાય જરા ચૂપ રહી બોલ્યા : "તમારું કહેવું સાચું, પણ બધા જ સેવક થઈ નીકળશે તો તેમને આર્થિક મદદ કરશે કોણ ?"

"જુઓ ડૉક્ટર, બાપુજી દ્રવ્યોપાર્જનને જ મહત્વ આપે છે. પણ સેવા માટે ઝંપલાવનારને પૈસાની ક્યારે ખોટ પડે છે ? દ્રવ્ય કમાવાનું તો સૌને મન થશે, પણ તે લોભ છોડી ગરીબાઈ વહોરી લેવામાં મનુષ્યત્વની કસોટી છે. લાખો કમાઈ થોડા હજાર સેવાકાર્યમાં આપવા એ સારું તો છે જ, પણ એ સાચી સેવાનો આદર્શરૂપ માર્ગ નથી." રમેશે પોતાના વિચારો દર્શાવ્યા. સુધીરના ટૂંક સહવાસથી કૉલેજજીવનમાં સેવેલા આ વિચારો તેના મનમાં દૃઢ થવા લાગ્યા હતા.

"ભાઈ, આરામ લે. મગજમારી કરીને નકામો હેરાન શું કામ થાય છે ? બાપુજીના વિચારો આપણે કોઈ બદલાવી શકીએ તેમ નથી." રમેશને શ્રમિત થતો જોઈ સુરેખાએ સૂચના કરી.

"ડૉક્ટર, આ છોકરી કૉલેજમાં એવાં સરસ ભાષણો આપે છે કે સૌ તેની વાહવાહ કરે છે; પણ એટલેથી અટક્યું હોત તો સારું. હવે એ ઘરમાં પણ ધીમે ધીમે એની વક્તૃત્વકળા અજમાવવા લાગી છે." સુરેખા તરફ સસ્મિત દૃષ્ટિપાત કરતા મહેતા બોલ્યા. સુરેખાને માટે કંઈ પણ બોલતા પહેલાં તેને માઠું તો નથી લાગતું એ જોવાની તે ખાસ કાળજી રાખતા. એ લાડકી પુત્રીને રાજી રાખવા પોતે હંમેશાં ઈંતેજાર રહેતા.

"નિરંજના વાત કરતી હતી કે અહીંની જાહેર સભામાં હજારો માણસો વચ્ચે સુરેખાએ પણ નાનકડું પ્રવચન કર્યું હતું ને રેલસંકટના

રાહતકાર્યમાં મદદ કરવા સૌને સરસ અપીલ કરી હતી." ડૉક્ટર પાન હાથમાં લેતાં બોલ્યા.

"હા, મેં જ આગ્રહ કરીને સુરેખાને બોલવા ઉભી કરી હતી. તેણે ધારવા કરતાં સરસ ભાષણ કર્યું હતું." રમેશે કહ્યું.

"સુરેખા, આ સુરત નથી એ ધ્યાનમાં રાખીને વર્તજે." ગુણવંતરાયે જરા તેજ થઈ ટકોર કરી. જાણે એટલી સૂચના આપવાની તેમને ઘણી આવશ્યકતા જણાઈ હોય !

"સુરત હોત તો ભાઈને એ પ્રસંગે આગ્રહ કરવાનો જ ન રહેત. નિરંજના હજી જાહેરમાં ભાગ લેતાં શરમાય છે; પણ તેને ય હું તૈયાર કરી દેવાની છું. પછી અમારી જોડલી શહેરને ગજાવી મૂકે છે કે નહિ તે જોજો." સુરેખા ટેબલ પર હાથ પછાડી બોલી.

ગુણવંતરાય ચૂપ રહ્યા, પણ ડૉક્ટરથી ન રહેવાયું. તે બોલ્યા : "બેન, તું તો ખરેખર ભાષણ કરવા મંડી ગઈ હો ! પ્રમુખની ચુંટણી કરવા જેટલી તક પણ ન આપી !"

"તમને પ્રમુખપદનો લોભ થયો હોય તો જાહેર સેવામાં ઝંપલાવો એટલે આપોઆપ તક મળી રહેશે." સુરેખાએ ડોકટરને સચોટ જવાબ દીધો.

ડૉક્ટર અને ગુણવંતરાય તેની સામે જોઈ હસ્યા. સુરેખા થોડીવાર રહીને ફરી બોલી: "હું તમારી પાસે રેલસંકટ નિવારણના ફાળા માટે આવવાની છું તે વખતે ભાષણ સાંભળવા અને પ્રમુખ બનવું હોય તો મોટી રકમનો ચેક લખી રાખીને તૈયાર રહેજો."

"ડૉક્ટર, એની સાથે શીદ લમણાઝીક કરો છો ? કૉલેજમાં જવાથી કંઈ એકદમ ડહાપણ આવી ગયું ?" ગુણવંતરાય ડૉક્ટરને માઠું ન લાગે તે માટે બોલ્યા.

સુરેખા જાણે માઠું લાગ્યું હોય તેમ ઉભી થઈ અંદરના

ખંડમાં ચાલી ગઈ. રમેશ, ગુણવંતરાય તથા ડૉક્ટર સુરેખાનો તે મનોભાવ સમજી ગયા.

"બેન રીસાયાં !" રમેશે ધીરેથી કહ્યું.

"ભાઈ, તું એને તારા નાદે ચડાવીશ નહિ. ગમે તેમ તોપણ એ તો છોકરી છે. એને કાલે પરણાવી પરાયે ઘેર મોકલવાની છે. કેમ ખોટું કહું છું ડૉક્ટર ?" પુત્રને શીખામણ આપતાં પિતાએ ડૉક્ટરનો ટેકો માગ્યો. મોટી ઉમરના પુત્રને ગળે પોતાની વાત ઉતારવા મથતાં લગભગ દરેક માબાપને આવા ટેકાની જરૂર પડે છે.

"ખરૂં છે, છોકરાંને છૂટ આપવી, પણ તેનીયે મર્યાદા તો હોવી જ જોઈએ." ડૉક્ટર બોલવા ખાતર બોલ્યા.

"પણ બાપુજી, હું તેને કોઈ વાતની ના કહું કે મારી સાથે બહાર ન લઈ જાઉં તો તે મારા પર રીસાય છે. એટલે એને રાજી રાખવા હું ના પાડી શકતો નથી. અને સાચું કહું તો બેનમાં જે શક્તિ છે, તે ખીલવવાની તક પણ તેને મળવી તો જોઈએ." રમેશે પોતાનું મંતવ્ય ધીરેથી પ્રગટ કર્યું.

ગુણવંતરાય તથા તેમનાં પત્ની બંને સુરેખા પર અપાર હેત રાખતાં. રમેશને તે ઘણીવાર ઠપકો આપતાં, પણ સુરેખાને તો કાંઈ પણ કહી શકતાં નહિ. નાનપણથી જ સુરેખાને સ્વતંત્રપણે વિહરવાની છુટ આપી હતી; ને સુરત જેવા શહેરમાં તે છુટ વધારે પડતી લાગતી પણ ન હતી. પરંતુ પોતાના વતનમાં–કસ્બામાં સુરેખાની હીલચાલની વાતો દરરોજ તેમને કાને આવતી તે તેમને ઠીક લાગતું નહિ, છતાં કડકપણે તે સુરેખાને કાંઈ કહી શકતા નહિ.

"તમે મને પજવશો તો હું વહેલો સુરત ચાલ્યો જઈશ." સુરત તથા વડોદરામાં તેમની દુકાનો હોવાથી ગુણવંતરાય કાયમ સુરત રહેતા હતા. તે સહકુટુંબ કેટલાક દિવસથી વતનમાં આવેલા

હતા. તેમણે છોકરાંઓથી કંટાળી છેવટે રમેશ આગળ ઉપર પ્રમાણે પોતાનો અણગમો વ્યક્ત કર્યો.

"હોય, છોકરાં પર એમ રોષ કરવો ન ઘટે." ડૉક્ટરે મહેતાને શાંત પાડવા કહ્યું.

થોડીવાર વેપાર સંબંધી તથા ઋતુ સંબંધી પરચુરણ વાતો ડૉક્ટર તથા ગુણવંતરાય વચ્ચે થઈ. ડૉક્ટરે જતાં જતાં રમેશને કહ્યું: "દવા બરાબર લેવાથી રાત સુધીમાં જ ઠીક થઈ જશે; છતાં કાલે ઘર બહાર નીકળતો નહિ, ને દવા જોઈએ તો મંગાવી લેજે."

પછી ગુણવંતરાય સાથે હસ્તધૂનન કરી, "સાહેબજી" કરતા ડૉક્ટર વિદાય થયા.

ડૉક્ટરના ગયા બાદ રમેશ પોતાના તથા સુરેખાના પૃથક્ ધર્મો વિષે ઊંડા વિચારમાં ઉતરી ગયો, ને એ વિચારોમાં જ તે નિદ્રાવશ થઈ ગયો.

# [ ૨ ] મિત્ર ત્રિપુટી

"રમેશભાઈ!" રમેશના બારણા આગળ આંગણા-માંથી કોઈક વ્યક્તિનો અવાજ આવ્યો. પણ ઘસ-ઘસાટ ઉંઘતા રમેશની શ્રવણશક્તિ પણ ઉંઘતી હતી, તે એ અવાજને ગ્રહણ કરી શકી નહિ.

"કોણ એ?" બોલતી ચકોર પંખિણી જેવી સુરેખા અંદરથી દોડી આવી. તેણે બારણામાં સુધીરને ઉભેલો જોયો. સુધીર સાથે તેને ચાર છ દિવસથી જ સાધારણ પરિચય થયો હતો, તેમાંય પ્રત્યક્ષ વાતચિત કરવાના પ્રસંગ તો બહુ જ ઓછા આવેલા. તેને સહજ સંકોચ થયો, પણ એ તો હતી સુરેખા. એમ સંકોચને તાબે સહેજે શાની થાય? તેણે સ્મિતપૂર્વક "પધારો" કહી સુધીરને આવકાર આપ્યો.

સુધીર ઉંઘતા રમેશ તરફ દૃષ્ટિ રાખી અંદર આવી એક ખુરશી પર બેઠો. સામેની ખુરશી પર સુરેખા પણ બેઠી. સુધીરે સુરેખાને જોઈ હતી. જોઈ હતી એટલું જ નહિ પણ પોતે આ કસ્બામાં ભરેલી એક સભાને ગજાવતાં પણ સાંભળી હતી. છતાં તેની સાથે વિશેષ પરિચય ન હોવાથી તે બોલતાં મૂંઝાવા લાગ્યો. શું બોલવું, રમેશની તબીયતની ખબર કઈ રીતે પૂછવી, તે તેને ન સમજાયું. પણ

ચબરાક સુરેખાએ જ છેવટે તેની ગૂંચવણનો તોડ કાઢ્યો ને બોલીઃ

"ડૉક્ટર હમણાં જ ગયા. ભાઈને શરદી થયાનું જણાવી દવા આપતા ગયા છે."

"રમેશભાઈને ઉંઘ ક્યારની આવી છે?" સુધીર ધીમેથી કંઈક બોલવા ખાતર બોલ્યો.

"ડૉક્ટર ગયા પછી થોડી વારે."

"તો હું હાલ જાઉં છું, પછી આવીશ. હાલ એમને નિરાંતે ઉંઘવા દઈએ." સુધીર ઉભો થવા લાગ્યો.

તે જ પળે રમેશે સળવળાટ કરી આંખ ખોલી. તે સુધીરને જોઈ આનંદ પામી બોલ્યો, "કોણ સુધીરભાઈ? ક્યારના આવેલા હતા કે જવા તૈયાર થયા છો?"

"હમણાં જ આવ્યો; પણ તમને ઉંઘતા દેખી જવા માટે ઉઠતો હતો." સુધીરે ફરી બેસતાં કહ્યું.

"જરા આંખ મળી ગઈ હતી, હવે ઠીક લાગે છે. પરમ દિવસના ઉજાગરા તથા ઠંડીથી તબિયત જરા બગડી. અમારાં શરીર એવાંને!" રમેશે સ્મિત કરી કહ્યું.

"ગમે તેવા શરીરને પણ અભ્યાસથી કસી શકાય છે."

"સુરેખા, બા અને બાપુજીને ખબર આપ કે સુધીરભાઈ આવ્યા છે. એમનો કંઈક સત્કાર કરો!" રમેશે બેઠા થઈ તકીયાને અઢેલી બેસતાં કહ્યું.

સુરેખા અંદર ચાલી ગઈ ને થોડીવારે રમેશના પિતા ગંભીર મુખે બહાર આવ્યા. "આવો સુધીરભાઈ, આ જુઓ રમેશની દશા! એને હું કાદવ ખુંદવાની ના કહેતો હતો પણ માન્યું નહિ તેનું આ પરિણામ."

"શરીર તો સંચો છે. એને બગડતાં વાર શી? હું આવો

ખડતલ છું ત્હોય ઘણીવાર શરદીથી પટકાઈ પડું છું." સુધીરે પોતાની રીતે આશ્વાસન આપ્યું.

એ જ વખતે રમેશની માતા નિર્મળાબેન સુરેખા સાથે ત્યાં આવ્યાં. સુધીરને તેમણે આજે પહેલવહેલો જ જોયો. ગુણવંતરાયે તેમને સુધીરની ઓળખાણ આપી, ને રમેશે સુધીરને પોતાની માતાની ઓળખ આપી. સુધીરે બે હાથ જોડી નિર્મળાબેનને નમસ્કાર કર્યા.

"ભાઈ સુધીર, રમેશ તો રોજ તારાં વખાણ કરતાં થાકતો જ નથી, પણ મેં તો આજે જ તને દીઠો. બેટા, સુધીરને જળપ્રલય વખતે તેં જ બચાવ્યો. સુરેખા, સુધીરભાઈ વાસ્તે ચા મુકાવરાવ."

આધેડ થવા આવેલાં નિર્મળાગૌરી જૂના અને નવા યુગના સંગમસ્થાન સમાં હતાં. તે ગયા યુગમાં જન્મી ઉછર્યાં હતાં, છતાં નવયુગ પચાવી શક્યાં હતાં. સુરેખા તેમના જ સંસ્કારનો વારસો મેળવી નવા યુગના સંસ્કારને અપનાવી રહી હતી, ને રૂઢી તરફ વધુ ઢળતા ગુણવંતરાયને પણ નિર્મળાબેન ઘણી વાર ઠેકાણે લાવતાં. તેમણે વાત્સલ્યભાવપૂર્વક સુધીરનો સત્કાર કર્યો.

"હું ચા નથી પીતો, મારા માટે તકલીફ ન લેશો બેન." સુધીરે સુરેખાને કહ્યું.

"કૉફી મુકાવ, તે તો પી શકાશે, કે પછી કોકો..."

નિર્મળાબેનને વચ્ચે જ અટકાવી સુધીર બોલ્યો, "માજી, હું કાંઈ જ પીતો નથી. મને માફ કરો."

"એ તો ઠીક નહિ. ભાઈ, કંઈક તો લેવું જ પડશે." મીઠાશથી માતાનું હેત દર્શાવતાં નિર્મળાબેન બોલ્યાં.

"બા, સુધીરભાઈ નહિ માને. એમની ટેક જબરી છે. જમવા ઉપરાંત પાન સરખુંય ખાતા નથી." રમેશે સુધીરને ટેકો આપ્યો. કારણ કે તે સુધીરના સ્વભાવને ઓળખતો હતો, એટલે આ ગૃહસ્થી વિવેકને તેણે તેની પરાકાષ્ઠાએ પહોંચતાં અટકાવ્યો.

"શરીર માટે તો એ સારૂં છે ભાઈ, પણ આ જમાનામાં ફાવે છે ખરૂં? આજે તો લોકો ખાવું પીવું, પહેરવું ઓઢવું, વગેરે તમામ બાબતમાં આંધળા બની ફાવે તેમ વર્તે છે. પણ એ બધું જાણ્યા છતાં આપણાથી ય ઘણું તો છોડાતું નથી." નિર્મળાબેન એમના જમાનાને ઝેબ આપે તેવી વિચારસરણી દર્શાવી રહ્યાં.

ચા મુકવાનું કહેવા માટે ઉભી થયેલી સુરેખા પોતાને સ્થાને બેસી સુધીરની ટેક બાબત વિચાર કરવા લાગી. આખો દિવસ પાન ચાવ્યા કરતા સુરતી યુવકો તેની આંખ આગળ ખડા થયા. 'પાનથી રંગાયેલા તેમના હોઠ શું સુંદર લાગે છે?' સુરેખા વિચારવા લાગી. તેવામાં જ માતાપિતા સાથેની વાતમાં સુધીરે સ્મિત કર્યું, ને તેની મનોરમ સફેદ દંતાવળી વિચારવશ સુરેખાનાં નેત્રો આગળ ચમકી રહી. તે જ પળે પાન ચાવતા યુવકોના દાંતની કલ્પના તેને આવી ને તે સુધીરના સિદ્ધાંતને મનથી જ અનુમોદન આપી રહી. જરૂરિયાતો વધારી કૃત્રિમ ખાનપાનથી આરોગ્ય કે સૌન્દર્ય વધતું નથી, એવો વિચાર સુરેખાના મનમાં રમી રહ્યો. છતાં સુધીરનું પ્રચંડ શરીર સુરેખાને સુંદર નહોતું લાગતું. તેમાં તે કાંઈ પણ ખોડખાંપણ જોતી ન હતી, છતાં તેની સૌન્દર્યભાવનાને અનુરૂપ કંઈક—જાણે કે કોમળતા—તેમાં ન હતી, એમ સુરેખાને લાગ્યું.

"સુધીરભાઈને તરતાં સરસ આવડે છે." વિચારમાં ડુબેલી સુરેખાએ રમેશનું આ વાક્ય તૂટક સાંભળ્યું ને તે વિચારના વમળમાંથી મુક્ત થઈ, ચાલતો વાર્તાલાપ સાંભળવા લાગી.

"હું સુરસાગરમાં ખૂબ તર્યો છું. વડોદરા કૉલેજમાં હતો ત્યારે રોજ એ તળાવમાં તરવાની મોજ લેતો. અને આપણી આ રંગમતીના પુરમાં તો મેં ઘણીયે વાર જળહીંડોળા ખાધા છે." સુધીરે પોતાની બાળ-ક્રીડાઓનાં સ્મરણોથી પુલકિત બનતાં કહ્યું.

"તમે બરોડા કૉલેજમાં હતા ?" ગુણવંતરાયે વાર્તાલાપમાં ભાગ લેવાનો વિનય દર્શાવવા પછ્યું.

"હા, પહેલાં થોડોક વખત સુરત પણ રહેલો, પણ ત્યાં મને બહુ ફાવતું નહિ. વડોદરામાં ત્યાંની વ્યાયામશાળાઓએ મને ખૂબ આનંદ, આરોગ્ય તથા આત્મબળ આપ્યું છે. સુરતમાં તેમાંનું કાંઈ મારી નજરે પડેલું નહિ."

"તમે કયે વર્ષે બી. એ. થયા ?" ગુણવંતરાયે પૂછ્યું.

"ગઈ સાલ જ."

"ત્યારે તો રમેશની પછી."

"હા, ઉંમરે કદાચ એકાદ વર્ષ રમેશભાઈ કરતાં મોટો હોઈશ પણ ભણવામાં તેટલો પાછળ હતો."

"તમે તન અને મનની બંનેની કેળવણી લીધી તે લાભ કંઈ જેવો તેવો છે ?" રમેશે વાર્તાલાપમાં પૂર્તિ કરી.

"ભાઈ, આ સુરેખા તમારી સભામાં ભાષણો આપે છે, એમ મને ડૉકટરની નિરંજના વાત કરતી હતી તે ખરું છે ? એ છોકરી કેવુંક બોલે છે ?" નિર્મળાબેને લાડભર્યા સ્વરે સુરેખા પ્રત્યે આંખ ઢાળી પૂછ્યું.

"ન કહેશો સુધીરભાઈ. બાને તે જાણવું હોય તો જાતે સાંભળવા આવે." સુરેખા વચ્ચે બોલી ઉઠી. સુધીર સુરેખા ભણી જોઈ સહજ હસ્યો.

"હું તમને ઘણીય વાર કહું છું કે છોકરીને હવે એને લાયક ઘરકામનું શિક્ષણ આપો, પણ તમને લાડમાં કાંઈ સુઝતું જ નથી. લ્યો, જુઓ હવે એ તમને પણ ભાષણ સાંભળવા આવવાનું આમંત્રણ આપે છે. છે ઇચ્છા ?" ગુણવંતરાય નિર્મળાને ઉદ્દેશીને કંઇક રોષ અને મજાકના મિશ્રિત સ્વરે બોલ્યા.

"એ તો બહુ ડાહી છે. ભણે છે એટલે એના મનમાં બધુંય સમજે છે; પણ આપણી સાથે લાડમાં એમ બોલે, તેથી આડું શું કામ લગાડીએ ?"

"ભલે. તમે, રમેશ, અને સુરેખા બધા એક બાજુ થાઓ ત્યાં મારું શું ચાલે ?" ગુણવંતરાયે એ વાત પતાવવાની ઈચ્છાથી કહ્યું.

એટલામાં વાર્તાલાપમાં ભંગાણ પાડતો ઘરનો નોકર વચલા ખંડના બારણા આગળ આવી ઊભો. તેને જોતાં જ નિર્મળાએ પુછ્યું: "માધુ. શું જોઈએ છે ?"

"કંઈ નહિ બા. ડૉકટરને ત્યાંથી બાઈ આવ્યાં છે, તે આપની રાહ જુએ છે." નોકરે કહ્યું.

"સુધીરભાઈ, હું જાઉં છું. તું અહીં રોજ આવતો રહેજે; આ ઘરથી જુદાઈ ગણતો ના. અમારા જેવું કામ હોય તો વગર સંકોચે કહેજે." એમ બોલી નિર્મળાબેન ઉઠયાં ને સુધીરના પ્રણામ ઝીલતાં અંદર ચાલ્યાં ગયાં.

સુરેખા બારીમાંથી દૂર જોતી હતી તે ઊભી થઈ બોલી: "ભાઈ, સુરેન્દ્ર આવે છે." એ શબ્દો બોલતી વખતે તેને બહુ આનંદ થતો હોય એમ લાગ્યું. તે ઝડપથી દ્વાર બહાર આંગણાંમાં જઈ ઊભી.

થોડીવારે એક પાતળા છતાં દેખાવડા યુવક સાથે તે અંદર આવી. રમેશ તથા ગુણવંતરાયે તેને આવકાર આપ્યો. આવનાર યુવકે રમેશના પલંગ પાસેની ખુરશીમાં બેસતાં કહ્યું: "કેમ તબિયત બરાબર નથી ?"

"ના, સહજ શરદી થયેલી, પણ હવે ઠીક છે." રમેશે સુધીર તરફ ફરી કહ્યું: "આ મારા મિત્ર સુરેન્દ્ર ત્રિપાઠી, અહીંના વતની છે ને અમદાવાદ લૉ કૉલેજમાં અભ્યાસ કરે છે. સારા કવિ પણ છે." પછી તેણે સુરેન્દ્ર તરફ જોઈ કહ્યું: "આ સુધીરભાઈ

આપણા ગામના વ્યાયામ વીર ને સંસ્કારી જન–સેવક છે. તે પંડિત મહેશ્ચંદ્રના પુત્ર થાય. ”

સુધીર તથા સુરેન્દ્રે અરસપરસ નમસ્કાર કર્યા.

“ સુરેન્દ્ર, સુધીરભાઈને કોઈ વખત જોયા તો હશે. ” ગુણવંતરાયે સહજ પૂછ્યું.

“ ના, આજે જ જોઉં છું, પણ વ્યાયામ તથા આરોગ્ય વિષયક તેમના લેખો બે ત્રણ વર્ષથી વાંચવામાં આવે છે ખરા. જીમખાનાની રમતોમાં પણ તેમનું નામ કાને પડેલું; પરંતુ તે યુવકરત્ન ધરાવવાનું ભાગ્ય આપણા ગામને ભાગે આવે છે, તેની ખબર નહિ. સુધીરભાઈ, ક્ષમા કરજો આજ સુધીની અવજ્ઞા બદલ. તમને જોઈ ઘણો જ આનંદ થયો. ” સુરેન્દ્રે એના કવિત્વની છાંટ દૂર રાખવા પ્રયત્ન કર્યો, છતાં તે છાંટ એના વાકયમાંથી છેક અલિપ્ત ન રહી.

સુરેખા સુરેન્દ્રનાં વચનોથી પુલકિત થતી દેખાઈ. એ સુરેન્દ્રને આંતરિક આનંદથી પ્રસંશાપૂર્વક નિરખી રહી હતી.

“ મેં પણ તમારા લેખ તથા કાવ્યો વાંચ્યાં છે. તમે કવિતા સરસ લખો છો; પણ તમે આ ચંદ્રપુરના જ કવિ હશો તેવી ખબર નહિ. જો ખબર હોત તો આજ સુધીમાં હું થોડો કવિ બનવા પ્રયાસ કરત ને તમને થોડાક વ્યાયામપ્રેમી પણ બનાવત.” સુધીરે મજાકથી કહ્યું ને રમેશ તથા સુરેન્દ્ર હસ્યા.

“ તે મોકો હવે મળ્યો છે, તો એક બીજાની વિદ્યાની, નળ અને ઋતુપર્ણ પેઠે, આપ લે કરવાની શરૂઆત કરો. ” સુરેખાએ સુરેન્દ્રની હાજરીની પ્રેરણાથી કવિત્વમય થવા પ્રયત્ન કર્યો.

“ સુરેન્દ્ર, હમણાં તો અહીં રહેવું છે ને ? તારી માતા ખુશીમાં છે કે ? ” એમ પૂછતાં ગુણવંતરાય ઉભા થયા.

“ હા, તે કુશળ છે. હું હજુ અહીં થોડુંક રોકાવાનો છું. ને

હવે તો આ કંપની મળી છે, એટલે અહીં વધુ રહેવાનું મન થશે.” સુરેન્દ્રે જવાબ આપ્યો અને તે સુધીર તથા સુરેખા તરફ જોઈ જરા હસ્યો.

ગુણવંતરાય અંદર ગયા એટલે આ મિત્રમંડળી વાતે વળગી.

“ કેમ સુરેખા, તારા શા સમાચાર છે? હું તો તારાં ભાષણો સાંભળવા છેક અમદાવાદથી દોડી આવ્યો છું.”

“ જુઠ્ઠા! કોણે કહ્યું તમને?” સુરેખા માથું ડોલાવતી બોલી.

“ છાપાવાળાઓએ કહ્યું ને હું આવ્યો. મને થયું કે લાવ એ દેશસેવિકાનાં દર્શન તો કરૂં!”

“ દર્શને આવનારે તો શ્રીફળાદિ લઈને આવવું જોઈએ. એમને એમ–ખાલી હાથે દર્શને જવાય નહિ.”

“ શ્રીફળ જેવી શુભ ભાવના હોય તો બસ. જોને વધારામાં આપણા આ સુધીરભાઈનાં દર્શન પણ અહીં જ અણધાર્યાં થઈ ગયાં. એ તો કાંઈ શ્રીફળ માગતા નથી!”

“ અત્યારે આપણાં બધાનાં મસ્તક રૂપી શ્રીફળો માતૃભૂમિને ચરણે અર્પણ કરવાનો વખત છે.” સુધીરે ધીમેથી કવિને ટકોર કરી.

“ જોયું, સુધીરભાઈ શ્રીફળ માગે તેવા છે કે નહિ તે?” સુરેખા હસી.

“ સુધીરભાઈ, સંસર્ગ માત્રથી જ કવિની કવેતાઈ શીખવા માંડયા કે શું?” રમેશે મજાક કરી.

સુધીર હસ્યો ને તે સૌની રજા લઈ જવા માટે ઉભો થયો.

સુરેખા બોલી: “ આજે સાંજે લીમડી ચોકની સભામાં કવિને પણ લાવીશ. તેમની વાક્છટા અજમાવવા થોડોક સમય કાઢજે.”

“ ઘણી જ ખુશીથી.” સુધીર જતાં જતાં કહેતો ગયો.

## [ ૩ ] ગુણવંતરાયનું કુટુંબ

ચંદ્રપુર ઉત્તર ગુજરાતમાં આવેલું વીશેક હજાર માણસોની વસ્તીવાળું નાનકડું શહેર હતું. નાનું રેલ્વે સ્ટેશન તેને દેશ દેશાવર સાથે સાંકળી રહ્યું હતું. આજુબાજુના વીસ વીસ માઈલના ગામડાના લોકો પોતાનો માલ વેચવા તથા ખરીદવા અહીં જ આવતા, એટલે ખાસ વેપાર ઉદ્યોગ ન હોવા છતાં ચંદ્રપુર કસ્બો માણસોથી ઉભરાયેલો જ રહેતો. ચંદ્રપુરની સુધરાઈએ ત્યાંના એક બે શ્રીમંતોની સહાયથી નાનકડું વૉટર વર્કસ તથા વિજળીનું કારખાનું પણ ખોલ્યું હતું; આથી શહેરની ઝાકઝમાળ ઠીક ખીલી ઉઠતી.

ગુણવંતરાય અહીંના એક શ્રીમંત વેપારી હતા. તેમણે પોતાના પિતાના સ્મારક તરીકે એક બગીચો બનાવી વહીવટ માટે સુધરાઈને સોંપ્યો હતો. કસ્બામાં તેમની નામના પણ સારી હતી. નાના મોટા જાહેર ફાળામાં તે ઠીક મદદ આપતા. કેટલાક તો તેમની પાસેથી મદદ મેળવવા ચંદ્રપુરથી છેક સુરત સુધી જતા. તેવે પ્રસંગે પણ ગુણવંતરાય સારાસારનો વિચાર કરી આવેલાઓને છેક નિરાશ કરતા નહિ. નિર્મળાબહેન પણ તેમને આવી બાબતોમાં પ્રોત્સાહિત કરતાં, એટલે વેપારી બુદ્ધિવાળા ગુણવંતરાયની દાનબુદ્ધિ સતત્ જાગૃત રહ્યા કરતી.

એક વખતે ચંદ્રપુરમાં મહિલા આશ્રમ ખોલવા સારૂ એક સમાજસેવક ફાળો એકઠો કરતો હતો. તે સુરતમાં ગુણવંતરાય પાસેથી સારી રકમ મેળવવાની આશાથી આવ્યો હતો.

ગુણવંતરાય ઉપર તે ચંદ્રપુરના એક બે ગૃહસ્થના ભલામણપત્ર પણ લાવ્યો હતો. તે પત્રો વાંચી તેનો યથાયોગ્ય સત્કાર કર્યાં બાદ ગુણવંતરાય બોલ્યા: "ખરૂં કહું તો, હું આવી પ્રવૃત્તિઓમાં બહુ રસ નથી ધરાવતો. તમે પાંચ દશ વિધવાઓ કે નિરાશ્રિત સ્ત્રીઓને આશ્રય આપીને દેશનું શું ભારે કલ્યાણ સાધી શકવાના છો? અને એમાં જે અનિષ્ટ પ્રવેશતું હું જોઉં છું તે એ છે કે, એથી કુલીન સ્ત્રીઓ નિરંકુશ બનવા માંડે છે. અલબત, આપણી રૂઢ પ્રણાલિકાઓ બધી સારી નથી, તેમાં ફેરફાર જરૂરી છે. છતાં આવાં આશ્રમો અને વિશ્રામો સ્ત્રીઓને નાસભાગ અને બીનજરૂરી બંડવૃત્તિ તરફ ઘણીવાર દોરે છે."

"આપની માન્યતા ખરેખર આશ્ચર્યજનક છે!" સમાજસેવકે મનનો ઉશ્કેરાટ સમાવી નરમાશથી કહ્યું. અંતરમાં તો તે ગુણવંતરાય જેવા ગૃહસ્થને આવું બેજવાબદાર વિધાન કરતા જોઈ ઘણો જ ઉશ્કેરાઈ ગયો હતો, પણ રોપ વ્યક્ત કરવાથી ધારેલું કામ બગડે, એમ ધારી તે શાંત રહ્યો.

"સ્ત્રીઓને કેળવવાની, આગળ લાવવાની ને તેમનાં દુઃખો દૂર કરવાની ચળવળનો હું વિરોધી નથી, પણ એ દરેક વસ્તુને જે મર્યાદા હોવી જોઈએ તે આજની પ્રવૃત્તિઓમાં મને નથી જણાતી." પોતાનું પહેલાનું વિધાન જરા વધુ કડકાઈભર્યું લાગતાં તે સુધારવાની વૃત્તિથી ગુણવંતરાયે ફેરવી તોળ્યું.

"સ્ત્રીઓની આજની દુઃખદ દશાથી આપ માહિતગાર છો, એટલે વધુ હું શું કહું? પણ થોડી ઘણી જેટલી સ્ત્રીઓને આપણે આશ્રય આપી શકીએ તેટલી તો દુઃખ પામતી બચે જ. વળી તેઓ

પોતે આગળ ઉપર તેમની બીજી દુઃખી બહેનોને મદદ કરે, તેવું શિક્ષણ આપવાની અમારી યોજના છે."

"ઠીક, પણ મારે બીજી ઘણી દેણગીઓ વખતોવખત આપવી પડે છે, એટલે તમને હું સંપૂર્ણ સંતોષી નહિ શકું." ગુણવંતરાય બોલ્યા.

તે જ વખતે નિર્મળાબહેન હાથમાં છાપું લઈ ત્યાં આવી પહોંચ્યાં, ને એક કોચ પર બેસી ચાલતો વાર્તાલાપ સાંભળવા લાગ્યાં.

"નહિ સાહેબ, આપની તો મને મોટી આશા છે. આપની હુંફથી તો હું આ શહેરમાંથી બીજા ગૃહસ્થો પાસેથી પણ સારી રકમ મેળવવા માગું છું. આપણી ગરીબ નિરાધાર બહેનો વતી હું આપને પ્રાર્થના કરૂં છું." સમાજસેવકે નિર્મળાબેન તરફ જોઈ છેવટનું વાકય ઉચ્ચાર્યું.

ઉદાર અને ભલી નિર્મળા તૈયાર થઈને જ આવી હતી. તેણે પૂછ્યું; "આ ભાઈ કયાંથી આવે છે?"

"ચંદ્રપુરના મહિલા આશ્રમના સંસ્થાપક છે, ને આશ્રમ માટે ફંડ મેળવવા આવ્યા છે." શેઠે ટૂંકામાં પતાવ્યું.

"એમ? આ પેપરમાં તે જ હકીકત વાંચી તમને બતાવવા હું આવી છું. ત્યાં તો એ ભાઈ જાતે જ આવી પહોંચ્યા છે ને!" નિર્મળાબેન હસ્યાં.

"શી હકીકત પેપરમાં આવી છે?" ગુણવંતરાયે પૂછ્યું.

"એ સંસ્થાનો ઇતિહાસ તથા કાર્યવાહી છે. એમાં આ ભાઈએ શરૂઆત હોવા છતાં સંસ્થાને મોટા પાયા પર વ્યવસ્થિત રીતે સંચાલિત કર્યાની હકીકત છે અને તે કામમાં મદદ માટે જનતાને વિનતિ કરેલી છે. હું એજ બાબત તમને કહેવા આવતી હતી."

"શું કહેવું છે? કહો." ગુણવંતરાયે ચશ્માં નાક પર ચઢાવી નિર્મળાબેન તરફ દ્રષ્ટિપાત કર્યો. એ દ્રષ્ટિમાં કટાક્ષ કે ઠપકો, શું

હતું તે ન સમજાયું. નિર્મળાબેન એ દ્રષ્ટિથી ખૂબ જ ટેવાયલાં હતાં. તે બોલ્યાં: "એ જ કે, આપણા ગામનું એ કાર્ય છે, એમાં આપણે જરૂર સારી મદદ કરવી જોઈએ."

"તું તો જ્યારે ને ત્યારે એ જ વાત લાવે છે; ને તેમાંય વળી આ તો સ્ત્રીઓની ઉન્નતિની વાત આવી, એટલે વધુ ભલામણ કરે તેમાં શી નવાઈ?" ગુણવંતરાય બોલ્યા.

"મારા પર ફાવે તે આક્ષેપ કરજો પણ એ ભાઈને નિરાશ ન કરશો." નિર્મળાએ વાત ટુંકામાં પતાવવા માંડી.

મુત્સદ્દી ગુણવંતરાયે હવે પત્ની સાથે વાદમાં ઉતરવું વાસ્તવિક નથી એમ માની લીધું, ને ચેકબુક કાઢી એક ચેક ભરીને સમાજ-સેવકના હાથમાં મૂકયો. ચેક વાંચી તેણે શેઠનો આભાર માની રજા લીધી.

આવા પ્રસંગોમાં નિર્મળાબેનની હાજરી શેઠને ઠીક ન લાગતી, પણ અનાયાસે તે આવી ચઢતાં ત્યારે શેઠ તેમની ભલામણને નકારી શકતા નહિ. વેપાર રોજગાર સારો ચાલતો ને ઈશ્વરની મહેરબાની છે તો, ભલે બે પૈસા ખરચાય એમ શેઠના મનમાં પણ આવતું, એટલે તે નિર્મળાબેનને આ બાબત ભાગ્યે જ પાછળથી ઠપકો આપતા.

ગુણવંતરાય વરસમાં બે ત્રણ વાર ચંદ્રપુર જતા ને એકાદ મહીનો ત્યાં સહકુટુંબ રહેતા પણ ખરા. ચંદ્રપુરમાં તેમના સ્નેહી ડૉકટર રાવ અને બીજા એક બે વેપારીઓ હતા. તે સિવાય બીજાઓ સાથે તેમને ગાઢ પરિચય ન હતો. ડૉ. રાવના કુટુંબ સાથે તેમનાં છોકરાં વગેરે સારી રીતે હળી ગયાં હતાં ને એક બીજાને ત્યાં જવા આવવાનો સંબંધ હતો. ચંદ્રપુરનો જ વતની સુરેન્દ્ર એક સામાન્ય સ્થિતિનો પણ કુશાગ્ર બુદ્ધિનો વિદ્યાર્થી હતો. તે રમેશનો બાળદોસ્ત હતો, અને સુરેખાએ પણ તેની સાથે લાંબા પરિચયથી ગાઢ મૈત્રી બાંધી હતી.

સુરતમાં કાયમી વસવાટ કરવાથી ગુણવંતરાયના કુટુંબ પર સુરતના વિશિષ્ટ સંસ્કારો પડયા હતા, અને તેથી ઉત્તર ગુજરાતમાં તેઓ જ્યારે ચંદ્રપુર આવતાં ત્યારે લોકોની નજરે આકર્ષક રીતે જુદાં તરી આવતાં. શરીરનો વર્ણ, પહેરવેશ, ભાષાનો ઝોક એ બધું સુરેખા, રમેશ તથા તેનાં માતાપિતાને સુરતી તરીકેની છાપ આપી રહ્યાં હતાં.

રમેશ ગુણવંતરાયનો લાડકો પુત્ર હતો. બી. એ. થતાં સુધીમાં સુરત, વડોદરા અને અમદાવાદ એમ ત્રણ તો એણે કૉલેજો બદલી હતી. રમેશ વિદ્યાભ્યાસમાં બહુ ચપળ ન હતો, તેમ છેક મંદ પણ ન હતો. મધ્યમ બુદ્ધિનો વિદ્યાર્થી હતો. સુરેન્દ્ર ચંદ્રપુરનો વતની હતો, તેની સાથે અમદાવાદ કૉલેજમાં રમેશને પ્રથમ મૈત્રી થઈ હતી. સુરેન્દ્ર ચપળ વિદ્યાર્થી ને ઉગતા કવિ તરીકે આખી કૉલેજમાં પ્રખ્યાત હતો. તેની વિધવા માતા તેને દુ:ખ વેઠી ભણાવતી હતી, એ વાત સુરેન્દ્રના મનમાં વસી હતી, તેથી તે કરકસરથી રહી, ટયુશનો આપવા જતો. રમેશ તેની સ્થિતિથી માહીતગાર હતો, એટલે તેનું સ્વમાન ન ઘવાય તે રીતે વખતો વખત તેને મદદ પણ કરતો.

સુરેન્દ્ર તથા રમેશ વેકેશનમાં ઘણીવાર ચંદ્રપુર તથા સુરતમાં સાથે રહેતા. ગુજરાત કૉલેજમાં તે બંને બી. એ. ના છેલ્લા વર્ષમાં હતા તે વખતે ઉનાળાની બધીયે રજાઓ સુરેન્દ્રે સુરતમાં ગુણવંત-રાયને ત્યાં ગાળી હતી. સુરેન્દ્રની ચાલાકી તથા વિનયથી તે રમેશનાં માતાપિતાને પ્રિય થઈ પડયો હતો. ગુણવંતરાય પણ તેનાથી પ્રસન્ન રહેતા ને પોતાના પુત્ર જેવુંજ વર્તન તેની સાથે રાખતા. ચંદ્રપુર આવતાં ત્યારે નિર્મળાબેન સુરેન્દ્રની માતાને મળવા બોલાવતાં ને સુરેન્દ્રની ચપળતા તથા બુદ્ધિનાં તેની આગળ વખાણ કરતાં, તે વખતે એ ગરીબ પણ સંસ્કારી માતાના અંતરમાં આનંદની છોળો સમાતી પણ નહિ.

સુરેન્દ્રની કવિતાઓ રમેશ ઘણીવાર પોતાની માતા તથા બહેન

સમક્ષ વાંચી તેની આલોચના કરતો. તેમાં સુરેખા—જે હાઇસ્કુલમાં ભણતી હતી તે—રસ લેવા લાગી ને કવિતાના વિષયમાં તે અવારનવાર સુરેન્દ્ર સાથે ચર્ચામાં પણ ઉતરવા લાગી.

ઉત્તર ગુજરાતની તંદુરસ્ત ને સુદૃઢ બાંધાવાળી માતાનો વારસો પામેલી સુરેખાના પુષ્ટ દેહને દક્ષિણ ગુજરાતની સૌંદર્યવર્ધક આબોહવા તથા રસિકતાએ સૌંદર્યમંડિત કર્યો હતો. તેનો ઘાટીલો ભરાવદાર દેહ, વખતો વખત હલનચલનમાં તથા બેસવા ઉઠવામાં પણ મનોહર અંગભંગિમા દાખવી જોનારને મુગ્ધ કરતો. મહુડાનાં તાજાં પુષ્પ જેવા તેના પુષ્ટ કપોલ તથા તુટુતુટુ થતી કમાન નીચે નૃત્ય કરતી તેની કાળી કીકી સુરેન્દ્રને કવિત્વભરી કલ્પનાની પ્રેરણા આપતાં. તદુપરાંત જ્યારે એ અજબ કિશોરીમાં તેણે કવિતાની પરખની દૃષ્ટિ જોઈ ત્યારે તો સુરેન્દ્રના આનંદની સીમા જ ન રહી. તે પોતાનું દરેક નવું કાવ્ય તેને વંચાવી તેની ચર્ચા કરવામાં આનંદ લેવા લાગ્યો.

પણ સુરેખા કંઈ બહુ સરળ ને નરમ સ્વભાવની છોકરી ન હતી. તે વખતોવખત કવિરાજનાં કાવ્યોની ચર્ચામાં વિરોધ ઉઠાવી, કવિને ટીકાસ્ત્ર વડે બરોબર સીધા કરતી. આમ છતાં તેના મનમાં સુરેન્દ્ર માટે પુરતો સમભાવ રહેતો. સુરેન્દ્ર પણ તે વાત સમજતો હોવાથી સુરેખા તેનાં છોડિયાં પાડતી, તેથી તેને ખાસ માઠું ન લાગતું. કવચિત તે ખીજાતો તો સુરેખા કટાક્ષથી તેનું નિવારણ પણ કરતી.

રમેશ બી. એ. થઈ સુરેન્દ્ર સાથે અમદાવાદની લૉ કૉલેજમાં દાખલ થયો, પણ ટૂંક મુદતમાં જ તે કંટાળી ગયો. તેના પિતાની ઈચ્છા પણ તેને હવે વેપાર ધંધામાં જોડવાની હતી, છતાં રમેશને સ્પષ્ટ રીતે ભણવાની ના પાડી શકતા નહિ; પણ જ્યારે રમેશે પોતે જ તે વાતમાં સંમતિ આપી ત્યારે તેઓએ, તેને વડોદરાની

દુકાન સ્વતંત્ર રીતે સોંપીને પોતે અવારનવાર ત્યાં જઈ આવી, દેખરેખ રાખવાનું ચાલુ રાખ્યું હતું.

એ અરસામાં બેસતા ચોમાસામાં જ મેઘરાજાએ તાંડવ લીલા આરંભી. નદી નાળાં છલકાઈ ગયાં ને સેંકડો માઈલોના વિસ્તારો કોતર જેવાં બની ગયાં. જ્યાં જુઓ ત્યાં જળજળ બંબાકાર! બીજું દેખાય જ નહિ. વડોદરામાં મોટાં મોટાં મકાનો બેસી ગયાં ને કેટલાક ભાગોમાં પાણી પેસી જવાથી જવા આવવાનો વહેવાર અટકી ગયો. એટલામાં વળી વિશ્વામિત્રીમાં વધુ પાણી આવવાની બૂમ ઉડી. કેંક લોકો ઘરબાર વિનાના થઈ ગયા હતા, ને કેટલાક તણાઈ પણ ગયા હતા. આ આફતથી ત્રાસેલા વડોદરામાંના બહારગામના વતનીઓ વરસાદ નરમ પડતાં જ વડોદરા છોડવા લાગ્યા. કોઈ ભયથી, કોઈ ઘેર જઈ વતનની મીલકત સંભાળવાને બહાને તો કાઈ સગાં સંબંધીની ખબર કાઢવા ખાતર જવા લાગ્યાં. પણ વડોદરાથી અમદાવાદ ઝડપી આગગાડીમાં આવ–જા કરનારા લોકોને આજની મુશ્કેલ સ્થિતિમાં જ આગગાડીની કિંમત સમજાઈ.

સડક ઠેરઠેર ધોવાઈ જવાથી આગગાડી બંધ હતી. સડકના પુલ તૂટી જઈ તણાઈ ગયા હતા ને કોઈ કોઈ વહેતા પાણી સાથે બાથ ભીડતા લટકી રહ્યા હતા. આવા રસ્તે જતાં કોઈ લોકો ત્રાપાથી ઉતરતા હતા, કોઈ સાહસિકો તરીને પણ પાર થતા હતા. કોઈ કોઈ ભાંગેલા પુલના આધારે એક બીજાની મદદથી ઉતરવા મથતા હતા. મોટા મોટા વાંસ હાથમાં લઈ ઘણાક ક્યાંથી ઉતરવું સલામત છે તે જાણવા માટે પાણીની ઉંડાઈ વાંસથી માપવા મથી રહ્યા હતા.

રમેશનાં માતા પિતા વગેરે તે વખતે ચંદ્રપુર હોવાથી, આઠ દિવસના ભારે વરસાદમાં કંટાળી ગયેલો રમેશ પણ વડોદરાથી ચંદ્રપુર જવા નીકળ્યો. સાથે બે ત્રણ યુવાનોનો પરિચય થયો, તેમાં એક સુધીર પણ હતો. માર્ગમાંની અડચણો જોઈ રમેશે પાછા જવા વિચાર કર્યો, પણ સુધીરે તેને હિંમત આપી. સુધીર પણ ચંદ્રપુરનો વતની

હોઈ એક મિત્રને મળવા વડોદરા આવ્યો હતો ને તોફાનમાં સપડાયો હતો, એ વાત રમેશે તેના કહેવાથી જાણી. તે પણ ચંદ્રપુર જવા જ નીકળ્યો હતો. તેણે રમેશને ગભરાતો જોઈ કહ્યું : “ ગભરાશો નહિ, મારી પીઠ પર સ્વાર થઈ જજો. હું તમને પાર ઉતારી દઈશ. તમે સુરતમાં રહેલા એટલે ખૂબ સુંવાળા થઈ ગયા લાગો છો. ”

રમેશ મનમાં શરમાવા લાગ્યો. ત્યાં વળી સુધીરનો સાથી બોલ્યો : “ અરે મીસ્ટર, આમ નાળાં ઉતરીને પણ ઘેર જવું સારૂં છે. વડોદરાની સલામતી હજી જોખમમાં છે. વખતે વિશ્વામિત્રીમાં આગળથી વધુ પાણી આવતાં તે નાનકડી ખાડી છલકાઈ પણ જાય.”

રમેશને શું કરવું તે સૂઝ્યું નહિ. આખરે સુધીરની સલાહથી તેણે પણ હિંમત એકઠી કરી, ગમે તે રીતે ચંદ્રપુર જવા નિશ્ચય કર્યો. એક મોટા નાળા ઉપરથી ઉછળતાં પાણી વહી રહ્યાં હતાં. થોડેક છેટે કેટલાક લોકો ત્રાપામાં બેસી ઉતરતા હતા. કેટલાક તરીને પણ ઉતરતા હતા, પણ તેમની સંખ્યા ઓછી હતી. સુધીર પણ તેના મિત્ર સાથે તે લાકડાં તથા ડાંખળીઓના બનાવેલા ત્રાપા પર બેઠો. ત્રાપો ઝોલા ખાતો હતો. તેને ચલાવનાર માણસ બધાને સમતોલપણું સાચવવા વારંવાર સૂચવી રહ્યો હતો.

કાળના મુખ જેવાં ધસમસતાં ઉન્મત્ત પાણીમાં ત્રાપો તરી રહ્યો હતો.

સુધીર રમેશને હસતે વદને હિંમત આપી રહ્યો હતો. તે પુછતો હતો, “ કેમ કેવી મજા આવે છે ? ”

“ સરસ ! ” ત્રાપાની ધાર મજબુત પકડતાં અંતરમાં ભયભિત બનેલો રમેશ બોલ્યો. માણસ ઘણી વખત શું બોલે છે તે પોતે પણ સમજતો હોતો નથી, એવી અત્યારે રમેશની સ્થિતિ હતી.

એવામાં ત્રાપાને એક ઝોલો લાગ્યો ને એક ચીસ સંભળાઈ. કીનારા પરના લોકો કીકીયારી કરી ઉઠયા : “ ડુબ્યો ! ડુબ્યો ! ”

સુધીરનો સાથી શું બન્યું તે જુએ તે પહેલાં તો તેણે ઉછળતા વ્હેણમાં સુધીરને તરતો જોયો. તેણે એક હાથે એક ડુબતા માણસનું બાવડું પકડયું હતું. તે રમેશ હતો. ત્રાપાને આંચકો લાગતાં જ તે પાણીમાં ગબડી પડ્યો હતો, ને સુધીરે વખતસર જ તેની પાછળ ઝંપલાવ્યું હતું. સુધીર કુશળ તરવૈયો હતો પણ જોરથી વહેતા વ્હેણમાં ડુબતાને બચાવવો એ મુસ્કેલ તો ખરૂં જ.

"ઉભા રહો, આને ત્રાપા પર ગોઠવી દઉં." સુધીરે તેને મન ફુલ જેવા લાગતા રમેશને પાણીમાં તોળી રાખતાં કહ્યું; પણ ત્રાપાવાળાએ ના પાડી. સુધીર ખીજવાયો; પણ ઇલાજ ન હતો. ત્રાપામાંના તેના મિત્રે પણ ત્રાપાવાળાને સમજાવવા માંડ્યો પણ તેણે ન માન્યું. 'મારે આ બધાયને ભેગા ડુબાડવા નથી' એમ કહી તેણે ત્રાપો આગળ ઠેલ્યો.

સદ્દભાગ્યે રમેશને સુધીરે ત્રાપાથી તેનો હાથ છુટી જઈ ડુબતા આગમચ જ બચાવી લેવાથી તે શુદ્ધિમાં હતો. તેને સુધીરે પોતાનો ખભો પકડી લેવા કહ્યું ને પાણીમાં પગ થબ થબ પછાડવા સૂચના કરી.

રમેશે સુધીરને ખભે પકડ લગાવી દીધી. પગ હલાવવાનું તો એ બીકમાં ભૂલી જ ગયો. છતાં સુધીરે તેને જેમ તેમ ઢસરડી કાંઠે આણ્યો.

સ્વસ્થ થયા પછી સુધીર હસીને બોલ્યો: "કેમ, છેવટે મારે ખભે જ ચડી ઉતરવું પડયું કે?"

રમેશ માત્ર આભારભર્યું લુખ્ખું હસ્યો ને કપડાં બદલી તેઓ નજીકના સ્ટેશન ભણી ઉપડ્યા.

પછી તો છેક ઘેર જતા સુધી સુધીર અને રમેશે જાતજાતની વાતો કરી ને આગગાડીમાં જ બંનેને મૈત્રી જામી ગઈ.

## [૪] રેલસંકટ નિવારણની કામગિરિ

વડોદરાથી પાછા ફરતાં સુધીરે જોયું, કે બીજાં સ્થળોની માફક ચંદ્રપુર તાલુકામાં પણ રેલથી મહા કેર વર્તી ગયો હતો. નદીકાંઠા પરનાં તાલુકાનાં કેટલાંક ગામ તારાજ થઈ ગયાં હતાં ને હજારો લોકો ઘરબાર વગરના બની ગયા હતા. ઘણાનાં ઢોર તણાઈ ગયાં હતાં ને કૈંકના ખાવાના દાણા પ્રલયમાં નાશ પામ્યા હતા.

સુધીર આવ્યો તેની બીજી જ સવારે પંડિત મહેશ્વંદ્રને મળવા તાલુકા સમિતિના પ્રમુખ આવેલા, તેમની સાથે સુધીરને રેલસંકટ વિષે વાતચીત થઈ. પ્રમુખ મહાશય સુધીરની શક્તિથી સારી રીતે પરિચિત હતા. સુધીરે ગઈ આખી રાત પોતે આ સેવાકાર્યમાં શી રીતે વધુમાં વધુ મદદરૂપ થઈ પડે તેના વિચાર કર્યા હતા. ત્યાં જ પ્રમુખે તેને ચંદ્રપુર તાલુકાની રેલસંકટ નિવારક સમિતિના મંત્રીનું પદ અપાવવાની પોતાની ઇચ્છા જણાવી.

"મને કામ આપો એટલું જ હું માગું છું. પછી તે મંત્રીનું હોય કે છેલ્લામાં છેલ્લી કક્ષાના સ્વયંસેવકનું હોય." સુધીરે પોતાનું દીલ ખોલ્યું.

"મેં લાંબો વિચાર કર્યો છે. આ વખતે ભાપણો કરનારની જરૂર નથી. પૈસા તો અમે એકઠા કરીશું; પણ તેની વ્યવસ્થા કરી

ગામડામાં ખરી જરૂરીયાતના સ્થળે તે પહોંચાડનારની અગત્ય છે. ને તે કામ તાલુકામાં તારા કરતાં વધુ સારી રીતે કરનાર મને બીજો કોઈ જડતો નથી." પ્રમુખે પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો.

પ્રમુખે સમિતિ વતી બે દિવસથી તાત્કાલિક રાહતનું કાર્ય તો શરૂ કર્યું હતું, પણ આ કામ લાંબો વખત ચાલશે ને તેમાં વધુ દ્રવ્ય તથા વ્યવસ્થાશક્તિની જરૂર પડશે એમ તેમને લાગ્યું હતું, તેથી રીતસર સંકટનિવારક સમિતિ નીમી લાયક હોદ્દેદારો ચૂંટવાનો તેમણે વિચાર કર્યો હતો. આ કામે જ તેઓ પંડિત મહેશ્વંદ્ર પાસે તેમની સલાહ લેવા આવ્યા હતા. પંડિતજીએ સુધીરને આવેલો જોઈ પોતાનો બોજો તેને શીર નાંખ્યો. પંડિતજીની તબીયત કેટલાક વખતથી નાદુરસ્ત રહેતી હતી. તબિયતનો વિચાર કરતાં પ્રમુખને પણ પંડિતજીની સૂચના ગમી એટલે તેઓ તેની સાથે ચર્ચા કરવામાં પડયા.

છેવટે તે જ સાંજે સભા કરી સમિતિ નીમવા તથા હોદ્દેદારો ચૂંટવા માટે પ્રમુખે સુધીરની સંમતિ લેઈ નિશ્ચય કર્યો. સાંજે શહેરના આગેવાનોની સમિતિ નીમાઈ ને સુધીરને સમિતિના મંત્રી તરીકેનું જવાબદારીભર્યું કામ સોંપવા સહુએ નિઃસંકોચપણે અનુમોદન આપ્યું.

સુધીરે રમેશને મળીને પોતાના કાર્યક્રમની માહિતી આપી. હવે એકાદ માસ તો પોતે આ કામમાં ખૂબ જ રોકાયેલો રહેશે એમ પણ તેણે જણાવ્યું. પોતાના સ્વયંસેવકો સાથે તેણે ગામડાનું એક ખાસ જુથ રાહત માટે રાખી લીધું હતું તે વાત પણ રમેશને કહી.

છેવટે તેણે કહ્યું : "કાલે મારા જુથનાં ગામોમાં હું ફરી આવીશ. સાથે અનાજ તથા થોડાંક કપડાં અમે લઈ જવાના છીએ; કારણ હાલ તો એ બે ચીજો વિના લોકો મરી રહ્યા છે. ઘરબાર, ઢોરઢાંખર વગેરેનું તો પાછળથી થઈ રહેશે. આ ગામોમાં એકવાર હું તમને પણ લઈ જવા ઇચ્છું છું, માટે તૈયાર રહેજો."

"જરૂર, કહો તો આજે પણ આવવા હું તૈયાર છું." રમેશે ઉત્સાહ દાખવ્યો.

"ના, પછી લઈ જઈશ. હાલ તો વળી ક્યાંઇક પાણી આવે તો મારે તમને ખભે ઉંચકવા પડે." સુધીર મંદ હાસ્ય કરી ઉભો થયો.

"ઠીક, પધારો મંત્રી સાહેબ!" રમેશે શરમાઈ જઈ વિદાય આપતાં કહ્યું.

બે દિવસમાં આવવાનું કહીને ગયેલા સુધીરને તાલુકામાંથી આવતાં ત્રણ દિવસ થયા. ત્રીજે દિવસે તે આવ્યો ત્યારે રમેશને ઘેર તેને મળ્યો, તે વખતે તેણે ગ્રામજનોના દુઃખની ત્રાસદાયક વાતો રમેશને કહીઃ

"એક ગામમાં તો અમે બે ઠુંઠવાઈ ગયેલાં માણસનાં મડદાં ઝાડ પરથી નીચે ઉતાર્યાં. બીચારા જીવ બચાવવા ઝાડ પર ચઢી ગયેલાં, ત્યાં ભુખ અને શરદીથી ઠુંઠવાઈને મરી ગયાં. તેમની ખબર લેવા કોણ જાય?" કહી સુધીરે નિસાસો નાખ્યો.

"બીજે એક ઠેકાણે ટેકરા પર કેટલાંય સ્ત્રી, પુરુષ, બાળકો વગેરે ત્રણ દિવસથી ભૂખે મરતાં ઉભાં હતાં. તેમની ચોતરફ સાગરની પેઠે વાંસવાંસ પુર પાણી ઉછળતું હતું. શરૂઆતમાં થોડું ખાવાપીવાનું લઈ તેઓ ટેકરા પર જીવ બચાવવા ચઢી ગયેલાં. પણ તેમની કુદરતી કેદ ધાર્યાં કરતાં લાંબી થઈ. અમે જઈને તેમને ખાવાનું આપ્યું અને લાકડાના ત્રાપા બનાવી પાણીની કેદમાંથી છોડાવ્યાં."

"બિચારાઓએ ઘર આંગણે કાળાપાણીની સજા વેઠી." રમેશ બોલ્યો.

"હવે લોકોના જીવ બચાવવા જેવી કામગિરિ તો પુરી થવા આવી છે. હવે આ સંકટગ્રસ્ત વિસ્તારોની નવરચના તથા સંકટગ્રસ્તોની પ્રાથમિક જરૂરિઆતો પુરી પાડવાનું કામ હાથ પર લેવાનું છે. મંત્રી તરીકે મારાથી સતત બહુ દિવસ બહાર જવાય તેમ નથી, છતાં કાલે હું ફરી ગામડામાં જવાનો છું. એકાદ દિવસ ત્યાં

રોકાઈશ. તમારે સાથે આવવું હોય તો કાલે તૈયાર થજો.” એમ કહી તે સાંજે તેને શહેરમાં ભરાવાની જાહેર સભામાં સુરેખા સાથે આવવાનું આમંત્રણ આપી સુધીર પોતાના કામે ચાલ્યો ગયો. સુરેખા જેવી ચાલાક છોકરી આવે તો તેની આગેવાની હેઠળ સ્ત્રીસેવિકાનું દળ ઉભું કરી શકાય એવી સુધીરની નેમ હતી.

તેના ગયા બાદ રમેશ વિચારે ચઢયો. તેનું કૉલેજ જીવનનું સ્મરણ તેને સાહસ માટે પ્રેરી રહ્યું. પોતે પણ ગામડામાં જઈ થોડીક સેવા કરે તો શું ખોટું ? સુધીર, જેને માટે તેને બહુ માન હતું, તે એથી કેટલો બધો ખુશી થાય ? સુધીર સાથે છે, એટલે મુશ્કેલી શું નડવાની છે, એમ ધારી તેણે આવતી કાલે જ સુધીર સાથે ગામડામાં રાહતના કામમાં મદદ કરવા જવું એમ નક્કી કર્યું. તે સાંજે શહેરની જાહેર સભામાં સુરેખા તથા નિરંજના સાથે કુતુહલથી પ્રેરાઈને રમેશ ગયો. ને સુધીરના આગ્રહથી એ સભામાં તે તથા સુરેખા બે શબ્દો બોલ્યાં પણ ખરાં.

રમેશના પિતા ગુણવંતરાયે ગામડામાં જવા તેને કચવાતે મને રજા આપી. રમેશ તો પળવારમાં વેપારી મટી એક ચપળ કૉલેજિયન બની ગયો. કચ્છ મારી બીજા સ્વયંસેવકોની સાથે તે પણ ગામડામાં નીકળી પડયો.

એક ગામમાં ગયા ત્યાં ભાગોળમાં મોટું સરોવર ભરાયું હોય એમ ગામમાં જવાનો માર્ગ જ ન મળે. બધે જ પાણી ભરેલું. એક બે ઉંચાણવાળાં ખેતરમાં છીંડા પાડી, થોડાક કીચડ ડહોળી તેઓ ગામમાં ગયા. ગામનાં આગેવાનોને બોલાવી સુધીરે થોડી વાતચીત કરી, પછી તેણે રમેશને કહ્યું : “ રમેશભાઈ, તમને એક કામ બતાવું તે કરો. તમને પડી ગયેલાં ઘરોની માલીકવાર યાદી કરતાં ફાવશે ? આ પટેલ તમારી સાથે રહી તમને ઘરો બતાવી નામઠામ લખાવશે. સાથે સાથે ઘર પડવાથી થયેલા નુકસાનનો આંકડો પણ સ્થળ અને મકાનની હાલત જોઈ અંદાજે મુકતા જજો. ”

"ખૂશીથી કરીશ. ચાલો પટેલ!" ઉત્સાહથી રમેશે કહ્યું.

"ઠીક, લ્યો આ નોટબુક ને પેન્સીલ. જુઓ બે કલાક પછી આપણે અહીં નાસ્તા માટે એકઠા થવાનું છે." સુધીરે છેવટની સૂચના આપી ને તે બીજા સ્વયંસેવકોને લઈ ભાગોળનું પાણી કયા રસ્તે વાળવાથી કાંસમાં નીકળી જાય તેમ છે, તેની તપાસ કરવા ગયો.

બે કલાક પછી બધા એક ઓસરીમાં એકઠા થયા ને ગોળ તથા શેકેલા ચણાનો નાસ્તો કરી સૌએ પાણી પીધું. રમેશને પણ ભૂખ ખૂબ લાગેલી હતી એટલે તે નાસ્તો તેને મીઠો લાગ્યો. સુધીરે રમેશને કહ્યું, "રમેશભાઈ, જોયું? હું ચા નથી પીતો તેથી મને આવે પ્રસંગે કેવું ફાવી જાય છે! તમને તો ચા વગર કોણ જાણે શું ય થતું હશે!"

"ના, ના. મનેય આ નાસ્તો બહુ પસંદ પડયો. એક દિવસ ચા ન મળી તેમાં શું?" રમેશે પોતાના ઉત્સાહને શોભતો જવાબ આપ્યો. અમુક વખત લગી ચા ન પીવામાં પણ મોટો ત્યાગ માની લેનાર સેંકડો લોકો આ હતભાગી દેશમાં પડયા છે, ત્યાં રમેશની વાત હસવા યોગ્ય શી રીતે ગણાય?

સાંજના પોતાના કામમાંથી ફારેગ થતાં રમેશે જોયું કે, ભાગોળ-માંનું પાણી ઓસરી ગયું હતું. માથાપુર પાણી હતું તે ઢીંચણપુર આવી ગયું હતું. તેણે પટેલને તેનું કારણ પૂછયું.

પટેલે કહ્યું: "એ તો સુધીરભાઈ અને બીજા જુવાનિયા વળગ્યા ને કહેવા લાગ્યા કે, પાવડા કોદાળી લાવો; અમે પાણીને રસ્તો કરી આપીએ. અમે ઘણીય ના પાડી પણ એ તો માને એવા કયાં છે? અમે સાધનો આપ્યાં ને તે કામે વળગ્યા. પણ અમારૂં કામ એ બધા કરે ને અમે જોઈ રહીએ, એ કાંઈ બને ખરૂં? બપોરથી મેં આખા ગામના જુવાનોને ત્યાં કામે મોકલી દીધા ને નીક ખોદી પાણી વહેવડાવી દીધું. ભાઈ, એવી મહેનતનું કામ સુધીરભાઈ વગર બીજાથી ન થાય."

"તમારે તો આથી ભારે સુખ થઈ ગયું." રમેશે કહ્યું.

"હા, ઠેઠ દીવાળી સુધી આ પાણી ડહોળવું પડત; પણ હવે તો પંદર દીમાં રસ્તો ઠોક્કર જેવો થઈ જશે." પટેલે કહ્યું.

રમેશ મનમાં જ સુધીરની પ્રસંશા કરી રહ્યો. પોતાનું ભણતર ને બુદ્ધિશકિત બધુંય પોતાના માનવી બંધુઓ માટે વાપરવાની ધગશ-વાળા એ યુવાન માટે તેને મનમાં વધુ માન ઉપજ્યું.

ગામમાં ફરીને થાકેલો રમેશ પટેલના ફળીયામાં આવ્યો ને ત્યાં ખાટલો નખાવી હાશ કરતો બેઠો. પટેલ એ સુંવાળા જુવાનની મનમાં જ દયા ખાતા સામેના ઓટલા પર બેસી હુક્કો ભરવા લાગ્યા.

રમેશે આવી રીતે ફરી ફરીને, ગામડું આ પ્રથમ જ જોયું, ને તે પણ આવા રેલસંકટના વખતે. તેને ગામડાંની કરુણ દશા વિષે વિચારો આવવા લાગ્યા. સુધીર જેવાઓ આ ગામડાંની સેવા કરવા માટે જે ધગશ રાખતા હતા, તે તેને વ્યાજબી લાગી.

પટેલ સાથે વાતચિત કરી તેણે ગામડાં વિષે ઘણી માહિતી મેળવી. છેવટે એકાએક તેણે પટેલને પૂછ્યું: "તમે સવારથી મારી સાથે જ ફરો છો, તો સુધીરભાઈને મદદ કરવા કેમ નથી જતા?"

"સુધીરભાઈએ મને તમારી સાથે જ રહેવા કહી દીધું છે. તમને હરકત ન પડે એની એ બહુ કાળજી કરે છે." પટેલે હુકો ગગડાવતાં જવાબ આપ્યો.

"ત્યારે તમે પેલું પાણી કઢાવવામાં એમને મદદ કયારે કરી?"

"એ તો મારો દીકરો સવારથી ભાઈની ટોળી સાથે છે. તે ઈના કેવા પરમાણે મને ખબર મોકલાવે છે, ને તે પરમાણે હું એમને મદદ કરવા કહેવડાવું છું. વચ્ચે આપણે ધરાં માંડતા'તા તે વારે મારો દીકરો આવીને મને ભેળો થઈ, ગામમાંથી સૌને પાણીનો નીકાલ કરાવવા મજુરીએ બોલાવી ગયો તો. એ વખતે તમારૂં ધ્યાન ધરાં માંડવામાં હતું એટલે તમે તેને જોયો નહિ." પટેલે રમેશને વિગતપૂર્વક સમજ પાડી.

"મેં જોયેલો તો ખરો, પણ ધ્યાનમાં નહિ રહેલું." રમેશ મનમાં જ સુધીરની પ્રસંશા કરી રહ્યો; પણ પોતાને માટે ગામના એક મહત્વના આગેવાનને રોકી રાખ્યો એ તેના મનથી ઠીક લાગ્યું નહિ.

સાંજે ફળિયામાં બધાએ એકઠા થઇ હારબંધ ખાટલા નાખી વિશ્રાંતિ લેવા માંડી. પોતાની ટોળીના એક સ્વયંસેવકે પકાવેલી ખીચડી ને દુધ તથા ક્યાંકથી મળી આવેલું મરચાનું અથાણું ખાઈ બધા તાજા થયા હતા. બપોરે માત્ર ગોળ ચણા ખાઈને નિભાવેલું હોવા છતાં, એક બે જણ તો સાંજે માત્ર થોડુંક દૂધ પીને ચલાવી લેનાર પણ નીકળ્યા. રમેશને આ ખોરાક કુતુહલપ્રેરક થઈ પડયો. તે આ ખીચડી ને મરચું ખાઇ ધરાઇ શકે તેમ ન હતું, પણ રાત્રે વિવિધ વાતોમાં મળેલો આનંદ તેને તૃપ્ત કરી શકયો. તે ખોરાકની અગવડતા વિસરી ગયો ને સુધીરની ટોળીના તથા ગામલોકોના રેલ વખતના વિવિધ અનુભવના પ્રસંગો રસથી સાંભળવા લાગ્યો.

સુધીરે તથા બીજા એક બે જણે ખાટલામાં સૂવાની ના પાડી. "તમારાં છોકરાં ભોંય રવડે ને અમને ખાટલા આપો તે અમારાથી ન લેવાય. એથી તો અમે ઉલટા તમને દુઃખદાયક થઈ પડીએ."

"ના, બાપુ ના. અમે તો રોજના ભોંય આળોટતાં શીખી રહેલા. તમારે માટે ખાટલા તો શું, પણ આ ખાલનાં ખાસડાં શીવડાવીએ ત્હોય ઓછું છે." પટેલે કહ્યું ને બીજા એક બે ખેડુતોએ તેને ટેકો આપ્યો. સુધીરનો આગ્રહ વધુ ટકી શકયો નહિ.

આકાશમાં ચાંદની ખીલી હતી. ઇંદ્રરાજની સેના જાણે ઉન્મત્ત બની પૃથ્વી પર પ્રલય વરસાવવા આવી હોય ને મહાનાશ આદરી પાછી ફરી જાય, તેમ વાદળની સેના જળપ્રલય રેલાવી આકાશ પરથી અલોપ થઈ ગઈ હતી.

એક આકાશદર્શનના શોખીન સ્વયંસેવકે તારાઓની ઓળખ

એક મિત્રને આપવા માંડી. તે પરથી આકાશમાં ઉગતા વીંછીડા (વૃશ્ચિક)ની વાત નીકળી ને પછી સાપની વાત નીકળી. માણસોને એક વાત પરથી બીજી પર સરતાં વાર નથી લાગતી. તે એટલી બધી સરળતાથી સરે છે, કે ઘણીક વાર તો તેને પોતાને પણ ખબર પડતી નથી, કે પોતે ક્યાંથી ક્યાં સરકે છે. એવે વખતે રસભરી વાતોનું ઘેન તો માણસને નહિ ચઢતું હોય !

"સાપ તો ભઈ મેં આ રેલમાં જોયા તે સાપ." પાસે બેઠેલા સુધીર તથા રમેશને ઉદ્દેશીને એક ખેડુત બોલ્યો.

"ક્યાં જોયા ધનાભાઈ?" સુધીરે બોલનારને પૂછ્યું.

"એ જ કહું છું ભઈ." ધનાભાઈએ ચલાવ્યું: "રેલના ત્રીજે દિવસે પાણી બહુ ચઢ્યાં એટલે હું પેલી આમલીઓ પર છોકરાંને લઈ ચઢી ગયેલો, એ તો બધાય જાણે છે. છોકરાની ખોઈ મજબુત લૂધડાંથી બે ડાળીઓ પર બાંધીને નાનકડો માળો બનાવી અમે બેઠાં. પણ બે દહાડા વિત્યા ને ભેગું રાખેલું ભાથું ખૂટ્યું, પણ મેં તો પડયા જ કરે. જીવવાની આશા તો નો'તી. પણ મરવુંય ચ્યાં હેલું સે ? આમલી નીચે ને બધે નજર પડે ત્યાં જળજળ બંબાકાર જ દેખાય. ત્રીજી સવારે અજવાળું થતાં જોયું તો અમારી થડમાંની ડાળ ઉપર જ બે કાળા લાંબા લાંબા નાગ વીંટલો વળીને ઠરી ગયેલા દેખાયા. હું તો જોઈને આભો જ થઈ ગ્યો; જરા ખીજવાય તો ઉછળીને એકી હાથે બે ટચકા લગાવે ઈમ હતું; પણ ભાગવાનો મારગ જોઈએ ને ? અમે તો ભગવાનનું નામ લઇ બેસી રહ્યાં. નીચે ને ઉપર બધેય જીવલેણ કાળ અમને તો દેખાતો. ભઈ, માળા બેઉ સાપ બે દહાડા લગણ ઈમને ઈમ વળગી રહ્યા ને અમે પણ બીકનાં માર્યાં પડયાં રહ્યાં. ત્રીજે દહાડે મેં રઈ જતાં એ રાતમાં જ ક્યાંક જતા રહ્યા. દઃખમાં બધાય હરખા. એ સાપ ભાઈબંધલા પણ મરવાના ભોથી અમારૂં નામ લીધા વગર બે દહાડા લટકી રહ્યા. નહિ તો આડે દહાડે આઘેથી ભાળે ત્હોય ફુંફાડો માર્યાં વગર નાં રે."

"પ્રાણીઓમાં પણ દુઃખની વખતે સમભાવ જાગે છે." એક જુવાને કહ્યું.

"ત્યારે માણસોમાં બહુ ઓછો કેમ હશે?" બીજાએ પ્રશ્ન કર્યો ને બધા હસ્યા. રમેશ તો ધનાભાઈની વાત સાંભળી દિંગ થઈ ગયો હતો. શું આ ખરી વાત હશે? તે મનમાં વિચારવા લાગ્યો. વાતોના ગપાટા પુરા કરી સૌ સુતા તે વખતે એક વાગવાનો સુમાર થયો હતો, એમ આકાશદર્શનના અભ્યાસીએ કહ્યું.

બીજે દિવસે સ્વયંસેવકોની ટુકડીને બીજે ગામ સવારે વહેલી વિદાય કરી, સુધીરે તે ગામમાંની અનાજ વસ્ત્ર વગેરેની જરૂરિયાતોની નોંધ કરી લીધી. પછી પોતે ત્યાંથી બીજે સ્થળે વિદાય થતી વખતે રમેશનો ખાસ આગ્રહ હોવા છતાં તેને એક ખેડુતની સાથે ચંદ્રપુર મોકલાવી દીધો.

ભેજ, અથડામણ તથા ઉજાગરાથી બીજે જ દિવસે રમેશને શરદી થઈ; ને પોતે ના પાડયા છતાં ગામડાંમાં રખડવા જવા બદલ ગુણવંતરાયે તેને ઠપકો આપી, ડૉ. રાવને બોલાવી દવા માટે ગોઠવણ કરી.

# [ ૫ ] સુરેખાનું ભાષણ



ધીરે રમેશને લગાડેલી સેવાકાર્યની ધૂન સુરેખાને પણ લાગવા માંડી. સુધાર તેથી આનંદ પામતો હતો. તેણે જોયું હતું કે, સુરેખા દ્વારા સેવિકાદળની યોજના સહેલાઈથી થઈ શકશે. અને એક વખત એ પ્રવૃત્તિ ચાલુ થઈ એટલે પછી સુરેખા સુરત જશે તો પણ તે પ્રવૃત્તિ ચાલુ રહી શકશે. વળી તાજેતરમાં સેવિકાદળ ખડું થાય તો રાહતકાર્યનાં નાણાં માટે શ્રીમંત વર્ગની સ્ત્રીઓ તથા ગૃહસ્થોને પણ તેમના દ્વારા વિનતિ પહોંચાડી શકાય, ને સમિતિના કાર્યને સારો વેગ મળે.

સુધીરે પોતાની આ ઇચ્છા રમેશને જણાવી અને રમેશે સુરેખાને આ બાબત વધુ ને વધુ રસ લેતી કરવા પ્રેરણા આપવા માંડી. પરિણામે એક અઠવાડિયામાં તો સમિતિના કામના અંગે નિરંજના, સુરેખા તથા બીજી ત્રણ ચાર સ્ત્રીસેવિકાઓ શહેરમાં ફરવા લાગી. ચંદ્રપુરના મહિલા–આશ્રમની એક બે સ્ત્રીઓનો પણ તેમાં સહકાર મળ્યો.

સુરેખા એ વર્ષે સુરતની કૉલેજમાં પ્રિવિયસ પાસ થઈ હતી. હાઈસ્કુલમાં તે ડિબેટીંગ સોસાયટી ( ચર્ચા સભા )માં પોતાના વક્તૃત્વથી સૌને આંજી શકી હતી, તે એટલે સુધી કે ઘણાક તો તેને ભવિષ્યની "સરોજિની દેવી" કહી ઓળખાવતા. ગમે તે વિષય

ઉપર અણધાર્યો વખતે સુરેખાને બોલવું પડતું તોપણ તે ગભરાતી નહિ. કોઈક નવો જ પ્રશ્ન ઉપસ્થિત કરી દઈ નવી શૈલીએ તેનું નિરૂપણ કરી શ્રોતાઓને તે મુગ્ધ કરતી. એનો અસ્ખલિતપણે વહ્યે જતો વાણીપ્રવાહ તથા માઠોસ્વર આદિથી અંત સુધી એના તરફ જ શ્રોતાઓની દ્રષ્ટિને અને કર્ણને બદ્ધ કરી રાખતો હતો. કૉલેજમાં દાખલ થયે ટૂંક સમય થયો હોવા છતાં એક બે વાર તેની વકતૃત્વશક્તિનું દર્શન કૉલેજની દુનિયાને થઈ ચૂકયું હતું. સુરેખાને આ બક્ષીસ કુદરતી મળેલી હતી તે ખરૂં, તોપણ તેનો વિકાસ તો તેણે વિવિધ વિષયનાં પુસ્તકોના વાંચનથી બહુશ્રુતપણું મેળવીને કરેલો હતો.

તે દિવસે પહેલવહેલી જ્યારે તે ભાઈ તથા નિરંજના સાથે સુધીરની ચંદ્રપુર કસ્બાની રાહતકાર્ય અંગે મળેલી સભામાં ગઈ ત્યારે તેના મનમાં કુતુહલ જ છલોછલ ભરેલું હતું.

સભાસ્થાનમાં જતાં વક્તાઓની પીઠ નજીક જ એક બાજુ સ્ત્રીઓ માટે જગા રાખેલી હતી, ને ત્યાં મોખરે કસ્બાની બે ચાર શ્રીમંત કુટુંબની સ્ત્રીઓ બેઠી હતી. તેમાંની કેટલીકને સુરેખા ઓળખતી હતી. તે સ્ત્રીઓની પાછળ શહેરની બીજી પણ પચાસેક સ્ત્રીઓ બેઠી હતી. સ્ત્રીઓની આટલી હાજરી ઘણી ઓછી ગણાય, છતાં ચંદ્રપુર કસ્બા માટે તો તેટલી સંખ્યા પણ ઠીકઠીક ગણાય તેમ હતું. કારણ કે જાહેર સભાઓમાં ભાષણો સાંભળવા સ્ત્રીઓ ભાગ્યે જ જતી, ને કોઈ જતી તોપણ એ વિષયના રસની ખાતર નહિ, પરંતુ દેવદર્શને જતી વખતે જેમ ઘણી સ્ત્રીઓ વસ્ત્રાભૂષણનો ઠઠારો કરી બહાર નીકળી આનંદ પામે છે, તેમ આનંદ પામવા ખાતર જ જતી.

સુરેખાએ મોખરે જઈ પેલી પરિચિત સ્ત્રીઓ પાસે બેસતાં જ આવી પ્રવૃત્તિઓમાં સ્ત્રીઓની ઉદાસિનતા હોય છે તે ટાળવી જોઈએ એમ મનમાં વિચાર કર્યો.

"કેમ બહેન, અહીં સભાઓમાં સ્ત્રીઓ બહુ ઓછી આવે છે ખરૂં ?" તેણે સહજ પ્રશ્ન કર્યો.

"હા બેન, આ તો આટલી હાજરી પણ સુધીરભાઈ તથા બીજા સેવકોના પ્રયાસથી થઇ છે. નહિ તો અહીં સ્ત્રીઓ આવે જ શાની?" એક સ્ત્રીએ જવાબ આપ્યો.

"સુરેખાબેન, તમે અહીં મહીનો રહેવાનાં છો તો સ્ત્રીઓમાં જાગૃતિ આણો." સુરેખાને સારી પેઠે ઓળખતી ઉમા નામની છોકરી બોલી ઉઠી.

"ત્યારે સુરેખાબેન, તમે કૉલેજમાં રોજ ભાષણો કરો છો, એમ સાંભળ્યું છે, તો આજે અહીં તો એક ભાષણ કરો." કંઇક ટીંખળમાં નિરંજનાએ કહ્યું.

"હા, બેન તમે આજે થોડુંક બોલો. સુધીરભાઈ તથા બીજા આગેવાનો આ બાબત અમને આગ્રહ કરે છે; પણ અમારી કોઇની હિંમત ચાલતી નથી. તમે શરૂઆત કરો." એક ભણેલી તથા સંસ્કારી સ્ત્રીએ સૂચના કરી.

રમેશ ત્યાંથી થોડે જ છેટે પ્રમુખના આસન સામે સુધીર વગેરે સાથે બેઠો હતો તેણે આ સાંભળ્યું. તે પણ આ બાબત મનમાં વિચાર કરી રહ્યો હતો. સુરેખા આ સભામાં બોલે તો એની વકતૃત્વકળાથી જરૂર એ આખા ગામને મુગ્ધ કરી શકે, એમ રમેશને લાગ્યું. પણ સુરેખાની ઇચ્છા વગર તેને દબાણ કરવું ઠીક નહિ, એમ માની તે ચૂપ રહ્યો.

સભાના કામની શરૂઆત થઇ. એક બે કાર્યકરોએ આજની રેલ-સંકટની સ્થિતિ અને લોકોની જરૂરિયાતોનો ઉલ્લેખ કરી મદદ માટે વિનતિ કરી. પછી સુધીરે મંત્રી તરીકે સમિતિએ આજ સુધી કરેલું કામ તથા તેમાં થયેલ ખર્ચની વિગતો આપી, ભાવિ કાર્યક્રમ પણ જણાવ્યો. પછી તેણે ગામડાંમાં લોકોની બેહાલ થયેલી સ્થિતિનો ખ્યાલ આપતાં પોતાના અનુભવો સરળ છતાં જોરદાર ભાષામાં કહી બતાવ્યા. એ વખતે આખી સભાનાં હૃદય દ્રવી ગયાં હતાં. સુરેખા

પણ એ કથની સાંભળતાં સ્થંભી ગઈ હતી. પછી નાણાં એકઠાં કરવા એક કાયમની સમિતિ નીમાઈ.

એ બધું કામ પત્યા પછી પ્રમુખની સલાહથી સુધીરે ટૂંકામાં આ કસ્બાની સ્ત્રીઓની જાગૃતિ માટે, તથા આ રાહતકાર્યમાં તેમની સક્રિય મદદ મળે તે માટે કંઈક યોજના ઘડવા બાબત પોતાના વિચારો જણાવ્યા. એક સેવિકાદળ ખડું કરવાની ઇચ્છા પણ તેણે વ્યક્ત કરી અને સ્ત્રીઓને ઉદ્દેશીને આ કાર્યમાં આગળ આવવા વિનંતિ કરી.

પછી સુધીરે બે શબ્દો બોલવા માટે રમેશને આગ્રહ કર્યો. રમેશ આને માટે મુદ્દલ તૈયાર ન હતો. પણ સુધીરે કહ્યું કે, તમે બે શબ્દો બોલશો તો હું સુરેખાબેનને પણ આગ્રહ કરી બે શબ્દો બોલાવીશ, ને તેમ થશે તો જ અહીંના સ્ત્રીવર્ગના મોઢે દેવાયેલું તાળું ઉઘડી શકશે.

આખરે રમેશ મૂઝવણમાંથી માર્ગ કરવાનો પ્રયાસ કરતો ઉઠયો. તેણે ગામડાની પોતે વડોદરાથી આવતાં જોયેલી રેલગ્રસ્ત સ્થિતિ બે ચાર વાકયોમાં સમાપ્ત કરી, અને પછી સ્ત્રી વર્ગના સહકાર પર ભાર મૂકી, બહેનોને સંકોચ ત્યાગી પોતાના ભાઈઓ સાથે રહી કાર્ય કરવા આગળ આવવા વિનતિ કરી.

રમેશ ટૂંકામાં પતાવી બેસી ગયો, પણ તેની સભાપર ધાર્યા કરતાં સારી અસર થઈ. સુધીરે તે જ વખતે ઉઠીને 'સુરેખાબહેન'ને બહેનો જોગ બે શબ્દો કહેવા વિનંતિ કરી. આખી સભામાં ચેતન આવી ગયું. સુરેખા બોલે છે કે નહિ ? શું બોલે છે ? કેવુંક બોલે છે ? એમ આખી વિરાટ સભાના મનમાં કુતુહલ થઈ રહ્યું.

સુરેખા કોણ જાણે કેમ ઉત્સાહમાં આવીને ઉભી થઈ. તેણે વ્યાખ્યાનપીઠ પર આવી પોતાના તેજદાર પ્રવચનથી સભા ઉપર કાબુ મેળવવા માંડયો. પાંચ મિનિટમાં તો તેના મીઠા તથા ભભકદાર વાક્-પ્રવાહમાં આખી સભા ઝોકાં ખાવા લાગી. સ્ત્રીવર્ગ તો તેની હિંમત

તથા તેજસ્વી ભાષા અને ચાતુર્ય જોઈ તાજુબ બની ગયો. નિરંજના, ઉમા તથા બીજી સખીઓ તેની પ્રસંશા કરવા લાગ્યાં. પ્રમુખ તથા બીજા કાર્યકરોને પણ લાગ્યું કે, છોકરી ધારે તો જુજ વખતમાં જ અહીંના સ્ત્રીવર્ગની નિદ્રાને ઉડાડી શકે. સૌ મુગ્ધ બની સાંભળતા ગયા ને સુરેખા અસ્ખલિતપણે બોલતી જ ગઈ. સૌ તે બોલ્યા જ કરે એમ ઇચ્છતા હતા; પણ પંદરેક મિનિટ બાદ તેણે પોતાનું વકતવ્ય સમેટી લીધું.

સુરેખાએ સ્ત્રીવર્ગને કરેલું સંબોધન નકામું ન ગયું. થોડી વાટાઘાટ થઈ, ને તેજ વખતે બીજી એક સંસ્કારી બહેન વ્યાસપીઠ પર આવી ભાષણ કરવા ખડી થઈ. તેણે સુરેખાબેન મદદ કરે તો એ જ દિવસમાં સેવિકાદળ ખડું કરવાની ઇચ્છા અને હિંમત જણાવી.

સભામાં આનંદ આનંદ થઈ રહ્યો ને સૌ સુરેખાની તારીફ કરતા વિખેરાવા લાગ્યાં. સુધીરે સુરેખા તરફનો સંકોચ ઓછો કરી તેને ત્યાં જ અભિનંદન આપ્યાં. બહેનનાં વખાણ સાંભળી રમેશની છાતી પહોળી થઈ હતી. પણ આ વાત ગુણવંતરાયને બહુ ગમી નહિ. તેથી તેમણે સુરેખાને ચેતવણી આપી હતી કે—“ સુરેખા આ સુરત નથી હો ! ” પણ મૂળથી જ સ્વતંત્રપણે વિહરતી લાડકી સુરેખાને તેની કાંઈ જ અસર થઈ નહિ.

*

સુરેખાને સુરેન્દ્ર સાથે ગાઢ પરિચય હતો. સુરેન્દ્રના ચંદ્રપુર આવ્યા બાદ, તે બંને જણ સાંજના સાથે ફરવા નીકળતાં. સ્ટેશનરોડ પર થઈ તે બે માઈલ દૂર સુધી લટાર મારી આવતાં ને વિવિધ વાતો રસપૂર્વક કરતાં. વાર્તાલાપમાં સુરેખા ઘણુંખરું કવિનો વિરોધ પક્ષ સ્વીકારતી, એટલે કવિ ખૂબ રસે ચઢતા. કોઈ વાર તો સુરેખા ન માનતી ત્યારે સુરેન્દ્ર ખીજવાઈ જતો. તેને તેમ ખીજવીને પણ સુરેખા આનંદ પામતી ને વધુ વધુ ખીજવતી. છેવટે જ્યારે સુરેન્દ્રને

ભાન થતું કે સુરેખા પોતાને ખીજવવા જ પોતાની માન્યતાનો વિરોધ કરે છે ત્યારે તે ખીજાઇને મૌન ધારણ કરતો.

"કવિઓને ખૂશ થતાંય વાર નહિ ને રીસાતાંય વાર નહિ, એ ખરૂં હશે ?" સુરેખાએ રીસાયેલા કવિ પ્રત્યે એકવાર કટાક્ષ કર્યો. કવિ ચૂપ જ રહ્યા.

"આટલો વખત જીભને નિરંકુશપણે ચલાવી, તેનું હવે પ્રાયશ્ચિત કરતા હશો !" સુરેખા મૂંગી રહી શકી નહિ.

"કરો, કરો પ્રાયશ્ચિત કવિરાજ !" કવિનું મૌન ન તૂટતાં સુરેખા ફરી બોલી:

'પસ્તાવો છે વિપુલ ઝરણું સ્વર્ગથી ઉતરેલું,
'પાપી તેમાં..............................'

"અરે હું ભૂલી. કવિ તે પાપી હોતા હશે ?" સુરેખા કવિતાની પંક્તિ અધવચે પડતી મુકી હાથનો લ્હેકો કરી બોલી.

"ત્હારે જ જીભની આ નિરંકુશતા બદલ પ્રાયશ્ચિત ન કરવું પડે તે સંભાળજે." કવિથી બોલી જવાયું.

"ભલે, પણ કવિરાજ તમારૂં મૌન આટલું વહેલું કેમ તૂટી ગયું ? પાપી ગણાવાની બીકે જ પ્રાયશ્ચિત કરવું છોડી દીધું કે શું ?"

"મૌનરૂપી તપશ્ચર્યાને પણ વહેલું મોડું તો વાણીરૂપી ફળ પાંગરેજને ?" કવિ રીસ ઉતારતાં બોલ્યા.

આવા તો કાંઇક વિનોદ એ બંને જણ વખતોવખત કરતાં ને કોઈ વાર કવિતા બાબતની સૂક્ષ્મ ચર્ચાઓમાં પણ ઉતરતાં. રમેશ હાજર હોય ત્યારે એ પણ તેમાં ભાગ લેતો ને ત્રણે જણ નિર્દોષ આનંદનો ઉપભોગ કરતાં.

સુરેખાએ સુરેન્દ્રને સુધીરની સેવા-પ્રવૃત્તિની વાત કરી, તથા સંકટ નિવારણના કામમાં પોતે સક્રિય ભાગ લેવા ઇચ્છતી હતી તે પણ જણાવ્યું.

"સુરેન્દ્ર, ત્હારા જેવા યુવકે તો આ પ્રવૃત્તિમાં ખાસ ભાગ લેવો જોઈએ." સુરેખા તેની સામે તાકી રહી.

"ખરૂં, પણ મારે અહીં રહેવાનું સ્થાયી નથી; ને મારૂં શરીર પણ એવું સુદૃઢ નથી કે હું એ કાર્ય અંગેની હાડમારીઓ વેઠી શકું." સુરેન્દ્રે પોતાના શરીર તરફ જોઈ જવાબ આપ્યો.

"કવિઓ જબરા તર્કબાજ હોય છે. બોલીને બચાવ કરવામાં તેમને કોઈ પહોંચે નહિ."

"કેમ મારો બચાવ શું ખોટો છે ?" સુરેન્દ્રે પૂછ્યું.

"ના ખરો. જેટલા દિવસ અહીં રહો તેટલો વખત પણ આ કાર્યમાં મદદ કરતાં હરકત આવે ખરી ? અમારા જેવી છોકરીઓ બનતી મદદ કરવા માટે તત્પર બને છે ને તમને શરીરનો વાંધો આવે છે. વાહ કવિરાજ !" સુરેખાએ કવિને મ્હાત કર્યા.

"એટલે છોકરીઓ છોકરાઓ કરતાં નબળી હોય છે, એમ તારૂં કહેવું છે ?"

"ચાલ્યા પાછા વાચાળતા ભણી. મુદ્દાની વાતને કેવી આઘી મૂકી દીધી ?" સુરેખાએ ટકોર કરી.

"આઘી નથી મૂકી દેતો સુરેખા." કવિએ મંદ હાસ્ય કર્યું.

"તો શું ? દેશસેવાની કે બલિદાનની કવિતા લખવી હોય તો સારામાં સારા શબ્દો, ઉપમાઓ ને છંદ શોધી શોધીને કલ્પનાનાં ચણતર ચણી શકો, પણ તે વાત જીવનમાં ઉતારવાનો પ્રસંગ આવ્યો ત્યારે દૂર નાસો છો. એવી દંભી કવિતા આધુનિક જમાનામાં હવે બહુ નહિ નભી શકે."

"તારૂં કહેવું તદન ખોટું નથી, સુરેખા." કવિ કંઈક વિચાર કરતા કરતા બોલ્યા.

સુરેખા ચૂપ રહી. કવિ થોડીવારે ફરી બોલ્યા: "આજે જ હું

સુધીરને મળી મારે લાયકનું કામકાજ મેળવી લઈશ. તારું કહેવું ખરું છે. પંદર દિવસ અહીં રહેવું છે, તેટલો સમય તો સમિતિને સાથ આપવો જ જોઈએ."

"શાબાશ! મેં તો ધાર્યું કે કવિ મારા જેવીના તથા સુધીરભાઈ જેવાનાં ભાષણો વગેરે સાંભળી પ્રેક્ષક તરીકેનો ભાગ ભજવી, વાર્તાઓ માટે વસ્તુ મેળવવા ખાતર જ અમદાવાદથી આવ્યા છે."

"હા, પણ હવે એ વસ્તુ હું પ્રેક્ષક તરીકે જોઈને નહિ, પણ જાતે ભાગ લઈને મેળવવાનો છું." સુરેન્દ્રે સુરેખાને કહ્યું ને તે બંને તે વખતે સડક પર ફરવા નીકળેલાં હોવાથી નજીકના એક નાળા પર જઈ બેઠાં. સુરેખા વહેતા કાળની પેઠે નાળામાંથી વહી રહેલા નીરને નીરખી રહી. ગયેલાં નીર પાછાં આવતાં નથી, એ બાબતના ઉંડા તત્વભર્યા વિચારમાં ડૂબી ગઈ.

સુરેન્દ્ર પોતે રાહત કાર્યમાં કયા રીતે ઉપયોગી થઈ શકે તેના વિચારો કરવા લાગ્યો.

આજ સુધી સુરેન્દ્રને આ કાર્યમાં ભાગ લેવા વિચાર નહોતો આવ્યો એમ તો નહિ જ, પણ એ કાર્યમાં પોતાનું કંઈ મહત્વ હોવાનો વિચાર જ તેણે કરેલો નહિ. વળી થોડા દિવસ રહી અમદાવાદ પાછા જવાનું હોવાથી તેટલા સમયમાં પોતે કાંઈ સ્થાયી સેવા કરી શકે નહિ એમ પણ તેનું માનવું હતું.

પરંતુ સુરેખાએ આજે તેને એ બાબતમાં તેનું સ્થાન હતું, એમ બતાવી આપ્યું; એટલે તે બાબતમાં તેણે વિના વિલંબે નિશ્ચય કરી લીધો. તે જ સાંજે તે સુધીરને મળ્યો ને બીજા દિવસથી સમિતિના કાર્યાલયમાં નિયમિત કામ કરતો થઈ ગયો.

# [ ૬ ] માનપત્રનો સમારંભ

ચંદ્રપુરની સભામાં સુરેખાએ પહેલવહેલું ભાષણ કર્યું, તે દિવસે તેની પછી તે જ વખતે ભાષણ કરનાર બીજી બહેનનું નામ સુલોચના હતું. એ બહેને પણ મૅટ્રિક સુધી અભ્યાસ કર્યો હતો ને દેશસેવા માટે તેના અંતરમાં ઊંડી તમન્ના હતી. પણ ચંદ્રપુરમાં બીજી આગેવાન સ્ત્રીઓનો સહકાર ન મળવાથી તે કાંઈ કરી શકી ન હતી. સુરેખાને તે માત્ર નામથી ઓળખતી હતી, પણ તેની વાક્છટા તથા સભાવશીકરણી શક્તિ તો તેણે તે દિવસે સભામાં જ પહેલવહેલાં જોયાં. સુલોચનાએ તેથી જ એના સહકારની માગણી કરી ને તેનો સ્વીકાર પણ થયો. આઠેક દિવસમાં તો ચંદ્રપુરમાં સેવિકાદળની સ્થાપના થઈ ને તેમાં ગામની પંદરેક સેવિકાઓએ ઉત્સાહથી નામ નોંધાવ્યાં.

આ સેવિકાદળના પ્રમુખ થવાનું સુરેખાને બધાંએ કહ્યું; પરંતુ પોતે સ્થાયી ચંદ્રપુરમાં રહેવાની ન હોવાથી તેણે તે વાતનો અસ્વીકાર કર્યો. છેવટે નિરંજના સાથે તેને સંયુક્તમંત્રીનું પદ આપવામાં આવ્યું ને પ્રમુખસ્થાને સુલોચનાબહેનની વરણી થઈ. મંત્રી તરીકે બધું કામ સુરેખા જ કરવા લાગી. નિરંજનાને તો તેના સુરત ગયા

પછી એ ભાર માથે લેવાનો હતો. સુરેખાએ રાતદિવસ મહેનત કરી શહેરની ભણેલી–અભણ બહેનોને મળી, કેળવાયેલી બહેનોને સેવિકા-દળ તરફ માનની નજરે જોતી કરી દીધી. આ કાર્ય માટે સુરેખા, સુલોચના, ઉમા તથા નિરંજના એ ચાર વિશેષ કરીને મથતાં. સુલોચના પ્રમુખ હોવા છતાંય તે સુરેખાની સૂચનાઓનો અમલ કરવામાં વધુ આનંદ માનતી.

દળનું કામ વ્યવસ્થિત બન્યા પછી, સુરેખાએ બે ત્રણ સ્વયં-સેવિકાઓ સાથે ચંદ્રપુરમાં રેલ–સંકટનિવારણ માટે ફાળો એકઠો કરવા ફરવા માંડયું. સમિતિ તરફથી તેમને આ કાર્ય સોંપવામાં આવ્યું હતું. સુરેખાએ ખાસ કરીને ધનિક માણસો પાસે જ યાચના કરવાનું ઠરાવ્યું, ને તેમની પાસેથી જ સારી જેવી રકમો ફાળામાં મેળવવી વધુ અનુકૂળ આવશે એમ સુલોચનાને પણ લાગ્યું. આથી સુરેખા તથા બીજી સ્વયંસેવિકાઓ ઘેર ઘેર, હાથમાં સમિતિની છાપેલી પાવતીબુક અને નિયમાવલિની થેલી ઝૂલાવતી ફરવા લાગી.

ચંદ્રપુરમાં સુધરાઈ હોવા છતાં શહેરના અંદરના ભાગમાં ઠેરઠેર કાદવ હતો. એ કાદવ તથા કીચડ ખુંદતી, ઉત્સાહી સેવિકાઓ ફાળા માટે શહેરમાં ફરવા લાગી; ને સુરેખાનું નામ સૌને મોઢે યાદ રહી ગયું. કેટલાક તો એ સુરેખાને જોવા આતુર બની ગયા હતા ને જેમણે તેને જોઈ તેમજ સાંભળી હતી તે તેનાં વખાણ કરતાં થાકતાં ન હતાં. એકંદરે સમજદાર લોકોના મનમાં સુરેખા તથા સેવિકાદળ માટે સારો અભિપ્રાય બંધાયો ને સૌ યથાશક્તિ તેને મદદ કરવા લાગ્યાં. સુરેખાનો હાથ ખાલી પાછો ઠેલવો એ તો ચંદ્રપુરમાં અશક્ય જેવું થઈ પડયું. અરે એ હાથ પાછો તો શું ઠેલાય, પણ તે હાથમાં પોતાની શક્તિ કરતાં ઓછું મૂકવાની પણ કોઈની હિંમત ચાલતી નહિ.

આ કામ માટે ફરતાં સુરેખાને અવનવા અનુભવો થવા લાગ્યા.

જુદા જુદા ગૃહસ્થોને તે જુદી જુદી રીતે સમજાવી નાણાં ભરાવતી. કોઈ ઉદાર, કોઈ કંજુસ, કોઈ આવા કામ માટે મદદ આપવામાં સમજે જ નહિ તેવા તો કોઈ સોળમી સદીના વિચાર ધરાવનાર શ્રીમંતોનો પણ તેને પરિચય થયો.

કોઈ કોઈ ગૃહસ્થો માનની લાગણી સાથે સત્વરે ઘટતી રકમ ભરી આપતા, ત્યારે કેટલાક ધનના ચોકીદાર થઈ બેઠેલા ધનિકો એકદમ માનતા નહિ. એવા નાગોને વશ કરવા માટે સુરેખાને પોતાની વાક્છટા રૂપી મનોહર મોરલી થોડો વખત વગાડવી પડતી. પરિણામે તેવાઓ પાસેથી પણ તે ધાર્યા કરતાં સારી રકમ મેળવતી. આવા ગૃહસ્થોની સારી રકમોની દેણગી જોઈ સુધીર વગેરેને આશ્ચર્ય થતું ને સુરેખાની કર્તવ્યશક્તિ માટે તેમનો ઉંચો મત બંધાયેલો તે દઢતર થતો જતો હતો.

એક ગૃહસ્થે ચીપીચીપીને બધી વિગત પૂછી લીધા પછી પણ નાણાં ભરવાને બદલે આડી વાત કાઢી. " પણ બહેન, તમે છોકરીઓ આમ શા સારૂ રખડો છો? પુરુષોનો કયાં આ ગામમાં તોટો છે?"

" અમે રખડીએ તેથી શું થયું? કાકા, અમને તો આમાં આનંદ આવે છે." સુરેખાએ કહ્યું.

" આવ્યો આનંદ! બહેન, તમે ભણ્યાં હશો પણ ગણ્યાં નથી. મારૂં કહ્યું માનો તો આવાં તોફાન છોડી દો."

" એટલે એમ કે, આ કામ માટે સમિતિને જરૂર જોગાં નાણાં આપ એકલા હાથે આપવા તૈયાર થયા છો ખરૂંને?" સુરેખાએ પેલાની નસ પરખી તેને સાંડસેથી પકડયો.

ગૃહસ્થ શરમીંદા પડી બોલ્યા: " ના, ના, જુવાન છોકરીઓ આમ રખડે તે ઠીક નહિ."

" તમે તે કયા જમાનાની વાત કરો છો કાકા? આપને છોકરી છે કે નહિ?"

"છે, પણ તેને હું આવા કામે મોકલું જ નહિ ને!" ગૃહસ્થે ઠાવકાઈથી કહ્યું.

"અહો કાકા! ન શું મોકલો? કાલે જ હું એ બહેનને મારી સાથે લઈ જઈશ." સુરેખાએ હાસ્યપૂર્વક પોતાની ઇચ્છા જણાવી.

ગૃહસ્થ ચૂપ રહ્યા. આ છોકરી બોલે તેવું કરી શકે તેવી હતી, એમ તેમને લાગ્યું.

સુરેખા ફરી બોલી: "કૃપા કરી મને આપની પુત્રીનું નામ જણાવશો? આપના જેવા સારા ઘરની છોકરી તો અમારી સાથે હોવી જ જોઈએ."

ગૃહસ્થે જાણ્યું હતું કે ફાળા માટે ફરતી સ્ત્રીઓ બધી સારા ખાનદાન કુટુંબની હતી, એટલે તેમનું અપમાન તો થઈ શકે તેમ ન હતું. સુરેખાને જેમતેમ પાછી વાળવા તે ટીકા કરવા તૈયાર થયા હતા, પણ સુરેખા તો તેમને ભારે પડવા લાગી.

વખતે પોતાની પુત્રીને આ છોકરી એની મોહિની લગાડે એ ભયથી તેમણે બલા ટાળવા ખાતર ટુંકામાં જ પતાવવા તૈયારી કરી. લાવો, તમારી યાદીમાં મારી રકમ ભરી દઉં."

સુરેખાને એટલું જ જોઈતું હતું. "હા લ્યો, આપ વિચારપૂર્વક આંકડો મૂકજો; નહિ તો અમે મંજુર નહિ રાખીએ." સુરેખાએ પાસે જ બેઠેલી નિરંજના સામે આંખ મીંચકારતાં કહ્યું. તેણે યાદી ગૃહસ્થના હાથમાં આપીને મજાક ભરી રીતે તેમના સામે જોતી રહી.

આવા તો કંઈ કંઈ રમુજી પ્રસંગોના અનુભવ સુરેખાને રોજ થતા. જોતજોતામાં સુરેખાના પ્રયાસથી તથા બીજી બહારની કેટલીક મદદ સમિતિને મળવાથી, નાણાં સંબંધી સમિતિની ચિંતા કાયમની દૂર થઈ ગઈ.

ગામડાંમાં રાહત પહોંચાડવાનું કામ ધમધોકાર ચાલવા લાગ્યું. કપડાં–લતાં, દાણા, કાટમાલ, બી તથા ઘરવખરીનો સરસામાન

વગેરે જરૂરિયાત પ્રમાણે ચંદ્રપુર તાલુકાનાં ગામોમાં અપાવા લાગ્યાં. વર્તમાનપત્રોમાં ચંદ્રપુરની સમિતિના અહેવાલો પ્રગટ થવા લાગ્યા ને તેનું કાર્ય લોકોની પ્રસંશા પામ્યું. સુરેખા તથા તેના સેવિકાદળના અહેવાલો પણ સુરેન્દ્ર તથા રમેશ વગેરે અવારનવાર વર્તમાનપત્રો પર મોકલી આપતા, તે વાંચી સુરેખાને મનમાં આનંદ થતો, ને તેનો ઉત્સાહ દ્વિગુણિત થતો.

રેલસંકટ નિવારણ સમિતિના ફાળાનું કામ પુરૂં થતાં સુરેખાએ તુરત નવું કામ શોધી કાઢયું. તે હતું ચંદ્રપુરમાં નવીન મહિલા પુસ્તકાલયની સ્થાપના કરવાનું. જોતજોતામાં બે ત્રણ ગૃહસ્થો તરફથી જ તે કામ માટે જોઈતાં નાણાં મળી ગયાં ને પુસ્તકાલયનું કામ સુલોચનાએ ચાલુ કરી દીધું. એ પુસ્તકાલયમાં દરરોજ સેવિકાદળની સ્ત્રીઓ તથા બીજી ભણેલી બહેનો વાંચવા આવવા લાગી; ને દર ચાર ચાર દિવસે ત્યાં સેવિકાદળની ચર્ચાસભા મળવા લાગી. તેમાં સ્ત્રીજાગૃતિને લગતી તથા બીજી ચર્ચા થતી.

આમ એકાદ મહીનો વીતી ગયો ને ગુણવંતરાયે સુરત જવા વિચાર કર્યો. સુરેખાને પણ પોતાના અભ્યાસની કાળજી હતી, એટલે તે પણ ન છુટકે ચંદ્રપુર છોડવા તૈયાર થઈ.

સુરેખા હવે થોડા દિવસમાં સુરત જવાની છે એ વાત જાણી સુલોચના વગેરે આખું સ્ત્રીમંડળ નિરાશ થયું. ગણ્યાગાંઠયા દિવસોમાં સુરેખાએ કેટલાય વરસે થાય તેટલું કામ કરી સૌનો પ્રેમ સંપાદન કરી લીધો હતો. સુરેખાના કૉલેજના અભ્યાસના કારણે જ તેની સખીઓ તેને રોકાવાનું કહી શકી નહિ. ખરી રીતે તો સુરેખા જતાં તે બધાં પ્રાણહીન શરીર જેવાં જ પોતાને માનતાં હતાં; પણ ઉપાય ન હતો.

છેવટે ચંદ્રપુરના સમસ્ત મહિલા મંડળે પોતાની માનીતી સુરેખાને વિદાયમાન આપવા સમારંભ ગોઠવવા વિચાર કર્યો. પાછળથી વળી માનપત્ર આપવું એમ સર્વાનુમતે ઠરાવ થયો ને તાકીદે

તે માટેની તૈયારીઓ થવા લાગી. સુરેખાનો મિત્ર સુરેન્દ્ર આ પ્રવૃત્તિમાં સુરેખા ન જાણે તેમ પાછળ રહીને ખાસ રસ લઈ રહ્યો હતો. સુરેખાને માનપત્ર આપવાની સૂચના મહિલા મંડળમાં લાવવાની પ્રેરણા કરનાર પણ તે જ હતો.

સુરેખા જવાની હતી તેના આગલા દિવસે સાંજે પાંચેક વાગ્યાના સુમારે ગામની એક વિશાળ વાડીમાં આ સમારંભ ઉત્સાહપૂર્વક ઉજવાયો. મહિલા મંડળ, રાહત સમિતિ તથા બીજા આગેવાન નર–નારીઓએ એમાં ઉત્સાહપૂર્વક ભાગ લીધો હતો. સુરેન્દ્રે વર્તમાનપત્રના એક બે ખાસ ખબરપત્રીઓ પણ બોલાવ્યા હતા. સુરેખાન માતાપિતા, રમેશ, પંડિત મહેશ્ચંદ્ર, વગેરે પણ આ સમારંભમાં આમંત્રણથી હાજર રહ્યાં હતાં. ડૉ. રાવ તે વખતે સભામાં પણ લાગ મળતાં પાસે બેઠેલી સુરેખાની મજાક કરતા ને સુરેખા તેમને ઘટતો જવાબ પણ વાળતી હતી.

તાલુકા સમિતિના પ્રમુખને હાથે સુરેખાને માનપત્ર અર્પણ થયું, તેમાં સુરેખાએ ઘણા જ ટૂંક સમયમાં તાલુકાની તથા શહેરની, ખાસ કરીને સ્ત્રીવર્ગની કરેલી સેવાનો ઉલ્લેખ હતો. તથા તેના માયાળુ સ્વભાવનાં તથા બુદ્ધિમતાનાં ભારોભાર વખાણ કરવામાં આવ્યાં હતાં.

પ્રમુખે પોતાની અનુભવ–સંચિત વાણીમાં સુરેખાને સુંદર અંજલી આપી. તે સિવાય આ સભામાં સુરેખાનો વળતો જવાબ તથા સુરેન્દ્ર અને સુધીરનાં વિવેચનો ખાસ ધ્યાન ખેંચતાં હતાં.

સુરેખાએ જણાવ્યું કે, પોતે જે કામ કર્યું હતું તે પોતાની ફરજ માનીને કર્યું હતું; અને તેમાં પોતાને જે યશ મળ્યો હતો તે બદલ તેણે પોતાની સાથીદાર બહેનો તથા નગર–જનો અને ખાસ કરીને સુધીરનો આભાર માન્યો.

તેણે પોતાને આ કામમાં પડવાની તક લેવા દેવા બદલ તેનાં માતાપિતા તથા ભાઈ રમેશનો પણ આભાર માની, આજના માનમાં મોટા ભાઈ રમેશનો હિસ્સો હોવાનો ઉલ્લેખ કર્યો.

'ચંદ્રપુર તાલુકા રેલસંકટ નિવારક સમિતિ'ને સુરેખાએ બહુ જ અલ્પ સમયમાં આપેલી કિંમતી સેવાનો ઉલ્લેખ કરી, તેને ચંદ્રપુરના રમણીરત્નનું ઉપનામ આપવું વ્યાજબી છે, એમ સુધીરે જણાવ્યું. તેણે સુરેખાની ભાવી ઉજ્વળ કારકીર્દિ માટે પ્રાર્થના કરી, અને તેનાં માતાપિતાને તથા ભાઈને પણ ધન્યવાદ આપ્યો.

સુરેન્દ્રે તેની કવિત્વભરી શૈલીમાં જે વિવેચન કર્યું તેનો સાર નીચે મુજબ હતો : "સુરેખા બહેન જેવી બહેનો આપણા સમાજમાં ભૂષણરૂપ છે. તેમને માનપત્ર અર્પણ કરીને ચંદ્રપુરના મહિલા-મંડળે તેમની જે યોગ્ય કદર કરી છે તે ખરેખર ઉચિત છે. ખરૂં જોઈએ તો, સુરેખા બહેનને માન આપીને મંડળે નારી–વર્ગની જાગૃતિના ધ્યેયને માન આપ્યું છે. હું માનું છું કે, સુરેખાબહેન ભવિષ્યમાં દેશની ગણી-ગાંઠી વિરાંગનાઓમાં પોતાનું સ્થાન મેળવશે. ને તેમ થશે તે વખતે ચંદ્રપુરનું નામ ઉજ્વળ થશે, ચંદ્રપુરની નારી વીરનારી ગણાશે ને ચંદ્રપુર લોકોને મન યાત્રાભૂમિ બનશે. મારૂં આ સ્વપ્ન સાચું પાડનાર શક્તિઓ આજે ય સુરેખાબહેનમાં પ્રગટી નીકળી છે, તે તો બીજા વક્તાઓએ પણ કબુલ કરેલું છે. ચંદ્રપુરના નાગરિકો, આજે આપણે ત્યાં નારી–જાગૃતિનો યુગ મંડાય છે. આજે ચંદ્રપુરને પાદર એક વીરનારીએ જાગૃતિની હાકલ પાડી છે, તેને વધાવી લેજો. * * સુધીરભાઈ જેવા સમાજસેવકે સુરેખાબહેનને રમણીરત્નનું બિરદ આપ્યું છે તે ઓછું સૂચક નથી. એ રમણીરત્નના તેજથી આજે ચંદ્રપુરની નારીના વદનપર તેજ આવ્યું છે, એના પ્રભાવથી આજે ચંદ્રપુરનું નારીમંડળ પ્રભાવંતુ બન્યું છે. * * સુરેખાબહેને તેમનાં માતા–પિતાની કુખ ઉજાળી છે. * * ભવિષ્યમાં તે ચંદ્રપુરનું મુખ વધુ ઉજ્વળ કરવા શક્તિમાન થાય એવી ફરી ફરીને પ્રાર્થના કરૂં છું."

*

બીજે દિવસે તેઓ સુરત પહોંચ્યાં ત્યાં સુધી આ આનંદનો નીશો

રમેશ તથા સુરેખાના દિલમાંથી હટચો નહતો. એ આનંદનો પ્રસંગ નિર્મળાબહેનની આંખ આગળથી પણ ખસતો ન હતો.

બીજે દિવસ સવારે આવેલાં અમદાવાદ–મુંબઈનાં વર્તમાનપત્રોમાં, આ સમાચારો વિગતવાર છપાયા હતા, તે મા–દીકરી વાંચવા લાગ્યાં ને મંદમંદ હસવા લાગ્યાં.

રમેશે પણ દુકાનેથી આવતાં વેંત જ અમદાવાદના ‘ગુજરાત સમાચાર’ અને ‘સંદેશ’ પત્રનાં પાનાં સુરેખાનાં હાથમાં મૂક્યાં. તેમાં પણ એ સમાચાર પ્રગટ થયેલા હતા.

## [ ૭ ] પંડિત મહેશ્વંદ્ર

ચંદ્રપુરને પાદર એક મોટું તળાવ હતું. તેમાં બારે મહિના પાણી રહેતું. તળાવને એક કાંઠે મોટો વિશાળ વડ હતો, તે વડ પંડિત મહેશ્ચંદ્રની વાડીના ઝાંપા પર સંત્રીની પેઠે ઉભેલો હતો. પચીસથી ત્રીસ વરસ સુધીના જુવાનો એ વાડી અને વડ તથા તેમાંનું બેઠાઘાટનું મકાન વર્ષોથી એવું ને એવું જોતા આવ્યા હતા. તેમાં વસતો સાડાપાંચ હાથ ઉંચો પ્રચંડ ધોળી મૂછવાળો ડોસો પણ એવો ને એવો એ જુવાનો નાનપણથી જોતા આવ્યા હતા. જરા વિચાર કરનારને એ વડ અને ડોસો બંને બધી રીતે સરખા લાગતા. ગંભીરતામાં, પરોપકારમાં, ઉંમરમાં તથા દેખાવમાં બન્ને વચ્ચે એવું સામ્ય હતું કે, એકને જોતાં બીજો યાદ આવતો. કેટલાક તો એમ પણ કહેતા કે, પંડિતજી જે દિવસે મૃત્યુ પામશે તે દિવસે આ વડ પણ ભાંગી પડશે. ગામના ઘણાક ખેડુત તથા વેપારીઓ પણ આ વાત રહસ્યભરી ગણી સ્વીકારતા ને પંડિતજી તરફ પૂજ્યભાવ રાખતા.

પંડિતજી કોણ હતા, ક્યાંથી અહીં આવ્યા હતા તથા શી રીતે પોતાનો નિર્વાહ ચલાવતા હતા અને આ ગામમાં નિવાસ કરવામાં

તેમનો શું ઉદ્દેશ હતો, તે લોકો જાણતા ન હોવાથી, તેમની આસપાસ એક કલ્પિત પણ ભેદી વાતાવરણ જામેલું હતું. આમ છતાં પંડિતજી ગરીબોને તથા માગણી કરે તો શ્રીમંતોને પણ મફત દવા આપતા ને ઘણીવાર અસાધ્ય દર્દો પણ મટાડતા. ગામનાં નિરાધાર તથા દુઃખીઓને ઘણીવાર અન્નવસ્ત્ર પણ પહોંચાડતા. જરૂર પડે તો પાસેનાં ગામડાંમાં પણ આ કામ માટે જતા ને લોકોનાં દુઃખની વાતો સાંભળી બનતી મદદ અને આશ્વાસન આપતા. તેમની પાસે જનાર કોઈ કદી નિરાશ થઈને પાછું ફરતું નહિ. પોતે હંમેશ રેંટિઓ કાંતતા તથા ચંદ્રપુરમાં અને બીજાં ગામડાંમાં પણ ઘણાં ગરીબો તથા નિરાધાર સ્ત્રી પુરુષોને તેમણે આ વણવા કાંતવાના રસ્તે વાળી, સ્વાશ્રયી બનાવ્યાં હતાં.

વર્ષોથી આવી મૂંગી સેવા કરનાર તથા પોતાનો ભેદ લોકોને ન જાણવા દેનાર પુરુષ માટે લોકો જાતજાતની ભેદી કલ્પનાઓ કરે તથા તેનો મહિમા વધારી મૂકે, એ સ્પષ્ટ છે. સુધીર નાનો પાંચેક વર્ષનો બાળક હતો તે વખતે તેને સાથે લઈ, થોડાક સરસામાન—બે ત્રણ બીસ્તરા તથા બૅગો અને થોડાંક વાસણ—સાથે તે ચંદ્રપુરને પાદર આવી ધર્મશાળામાં ઉતર્યા હતા. કામકાજ માટે ગામમાંથી એક નોકર રાખી લઈ, એકાદ માસ તો એ ધર્મશાળામાં જ રહ્યા. ધર્મશાળામાં નાનું શિવાલય હતું, તેમાં એક સાધુ રહેતો હતો. તે સાધુને આ અપરિચિત પુરુષ સાથે સૌથી પ્રથમ પરિચય થયો હતો.

સાધુ બાવાને ગાંજાનું ભારે વ્યસન હતું. એક બે વાર તો પંડિતજીએ શરૂ શરૂમાં તેને તે માટે આજીજી કરવાથી પૈસા પણ આપેલા, પરંતુ પછી લાગ જોઈ બાવાજીને ધર્મની ચર્ચામાં ઉંચે ચઢાવી ગાંજો છોડવાની વાત છેડી.

"શું કરું પંડિતજી?" બાવો શરૂમાં તેમને પંડિતજી કહેતો. પાછળથી તો તે બાવો તથા આખું ગામ તેમને દાદા કે પંડિત દાદા કહી ઓળખતું.

"કેમ શું કરૂં ? તમે સાચા–દિલથી ઇચ્છતા હો તો હું તમારો ગાંજો ચાર દિવસમાં છોડાવી દઉં." પંડિતજીએ કહ્યું.

"છોડાવો તો તમારો પાડ, બાપુ! મારી તો ઇચ્છા પૂરેપૂરી છે."

"પછી ફરી જો પીશો તો મરવાનો વખત આવશે, તે બરાબર યાદ રાખજો." પંડિતે બાવાને દબાવી જોયો.

"ફરી કદી પીઉં તો ને! એકવાર છોડાવો એટલે બસ!" બાવાએ મક્કમપણે કહ્યું.

"ઠીક, કાલે એક ગોળી હું તમને આપીશ. તે લેવાથી તમને ગાંજો યાદ જ નહિ આવે. તમારી પાસે ગાંજો હોય તે લાવો તળાવમાં ફેંકી દઈએ." પંડિતે બાવા પાસે ગાંજો હતો તે લઈ ફેંકી દેવરાવ્યો.

પંડિતની કરામતથી અઠવાડિયામાં તો બાવો ગાંજો ફુંકવાનું ભૂલી ગયો. પંડિતજીએ પછી તેને યોગમાર્ગનો રસ લગાડવા માંડ્યો. બીજાં એક બે અઠવાડિયાંમાં તો બાવો સાવ બદલાઈ ગયો. એક વાર તો પંડિતજીએ તેને સમાધિની સ્થિતિ કેવી હોય છે, તે પણ ગળાની એક નસ પકડી યોગિક પ્રક્રિયા દ્વારા અનુભવ કરાવ્યો. આ પછી તો બાવો પંડિતજીનો ચેલો જ બની ગયો. તે નાના સુધીરને લઈને ફરવા લાગ્યો ને અહર્નિશ લોકો આગળ પંડિત દાદાનાં ફાટતે મોઢે વખાણ કરવા લાગ્યો.

'પંડિત દાદા તો સિદ્ધ પુરુષ છે. ઈશ્વરના ઘરની એમને ઉકલે છે. સમાધિ તો એમને સહજ સાધ્ય છે. આપણા મનની વાત પણ જાણી શકે છે.' આવી આવી વાતો બાવો ગામમાં કરવા લાગ્યો ને સાથે સાથે પોતાના અનુભવો મરચું મીઠું ભભરાવી લોકોને સંભળાવવા લાગ્યો. બાવાના મોં પર પ્રકટેલું નૂર તથા તેની વ્યસનમાંથી થયેલી મુક્તિ જોઈ કેળવાયેલા લોકો પણ પંડિતજી પ્રત્યે માનબુદ્ધિ રાખી, તેમની પાસે આવ જા કરવા લાગ્યા.

પંડિતજી જે આવે તેની સાથે પ્રેમ અને આદરથી વાત કરતા,

પણ પોતાના પૂર્વ ઇતિહાસ વિષે કોઈ પૂછતું, તો કાંઈપણ જણાવવાની સાફ ના પાડતા. થોડા વખતમાં પંડિતજીએ આ ગામમાં કાયમ વસવાટ કરવાની ઇચ્છાથી, તળાવકાંઠે વડ પાસે આવેલો જમીનનો ટુકડો વેચાણ રાખી લઈ, તેમાં નાનકડું બેઠાઘાટનું મકાન તથા આસપાસ નાનકડો બગીચો બનાવી નિવાસ કર્યો.

કાંતણ પીંજણ તથા વણાટ સબંધી પંડિતજીની સરસ પ્રવૃત્તિ પાછળથી એટલે ચંદ્રપુર આવ્યા પછી દશેક વર્ષે શરૂ થઈ. તે પ્રવૃત્તિ શરૂ થતાં ચંદ્રપુરના મહાસભાવાદીઓ તેમની પાસે આવવા લાગ્યા ને તેમને માનપૂર્વક મહાસભાની પ્રવૃત્તિમાં મદદ કરવાનું કહેવા લાગ્યા. પંડિતજીએ તેમની માગણી સ્વીકારીને પોતાની પ્રવૃત્તિને તાલુકા સમિતિના નામની મહોર–છાપ લાગવા દીધી.

પંડિતજીનો નિર્વાહ તથા સુધીરનું ભણવાનું ખર્ચ શામાંથી નીકળતું તે કોઈ જાણતું નહિ. એ બાબત સૌ પોતપોતાના મનને ફાવતી અટકળો કરતા ને બીજાને જણાવતા.

"એમની પાસે બહુ ધન છે. એમને પૈસાની શી તમા છે?" કોઈ બેઠી કલ્પના જ કરતું. આવી બેઠી કલ્પનામાં તો કલ્પના કરવા જેટલો પણ શ્રમ નથી પડતો. છતાં એ વાત કરનાર જાણે પોતે બહુ હોંશિયાર ને ભેદી વાતના માહીતગાર હોય તેવા ભાવથી બોલતા.

'પંડિતજી યૂરોપ–અમેરિકા સાથે પત્રવ્યહવાર કરે છે. ત્યાંની ધાર્મિક સંસ્થાઓના તે સભાસદ છે ને ત્યાંથી તેમના પર મદદ આવે છે.' પંડિતજીની કોઈક વાર પરદેશથી આવતી ટપાલ જોઈ, કેટલાક પોતાની કલ્પનાના ઘોડા દોડાવતા.

કોઈ કહેતું કે, મુંબઈના મોટા મોટા શ્રીમંતો સેવાકાર્ય માટે તેમને મદદ કર છે: તો કોઈ વળી કહેતા કે, એ કોઈ ભેદી જાસુસ છે ને તેને સરકારમાંથી ગુપ્ત મદદ મળતી હોવી જોઈએ. કેટલાક વધુ સમજુ ને કેળવાએલા હોવાનો દાવો કરનાર કહેતા કે, કાંતણ

વણાટમાંથી એમનો ખર્ચ સહેજે નભતો હશે; ને વૈદામાંથી પણ થોડા ઘણા પૈસા મળતા હશે.

આ બધી કલ્પનાઓમાં અથડાનારાઓને મન પંડિતજીનું ભેદી-પણું તો અભેદ જ રહેતું અને આ રહસ્યભર્યા ભેદીપણાને લીધે, લોકોનુ તેમના પ્રત્યેનું માન વધી ગયું હતું. શહેરના રાષ્ટ્રીય આગેવાનો, શ્રીમંતો, ખેડુતો અને યુવાનો, બધાંય એમના તરફ માનની નજરે જોતા.

પંડિતજીને સુધીર બહુ પ્રિય હતો. તેને માણસ બનાવવા માટે તેમણે ભારે મહેનત કરી હતી. ચંદ્રપુરમાં જ મેટ્રીક સુધી ભણી તે કોલેજમાં સુરત તથા વડોદરામાં રહ્યો હતો ને થોડા જ વખત પહેલાં બી.એ. પાસ થયો હતો. સુધીરમાં સેવાભાવના, સાદાઈ ને ત્યાગવૃત્તિ સદા જાગૃત રહે એવા સંસ્કાર તેમણે નાનપણથી પાડ્યા હતા. વિદ્યાર્થી અવસ્થામાંથી જ સુધીરે પંડિતજીને સેવાકાર્યમાં મદદ કરવા માંડી હતી. હવે પંડિતજી અવસ્થાને લીધે વૃદ્ધ થયા હોવાથી તેમણે ગામડાંમાં ફરવાની પ્રવૃત્તિ ઓછી કરી નાખી હતી; છતાં જરૂર પડતાં સુધીર પંડિતજીનું કામ ઉપાડી લેતો ને ગામડાંમાં ફરી. પંડિતજીના પ્રતિનિધિ તરીકે લોકોને સહાય તથા સલાહ આપતો.

નવા જમાનાના સંપૂર્ણ સંસ્કાર આપવા માટે તથા તે યુગ-બળોને ઓળખી શકે તે માટે તેમણે સુધીરને કોલેજનું શિક્ષણ આપ્યું હતું. સુધીર સરકારની કે બીજી કોઈ નોકરી કરે એવું પંડિતજીએ કદી ઈચ્છયું ન હતું.

"તારે તારો રોટલો રળી ખાઈ ને લોકસેવા કરવાની જ માત્ર ચિંતા રાખવી જોઈએ. પછાત કે દલિત કોમોને કદી ધુતકારવાની ભૂલ ન કરવી. એમના પ્રત્યે આપણે કરેલા અન્યાય ધોયા સિવાય હવે આપણો આરો નથી."

સુધીર પણ આ શિખામણ અંતરમાં કોતરી રાખી ફરતો ને આધુનિક શિક્ષણ લેતો હોવા છતાં, તેના દુર્ગુણોથી બને તેટલો અલિપ્ત

રહેવા પ્રયાસ કરતો. હાલના શિક્ષણમાં શારીરિક શિક્ષણને જરા પણ સ્થાન ન હોવાથી, તે શિક્ષણ માટે તેણે વડોદરાના અખાડા શોધી કાઢ્યા ને એ દિશામાં એક વ્યાયામવીર તરીકે સારી નામના મેળવી હતી.

તાલુકાના તથા પ્રાંતના સરકારી અમલદારો પંડિતજીને સારી રીતે ઓળખતા હતા. તેઓ પંડિતજીના એકલે હાથે ચાલતા સેવા કાર્યથી આશ્ચર્ય પામતા ને ગામડાંમાં પંડિતજીની જામેલી લાગવગ જોઈ, મને કમને પણ તેમના મિત્ર હોવાનો દાવો કરતા. રખે પોતાના કોઈ ઉપરી અમલદાર આગળ પંડિતજી પોતાના કામકાજની કોઈ ખામી કાઢી બતાવશે, એ બીકે તે અધાય એ ભાગમાં મુકામ કરતા ત્યારે ઈરાદાપૂર્વક પંડિતજીને મળતા, ને કામકાજ હોય તો જણાવવાનો મીઠો વિવેક કરતા.

સુધીર પણ આ અમલદારોના સંસર્ગમાં આવ્યો હતો. તેઓ સુધીરની વિદ્યાર્થી જીવનની ઉજ્વળ કારકીર્દિનાં વખાણ કરતા ને તેને ખૂશ કરતા. સુધીર આ ખૂશામત પહેલાં તો સમજતો નહિ, પણ પંડિતજીએ તેને આ હકીકત સમજાવ્યા બાદ, જ્યારે જ્યારે એવા પ્રસંગ આવતા ત્યારે સુધીર મનમાં જ હસતો.

ચંદ્રપુરના મામલતદાર એકવાર ગામડાંમાં સુધીરને અચાનક ભેટી ગયા. સુધીરે ના પાડ્યા છતાં તેમણે આગ્રહ કરીને તેને રોકયો ને પોતાના મુકામે લઈ ગયા. સુધીરે પોતાના જમવાની સગવડ ગામમાં કરી લેવાની ઇચ્છા જણાવ્યા છતાં, સાહેબે તેને આગ્રહપૂર્વક પોતાની સાથે જમાડ્યો.

જમ્યાબાદ વાતો નીકળતાં મામલતદાર સાહેબે પૂછ્યું. “ કેમ મી. પંડિત! તમે આ સાલ બી.એ.માં હતા, ખરૂં ને ? ”

“ હા, પરીક્ષામાં બેઠો છું. પરિણામ હજી જણાયું નથી. ” સુધીરે કહ્યું. તે વખતે તે તાજો જ બી.એ.ની પરીક્ષા આપી આવ્યો હતો.

"હવે આગળ ઉપર શું કરવા વિચાર છે ?" સાહેબે પાન મોઢામાં મૂકતાં પૂછ્યું. તેમણે સુધીર તરફ પાન ધરતાં વિવેક કર્યો : "લેશો ?"

"ના, જી, હું પાન નથી ખાતો." સુધીરે હાથનો અભિનય કરતાં કહ્યું.

"હવે આગળ ભણવું છે કે નહિ ?" સાહેબે પાનની વાત વચ્ચે આવી જવાથી અગાઉ પૂછેલો પ્રશ્ન ફરી તાજો કર્યો.

"ના. એલએલ.બી. થવાની મારી ઇચ્છા પ્રથમ હતી, પણ દાદાએ તેની નિરર્થકતા મને સમજાવ્યા પછી, હું હવે હાલના શિક્ષણ પાછળ મારાં વર્ષ બગાડવા નથી ઇચ્છતો." સુધીરે ખુલાસો કર્યો.

"તમે ને દાદા તો જરા વિચિત્ર માણસો છો !" અમલદારને છાજતી ઢબે સાહેબ હસ્યા. સુધીર ચૂપ રહ્યો. સાહેબે થોડીવારે ફરી પૂછ્યું: "તો હવે શો વિચાર કર્યો છે ?"

"હજી કાંઈ ખાસ નક્કી નથી કર્યું. છતાં પાસ થાઉં તોપણ નોકરી તો નથી જ શોધવી."

"કેમ ? નોકરીની તમને આટલી બધી ઘૃણા શા માટે છે ? સરકારી નોકરી માટે તમારી ઇચ્છા હશે તો હું કલેક્ટર સાહેબને તમારે માટે જરૂર ભલામણ કરીશ." સાહેબે મહેરબાનીના સ્વરે કહ્યું.

"આપની લાગણી માટે આભાર માનું છું, પણ સાહેબ, એ રસ્તે મારે ચઢવું જ નથી. નોકરી કરું તોપણ દેશની જ, બીજાની નહિ." સુધીરે જરા સ્વાતંત્ર્ય દર્શક વાણીમાં ઉચ્ચાર્યું.

"નકામા, તમારી ઉજળી કારકીર્દિને ધૂળમાં રગદોળશો. હું તો તમારા હિતને માટે કહું છું." સાહેબે પોતાની પરોપકારી વૃત્તિ સ્પષ્ટ કરી.

"મારો વિચાર પાસ થાઉં તો થોડા વખત બાદ, એક આશ્રમ પદ્ધતિએ ચાલતી હાઈસ્કુલ ઉઘાડવાનો છે. તેમાં હું આપનો તથા કલેક્ટર સાહેબ અને બીજાઓનો જરૂરી સહકાર માગવાનો છું જ."

સાહેબને એ વાતમાં કાંઈ રસ ન પડ્યો. હાઈસ્કુલ અને તે પણ આશ્રમ પદ્ધતિએ ચાલતી, એ સાહેબને રૂચ્યું નહિ હોય. તે ચૂપ રહ્યા એટલે સુધીરે આગળ કહ્યું: “ એ સંસ્થાના વિદ્યાર્થીઓ રાષ્ટ્રના સેવક તરીકે ઘડાઈને બહાર પડે એવી મારી ઇચ્છા છે. હાલ તો એના જ વિચારો કરી રહ્યો છું. ”

સાહેબે સુધીરને ખોટું ન લગાડવા મંદસ્મિત માત્ર કર્યું. એ સ્મિત ફરકાવવામાં સાહેબને પડતો શ્રમ સુધીર કળી ગયો. તેણે થોડી બીજી વાતચિત કરી સાહેબની રજા લીધી.

“ વેદીઓ છે કેવળ ! ” તેના ગયા પછી સાહેબ બબડ્યા ને પાસું વાળી સૂઈ ગયા.

## [ ૮ ] અરુણા

સુરેન્દ્ર અમદાવાદની એક હાઇસ્કુલમાં શિક્ષકની નોકરી કરતો હતો ને સાથેસાથે લૉ કૉલેજમાં ટર્મ ભરવા જતો હતો. ચંદ્રપુરથી તેને અહીં આવ્યે દશેક દિવસ થઈ ગયા હતા. પણ અભ્યાસના તથા શાળાના કામના ચઢી ગયેલા બોજાને ઓછો કરવાના પ્રયાસમાં તે પડ્યો હતો, એટલે ચંદ્રપુરની કામગીરી અને વાતો તેને બહુ યાદ આવતી ન હતી.

તે દિવસે રવિવાર હોવાથી સાંજે સુરેન્દ્ર કામથી પરવારી બહાર ફરવા જવાનો વિચાર કરતો હતો, તેવામાં નીચે ચોકઠામાં કોઈ સ્ત્રીનો અવાજ સંભળાયો: " સુરેન્દ્રરાય ત્રિપાઠી અહીં રહે છે ?" સુરેન્દ્ર આરામખુરશીમાં પડ્યો હતો, તે ઊભો થઈ મેડાની આગલી બારી આગળ ગયો. નીચે આધુનિક ઢબના પોશાકમાં સજ્જ થયેલી બે યુવતીઓ ઊભી ઊભી સુરેન્દ્રરાયના નામનું બોર્ડ ઉંચી નજરે વાંચતી હતી. તેમની ને સુરેન્દ્રની નજરે નજર મળી.

" કેમ, કોનું કામ છે ?" સુરેન્દ્રે પૂછ્યું.

" સુરેન્દ્રરાય આપ જ ?" એક છોકરીએ પ્રશ્ન કર્યો.

" હા, અહીંથી પધારો." સુરેન્દ્રે દાદર બતાવતાં કહ્યું.

આવનાર છોકરીઓ તેમની રીતભાત તથા પોષાક જોતાં કૉલેજની વિદ્યાર્થીનીઓ જેવી જણાતી હતી. તેમના ચહેરા પર આનંદ અને કુતુહલ ચિતરાએલું દેખાતું હતું. તે ઉપર આવી સુરેન્દ્રના નાનકડા ઘરમાં ઉભી રહી. સુરેન્દ્રે તેમને સામેની બે ખુરશીઓ બતાવી બેસવા સૂચવ્યું.

થોડીવારે સુરેન્દ્રે પૂછ્યું: "મારૂં શું કામ છે, બ્હેન?"

"સુરેન્દ્ર ત્રિપાઠીના ટૂંકા નામથી માસિકોમાં કાવ્યો આવે છે તેજ આપ ને?" જરા મોટી ને ચપળ દેખાતી છોકરીએ પૂછ્યું.

"હા, તેજ હું. આપનું નામ?" સુરેન્દ્રે વાર્તાલાપની દોરવણી કરી.

"મારૂં નામ અરૂણા મહેતા અને આ મારી સખીનું નામ પ્રમિલા દેસાઈ. અમે આપની કવિતાઓ વાંચી ઘણા વખતથી આપને મળવા માગતાં હતાં, પણ આજેજ એ શુભ તક મળી." અરૂણાએ પરિચય આપતાં કહ્યું.

"મને ઘણો આનંદ થયો. આપને મારૂં મકાન શોધતાં તકલીફ તો પડીજ હશે." સુરેન્દ્રે વિવેક દાખવ્યો.

"આજે તો બહુ તકલીફ નથી પડી, પણ પહેલાં એક વાર એક રમૂજ થઈ હતી." હસી પડતી અરૂણા બોલી.

"શું હતું વળી?" રસ લેતો હોય તેમ સુરેન્દ્રે પૂછ્યું ને તે ઉભો થઈ બારી આગળ ગયો. બારીમાંથી તેણે ધીમેથી હાક પાડી, પડોશમાં જ રહેતી એક બાઈને બોલાવી. તે બાઈ સુરેન્દ્રના ઘરનું પરચુરણ કામકાજ—ઘર સાફસુફ કરવાનું તથા ચાપાણીનાં વાસણ માંજવાનું વગેરે—કરતી. સુરેન્દ્ર લૉજમાં જમતો હોવાથી બીજું વિશેષ કામ તેને ત્યાં હતું પણ નહિ.

બાઈ આવી એટલે તેને ત્રણેક કપ ચા મુકવા સુરેન્દ્રે સૂચના

આપી, ને પછી તે અરૂણાની વાત સાંભળવા લાગ્યો. અરૂણા અત્યાર આગમચ ઉત્સાહમાં ને ઉત્સાહમાં બે ત્રણ વાક્યો તો બોલી ગઈ હતી, પણ સુરેન્દ્રે તે બરોબર સાંભળ્યાં ન હતાં. તેણે ચાની સૂચના આપી ખુરશીમાં બેસતાં કહ્યું : "માફ કરજો, મેં સાંભળ્યું નહિ તે બદલ. ફરી કહો."

"એમ બન્યું કે, આજથી ચાર દિવસ પહેલાં અમે તમારો પત્તો મેળવતાં એક પોળમાં ભૂલથી પેસી ગયાં. તે પોળમાં પણ એક સુરેન્દ્રરાય રહેતા હતા. તેમનું ઘર અમને પડોશીઓએ બતાવ્યું. અમે ત્યાં જઈ તેમના નામની બૂમ મારતાં એક છોકરાએ આવી કહ્યું : "કોનું કામ છે?"

અમે કહ્યું : "સુરેન્દ્રરાયનું કામ છે. તેમને મળવું છે." છોકરાએ ઘરમાં ખબર આપી, અમને ઉપર દીવાનખાનામાં બેસવા સૂચના કરી; તે પ્રમાણે અમે ઉપર જઈ સુરેન્દ્રરાયની રાહ જોતાં બેઠાં." અરૂણા હસતી હસતી આ વાત કહી રહી હતી. સુરેન્દ્ર પણ રસપૂર્વક સાંભળતો હતો ને તેના મોં પર પણ રસને લીધે કે વિવેકને કારણે સ્મિત ફરકી રહ્યું હતું.

બંને સખીઓ ગરમી પડતી હોવાથી રૂમાલવડે પવન નાખ્યા કરતી હતી, તે સુરેન્દ્રના ધ્યાનમાં આવતાં જ તેણે ઉભા થઈ બંનેને હાથ–પંખા લાવી આપ્યા. પછી વાત આગળ શરૂ થઈ. ઓરડામાં સ્ટવનો અવાજ ને રકાબી પ્યાલાનો ખખડાટ થતો હતો. સુરેન્દ્રની નજર એક બે વાર તે તરફ ફરી આવી ને અરૂણા પર ઠરી.

અરૂણાએ કહ્યું : "થોડી રાહ જોવડાવી સુરેન્દ્રરાય આવ્યા. તે ચાળીસ પીસ્તાળીસ વર્ષના એક આધેડ ગૃહસ્થ હતા. મેં તો કવિ સુરેન્દ્રને યુવાન ધારેલા; પણ મારી કલ્પના આમ એકાએક છુંદાઈ જતી જોઈ મને દુઃખ થયું. મને થયું કે, મેં એમને ન જોયા હોત

તો જ સારૂં થાત." અરૂણા હસી અને સાથે પ્રમિલા તથા સુરેન્દ્ર પણ હસ્યાં.

"તેમણે આવતાંવેંત જ પૂછ્યું, 'શું કામ છે કહો?' મેં કહ્યું, અમે આપની કવિતાઓ વાંચી આપને મળવાની ઇચ્છા થવાથી આવ્યાં છીએ."

"મારી કવિતા? ક્યાં વાંચી?" તે માથું ખંજવાળતા બોલ્યા.

"'ઘણે ઠેકાણે વાંચીએ છીએ.' મેં કહ્યું. 'તમે ભૂલતાં હશો. બીજા કોઈની વાંચી હશે.' 'આપની જ અમને યાદ છે ને' અમે બંને સખીઓ બોલી ઉઠી. પણ તે બોલ્યા પછી અમને મનમાં સંશય પડ્યો કે, કોઈ ભળતે ઠેકાણે તો નથી આવી ચઢ્યાં?"

પાસે તેમનો નાનો છોકરો ઉભો હતો તેની સામે જોતાં તથા અમને નિરખતાં તે બોલ્યા: 'હું કવિતા લખતો જ નથી.'

છેવટે પેલો છોકરો તેમની મદદે આવ્યો. "'સુરેન્દ્ર ત્રિપાઠી'ના નામથી માસિકોમાં કાવ્યો આવે છે તેમની વાત કરો છો ને?"

"હા. મેં ટૂંકામાં કહ્યું, ત્યારે તે તો અમારી હાઈસ્કુલમાં શિક્ષક છે, ને ખાડિયામાં રહે છે." પેલા છોકરાએ સ્પષ્ટતા કરી.

પેલા ગૃહસ્થ—અમારા માની લીધેલા કવિરાજ તો ડઘાઈ ગયા અને અમે પણ ભોંઠાં પડ્યાં. થોડી વારે કવિ બોલ્યા: "સરખા નામની મ્હોકાણ થઈ છે ખરૂં? હું કદી કવિતા લખતો નથી જ ને તમે એની વાત કરી એટલે ગૂંચવાયો. તમે કવિતા લખો છો?"

"લખીએ કોઈક વાર." અમે ઉભાં થતાં કહ્યું. તે પણ ઉભા થતાં થતાં બોલ્યા: "ત્યારે આ પ્રસંગની પણ એક કવિતા વખત મળતાં લખી નાખજો." અમે જવાબમાં સ્મિત કરી તેમની રજા લીધી.

અરૂણાનું આ કથાનક સાંભળી સુરેન્દ્ર ખરેખર પેટ પકડીને

હસી પડ્યો. પછી ચા પીતાં પીતાં પણ ત્રણે જણે એ જ વાતની ચર્ચા કરી આનંદ ઉડાવ્યો.

પછી સુરેન્દ્રની છેલ્લી પ્રગટ થયેલી કવિતાની વાત નીકળી. અરૂણાએ તે કાવ્યનાં ખૂબ વખાણ કર્યાં. તે કાવ્યનું નામ હતું, 'કવિની કલ્પના.'

"તમે કંઈ લખો છો?" સુરેન્દ્રે છેવટે પૂછ્યું.

"હા. ફરી આવીશ ત્યારે બતાવવા લાવીશ. આ મારી સખી પ્રમિલા પણ સાહિત્યમાં સારો રસ લે છે." અરૂણાએ પ્રમિલાનો ખભો ધીમેથી થાબડ્યો. પ્રમિલા માત્ર મીઠું હસી–સદ્ય ખીલેલા પુષ્પના મુગ્ધ હાસ્ય સમું!

"તમે અહીં અભ્યાસ કરો છો?"

"હા, હું મેડીકલ સ્કુલના છેલ્લા વર્ષમાં છું ને પ્રમિલા ઈંટર આર્ટ્સમાં છે." અરૂણાએ કહ્યું.

"વાહ, ત્યારે તો ડૉકટરો પણ રસિક બનતા જાય છે ખરા! મેડીકલ સ્કુલના વિદ્યાર્થી કે વિદ્યાર્થીની માટે આ ગૌરવની વાત લેખાય." સુરેન્દ્ર બોલ્યો.

"પ્રથમથી જ મને સાહિત્યનો શોખ હતો; પણ સ્વાલંબી થવા માટે જ મેં બી.એ. થવાનું છોડી દઈ આ ક્ષેત્ર પસંદ કર્યું છે. આપનું કહેવું ખરૂં છે, કે ડૉકટરોને આ વિષયમાં ભાગ્યે જ શોખ હોય છે." અરૂણાએ કહ્યું.

સુરેન્દ્ર મનમાં જ અરૂણાને સુરેખા સાથે સરખાવી રહ્યો હતો. રૂપરંગ તથા બાહ્ય ટાપટીપમાં તે સુરેખા જેવી નહોતી, પણ તે છતાં તેનામાં વસી રહેલો કવિઆત્મા જાણે સુરેન્દ્રને આકર્ષક લાગ્યો. સુરેન્દ્ર તેની કવિતા વાંચવા મનમાં ઉત્સુક બન્યો.

"ફરી આવો ત્યારે તમારી કવિતાઓ જરૂર લાવજો. આપણે સાથે વાંચીશું." સુરેન્દ્રે કહ્યું.

"તમને રવિવારે કયો સમય અનુકૂળ હોય છે?"

"આ જ વખત. પણ જરા વહેલાં આવો તો ઠીક. પ્રમિલાબેન પણ સાથે આવશે તો ઘણો આનંદ થશે."

પ્રમિલા લજામણી પેઠે લજવાતી ચૂપ રહી. થોડીવારે બંને સખીઓ જવા માટે ઉઠી. સુરેન્દ્રે ઉભા થઈ તેમને વિદાય આપી. દાદર ઉતરી જીનામાં પડેલાં ચંપલ પહેરતાં બંને સખીઓ પગ લપસવાથી, ચંપલ બદલાઈ જવાથી કે બીજા કયા કારણથી હસી તે સમજાયું નહિ, પણ તેમના હસવાનો 'ઠીઠી' અવાજ સુરેન્દ્રને સંભળાયો ને તેને અંતરમાં જ અણગમો પ્રગટ્યો. તેને એમ લાગ્યું કે, એ ઉન્મત્ત છોકરીઓ પોતાની હાંસી કરતાં હસી હશે. આ વિચારથી સુરેન્દ્રને અરૂણા પ્રત્યે સહેજ અણગમો થયો. તે જ વખતે તેને સુરેખા યાદ આવી.

સુરેખા પણ તેની હાંસી તો કરતી જ હતી, પરંતુ તે તેની પીઠ પાછળ હસવા જેટલી આછકલી ન હતી. સુરેખા તેના પ્રત્યે જે માનની દૃષ્ટિ રાખતી તે સુરેન્દ્રના ખ્યાલમાં આવી અને તેના હાસ્ય તથા કટાક્ષોમાં નિર્મળતા હતી એમ સુરેન્દ્રને લાગ્યું.

ચંદ્રપુરથી છુટાં પડ્યા પછી, સુરેન્દ્ર સુરેખાને એક પણ પત્ર લખી શક્યો ન હતો. વિદાય વખતે સુરેખાએ તેને પત્ર લખવા કરેલી સૂચના યાદ આવી. 'એક કવિતા ઓછી લખીને પણ મને પત્ર લખવા સમય મેળવજે,' સુરેખાનું આ વાક્ય યાદ આવતાં સુરેન્દ્ર તે જ વખતે સુરેખાને પત્ર લખવા બેઠો.

સુરેખા પરનો લાંબો પત્ર પુરો કરતાં સુરેન્દ્રને સંધ્યાકાળ થઈ ગયો. તેણે સાથે પોતાની છેલ્લી લખેલી એક કવિતા પણ મોકલીને તે પર સુરેખાની વિસ્તૃત ટીકાની માગણી કરી હતી.

પત્ર પુરો કરી, તે રવાના કરવા તથા લૉજમાં જમવા જવા માટે કપડાં પહેરી સુરેન્દ્ર બહાર નીકળ્યો, ત્યારે ચલા મુકનાર બાઈએ નીચે ચૉકમાં જ પૂછ્યું. "એ કોણ હતું, ભાઈ?"

"કૉલેજની છોકરીઓ હતી. તેમાંની મોટી છોકરી ડૉકટરની પરીક્ષાનું ભણે છે."

સુરેન્દ્રે ટુંકામાં સમજાવ્યું. ચોકઠામાં બેઠેલી સ્ત્રીઓ તે વાત રસપૂર્વક સાંભળી રહી ને આછું આછું હસી રહી હતી.

# [ ૯ ] કાવ્ય–ચર્ચા

રેલસંકટ નિવારણનું કામ થાળે પડ્યા પછી સુધીરને કામની પ્રવૃત્તિ ઓછી થઈ. એટલે તેણે હવે પોતાના મનમાં રમી રહેલા 'આદર્શ આશ્રમ અને વિદ્યાલય'ની યોજના સંબંધી વિચાર કરવા માંડ્યો. એ સંસ્થા કેવી હોવી જોઈએ, તેમાં કેવા શિક્ષકો હોવા જોઈએ, તેનો આદર્શ કેવો હોવો જોઈએ, તથા સરકારી કેળવણી ખાતા સાથે તેનો કેટલો સંબંધ રાખવો જોઈએ, તે બાબતના વિચારો સુધીર મન સાથે રાત દિવસ કરવા લાગ્યો. આ વિચારોમાં અને રેલસંકટના છેવટના કામને આટોપવામાં સુધીરનું એક વર્ષ તો જોતજોતામાં વીતી ગયું.

કેળવણીની આ સંસ્થાના કામમાં પડતાં પહેલાં તેણે 'ગુજરાત વિદ્યાપીઠ' તથા 'સત્યાગ્રહાશ્રમ'નો થોડો અનુભવ લેવા વિચાર કર્યો. એ અનુભવ તથા પોતાના આદર્શોના સહયોગથી તેણે પોતાના મિત્રમંડળમાંથી જ આદર્શ શિક્ષકો ઉભા કરવા વિચાર કર્યો હતો. તેની આંખ સુરેન્દ્ર તથા એક બીજા મિત્ર પર ઠરી હતી. શરૂઆતમાં એવા બીજા એક બે ધગશવાળા અને ખંતીલા યુવકો મળી આવે તો કામની શરૂઆત થઈ શકે. તેનો એક મિત્ર કવિવર ટાગોરના 'શાંતિનિકેતન'માં અભ્યાસ માટે ગયેલો હતો, તેના તરફ સુધીરની નજર ગઈ; અને તેને તેણે તે જ ઘડીએ પત્ર લખી, પોતાની યોજના જણાવી.

આ સંસ્થા માટે નાણાં એકઠાં કરવા કોઈક જાણીતા કેળવણીકારના પ્રમુખપદે એક સમિતિ નીમી, આખા દેશમાં ફાળો કરવાની સુધીરની ધારણા હતી. ફાળાનો વિચાર આવતાં જ સુધીરને સુરેખા યાદ આવી. તેને લાગ્યું કે, એ છોકરી જો ધારે તો સુરત અને ચંદ્રપુર એ બે જ શહેરોમાંથી મોટી રકમ ઉભી કરી શકે. અને એ ગ્રેજ્યુએટ થઈ અધ્યાપિકા થવાનું કબુલ કરે તો સંસ્થાને ઘણું જ બળ મળે, અને ભવિષ્યમાં સંસ્થાનો વિકાસ થતાં સ્ત્રીશિક્ષણ માટે પણ યોજના ઘડી શકાય.

આમ ભવિષ્યના કંઈ કંઈ વિચારો સેવતો સુધીર છેવટે એક દિવસ અમદાવાદ ઉપડયો. સુરેન્દ્રને મળી પોતાની યોજના સમજાવવા તથા વિદ્યાપીઠ અને આશ્રમનો અનુભવ લેવા માટે ત્યાં રહેવાની સવડ કરવા, આશ્રમના કાર્યકરોને મળવાની ખાતર તે અમદાવાદ આવ્યો હતો. ચંદ્રપુર તાલુકાની મહાસભા સમિતિના પ્રમુખે તેને ભલામણપત્ર આપ્યો હતો અને રાહતકાર્યને અંગે સુધીરનું નામ આશ્રમના કાર્યકર્તાઓને કાને પણ પડયું હતું, એટલે તેના કાર્યમાં ઘણી સરળતા થઈ.

બીજે દિવસે સુધીર સુરેન્દ્રને મળ્યો. તેની સાથે તેણે પોતાની ભાવિ સંસ્થાની યોજના બાબત આખી રાત ચર્ચા કરી. એ વાતચીતમાં બંને મિત્રોને એટલો બધો રસ પડતો હતો કે, સૂર્યોદય થતાં સુધી પણ તેઓ વાત કરતાં ધરાત નહિ; પણ પરોઢિયું થવા આવતાં સુરેન્દ્રના ઘરમાં નીચે વસતા ગૃહસ્થ કંટાળી જઈ બોલ્યા : “ અરે સુરેન્દ્રભાઈ, હવે તો જરા ઉંઘો ! આશ્રમ તો જ્યારે ખોલવો હોય ત્યારે ખોલજો; અત્યારથી ઉજાગરો કરીને નાહક માંદા પડશો ! ”

“ તમને ઉજાગરો થયો હશે. ચાલો હવે અમે ઉંઘી જઈએ.” સુરેન્દ્રે ઘડિયાળ તરફ જોયું. સાડાત્રણ થયા હતા. “ ઓહોહો ! ચાર થવા આવ્યા ને ! ” ઘડિયાળ જોઈ તે બોલ્યો.

"આશ્રમ ખોલી આખા દેશનું દળદર ટાળવાની વાતો કરો છો, પણ અત્યારે જરા અમારા જેવા પાડોશીઓની દયા તો ખાવ !" પેલા ગૃહસ્થ હસ્યા.

"દેશને ખાતર પાડોશીઓની ઉંઘનો ભોગ તો નજીવો ગણાય." કહી સુરેન્દ્રે સ્મિત કર્યું ને પછી લેમ્પ ઝાંખું કરી, સુધીરને ઓઢવાનો ચોરસો આપી, મૌન બની નિદ્રાની રાહ જોવા માંડી. થોડી રાહ જોવરાવી નિદ્રાદેવીએ બંને મિત્રો પર એવો ઓચિંતો છાપો માર્યો કે, તે છાપાની તેમને પોતાને પણ ખબર પડી નહિ. સવારે પેલા રાતવાળા ગૃહસ્થે જ દૂધવાળો આવતાં સુરેન્દ્રને ઘાંટો પાડી જગાડ્યો.

તે સાંજે સુધીર તથા સુરેન્દ્ર વિદ્યાલય તથા આશ્રમ માટે સ્થાન કયું પસંદ કરવું, તેની ચર્ચા કરતા હતા, તે સમયે એક યુવતી હાથમાં ખાદીની થેલી ઝુલાવતી 'કવિરાજ, છો કે ?' બોલતી મેડા પર ચઢી આવી.

"આવો, ઠીક સમયસર જ તમે આવી પહોંચ્યાં." સુરેન્દ્રે યુવતીને આવકાર આપ્યો. એક મોહક સ્મિત કરી સુધીર તરફ જોતી તે યુવતી સામેની ખુરશી પર ગોઠવાઈ ગઈ.

સુરેન્દ્રે અરૂણાને તથા સુધીરને અરસપરસનો પરિચય કરાવ્યો.

"આજે તો સુધીરભાઈને પણ તમારી કવિતા સાંભળવાની તક મળશે." સુરેન્દ્રે શરૂઆત કરી.

સહજ સંકોચભર્યો આનંદ અનુભવતી અરૂણાએ સ્મિત કરી, પોતાની થેલીમાંથી નોટબુક કાઢી સુરેન્દ્રના હાથમાં આપી. સુરેન્દ્રે તેનાં પાનાં ઉથલાવી પૂછ્યું: "ઓહો ! આ અઠવાડિયામાં તો બે કૃતિઓ રચાઈ છે ને શું ?"

"હા, અમારે ક્યાં તમારા જેવા મહાકવિની પેઠે દિવસો સુધી કવિતાદેવીની સ્ફૂર્ણાની રાહ જોવી પડે છે !" કહેતાં અરૂણાએ સ્મિત કર્યું.

"ત્યારે તો કવિતાદેવીની તમારા પર ભારે કૃપા ગણાય." અતડાપણું ન દેખાય એટલા ખાતર સુધીર બોલ્યો.

"રાહ ન જોવી પડે તેને કૃપા ગણવી, કે અવકૃપા ગણવી, તે વિષે તો કવિરાજને પૂછો." અરૂણા બોલી ને સુરેન્દ્રે મંદ હાસ્ય કર્યું.

અરૂણા ધીમે ધીમે સુરેન્દ્ર સાથે નિકટનો પરિચય સાધતી જતી હતી ને એક મિત્રની પેઠે બોલવા ચાલવામાં છુટ લેવા લાગી હતી.

"સાંભળો, કવયિત્રીની આ કૃતિ જ આપણને તેનો જવાબ આપશે." એમ કહી સુરેન્દ્રે અરૂણાની કવિતા વાંચવા માંડી.

તે વાંચી રહ્યા બાદ સુરેન્દ્રે એક બે સ્થળે અરૂણાએ જોડણીની વિકૃતિ કરેલી તે બતાવી ધ્યાન ખેચ્યું: "તમે આવી છુટ લ્યો તે ઠીક નહિ. સિદ્ધહસ્ત કવિઓ કદાચ કોઈકવાર શબ્દોને મચડી શકે; પણ તેમ મચડતાં પહેલાં તેની ધારી અસર બીજી રીતે ન જ થતી હોય તો મચડી શકાય. હા, જે શબ્દોની જોડણી બીજા પ્રસિદ્ધ કવિ-ઓએ ફેરવી છે તેનો તમે લાભ લઈ શકો."

"પણ એવાં સિદ્ધહસ્ત બન્યાની કાંઈ નિશાની ખરી? કોને સિદ્ધ-હસ્ત કહીશું, ને કોને અસિદ્ધહસ્ત?" અરૂણાએ સચોટ પેટા પ્રશ્ન ઉઠાવ્યો.

"એનું નિશાન દેખાતું નથી, પણ હોય છે ખરૂં. મને કે તમને આજે કદાચ લોકો સિદ્ધહસ્ત કવિ કે લેખક ન ધારે, પણ બ. ક. ઠાકોર, ન. ભો. દીવેટિયા, કે કવિસમ્રાટ્ ન્હાનાલાલને સિદ્ધહસ્ત કવિઓ ગણવામાં ભાગ્યે જ કોઈ વાંધો ઉઠાવે. એવો વાંધો કોઈ ઉઠાવે તોયે તે મૂર્ખમાં ખપે; જ્યારે મારી ને તમારી બાબતમાં એથી ઉલટું માનનાર કદાચ મૂર્ખ ગણાય." સુરેન્દ્ર હસ્યો ને સુધીરનું મોં પણ પલક્યું.

"અરે, આપણે તો આડી વાતે ચઢી ગયાં. આ કાવ્ય વિષે બીજું શું સૂચન કરવા યોગ્ય છે?"

"બીજી રીતે મને કાવ્ય ગમે છે. એમાં ગૂંથેલો વિચાર અને તેમાંથી પ્રગટતી ચમત્કૃતિ ખરેખર આકર્ષક છે." સુરેન્દ્રે કહ્યું.

આ દરમ્યાન સુધીર અરૂણાની નોટ 'જોઉં' કહી હાથમાં લઈ કવિતા વાંચતો હતો, તે ધીમેથી બોલ્યો: "તમે બંને તો કવિ છો; છતાં મને અકવિને જરા વાત કરવા દેશો?"

"Every man is a dumb poet." અરૂણાએ હસતાં કહ્યું.

"ત્યારે હું મૂંગો કવિ તમને–વાચાળ કવિઓને–પૂછું છું કે, તમે આ બધું લખો છો ત્યારે તમારૂં લખેલું કોઈ સમજશે કે નહિ સમજે, તેનો જરાય વિચાર કરો છો કે નહિ?"

"લેખકને–ખાસ કરીને કવિતા લેખકને–એ વાત બહુ મુદ્દાની નથી લાગતી. એ ઉડીને પોતાની સાથે બીજાને ઉંચે ઉડતાં જોવા તલપે છે. એ લોકોને પ્રસંદગી પ્રમાણેનો માલ આપવાની જ ચિંતા રાખ્યા કરે તો, એનું જે વિશીષ્ટપણું છે તે આપોઆપ નાબુદ થાય અને એ કવિ મટી જાય." સુરેન્દ્રે કહ્યું.

"બરાબર, લોકો તરફ લક્ષ રાખીને લખ્યા કરે તો કવિ આગળ જ ન વધી શકે; કદાચ પાછો પડે ખરો." અરૂણાએ ટેકો આપ્યો.

"ત્યારે તમે તો બધા અમારાથી બહુ દૂર ગયેલા લાગો છો. અમારૂં કહેવું ન સાંભળો એટલા બધા આવે તો નથી ગયા ને? ઠીક, તો પછી આ તમારી કવિતાઓ તમે કવિઓ જ વાંચવાના? બીજાઓ તો એટલા ઉંચે ક્યાંથી ઉડી શકે?"

"કવિતાના સાચા રસપિપાસુઓ તો પોતાની રસદૃષ્ટિને ઉંચી કક્ષાએ લઈ જવા મથતા જ રહેવાના, ને જેમાં સાચું કવિત્વ હશે તે કૃતિ આજ નહિ તો કાલે પણ જરૂર તેના કદરદાનને હાથે કદર પામશે."

"તમે આ પૃથ્વીછંદમાં શું લખો છો તે સમજાતું નથી. જેવો ખરબચડો તે છંદ તેવી જ ખરબચડી તેની ભાષા અને તેથીય વળી વધુ ખરબચડા તો તેમાં ગૂંથેલા વિચાર લાગે છે. ઘણાક તો એ સાંભળીને ઘુંગડીમાંના કાંકરા જેટલું જ સમજે તેવું હોય છે." સુધીરે આધુનિક કવિઓએ વધુ પલોટેલા છંદ પર સીધો હલ્લો કર્યો.

"સુધીરભાઈ તો દલપતયુગના વિચારો ધરાવતા જણાય છે." અરૂણાને આમાં ખૂબ રસ પડતો હતો. તેણે વાર્તાલાપને વધુ રસે ચડાવવા ટીકા કરી.

"દલપતરામ શું ખોટા છે? સ્ત્રી, બાળક, ગ્રામજનો, અભણ, ભણેલા, હું અને તમે–બધાં સમજીએ એવું, છતાં મજાક અને ચમત્કૃતિ વગરનું તો તેનું લખાણ ભાગ્યે જ હોય." સુધીરે કહ્યું.

"એમની અતિ સરલતા હવે બાલભોગ્ય બનવા લાગી છે. ને તમે જ કદાચ ભવિષ્યમાં વર્ષો પછી દલપતરામની કવિતા બાલકવિતા તરીકે ઉપયોગમાં લેવાતી જોશો. એમાં ઉંડા વિચાર તથા ઊર્મિયનોનો ઘણીવાર–ઘણીવાર શું લગભગ બધે–અભાવ હોય છે."

"અભણ ગ્રામજનો, સ્ત્રીઓ તથા થોડું ભણેલા લાખો બંધુઓ માટે તમે કાંઈ જ નહિ લખો?"

"તું તો મહાત્માજીનો શિષ્ય થયો છે ને? પણ કવિઓ બધા હજી તેમના શિષ્ય નથી બન્યા." સુરેન્દ્રે ટકોર કરી.

"અમદાવાદની સાહિત્યપરિષદમાં મહાત્માજીએ વર્ષો પહેલાં લોકભોગ્ય સાહિત્ય પ્રગટાવવા સૂચના કરી હતી તે યાદ છે ને?"

"હા, અને તે વખતે સાક્ષર શ્રી. ન. ભો. દીવેટિયાએ તેમને આપેલો જવાબ હું તમને યાદ દેવડાવું છું." સુરેન્દ્ર તથા અરૂણા આનંદથી હસ્યાં.

"તમને–કવિ લોકોને હું નહિ પહોંચું. કહે છે કે, 'જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ.'" કહી સુધીરે સસ્મિત વદને ઊભા થઈ ઘડિયાળ તરફ જોયું.

"વાતોમાં ઘણો વખત ચાલ્યો ગયો!" સુરેન્દ્ર બોલ્યો.

અરૂણાએ પછી સુધીર સાથે થોડી પ્રાસંગિક વાતચીત કરી રજા લીધી; અને સુરેન્દ્ર તથા સુધીર પણ બહાર જવા માટે તૈયાર થવા લાગ્યા.

# [ ૧૦ ] વ્યાયામ પ્રવૃત્તિ

આ મહાવાદ આવેલો સુધીર ચારેક દિવસ સુરેન્દ્રની સાથે રહ્યો. તે દરમ્યાન સુધીરે સુરેન્દ્રના શરીરનો નબળો બાંધો જોઈ તેને થોડી કસરત કરવા ઘણી ઘણી રીતે સમજાવ્યો. પહેલાં તો, 'મારે રામમૂર્તિ કે સેન્ડો થવું નથી' કહીને સુરેન્દ્ર એ વાત ઉડાવવા લાગ્યો; પણ જ્યારે ગંભીરપણે તેને વ્યાયામની જરૂરિયાત વિષે સુધીરે સમજાવ્યું ત્યારે સુરેન્દ્રનું મન પણ તે તરફ આકર્ષાયું. પોતાની વારેવારે લથડી જતી તબિયતનો તેને વિચાર આવ્યો. વ્યાયામની ઉપાસના કરાય તો સારૂં, એમ તેને થવા લાગ્યું; તેથી તેણે સુધીરને કહ્યું: " મેં બે ચાર વખત આ બાબત નિશ્ચય કરી શરૂઆત કરેલી, પણ બહુ બહુ તો અઠવાડિયામાં જ તે નિશ્ચય છુટી જાય છે."

" તમે કવિ લોકો આટલા બધા નિર્બળ ? વાતો તો બજરંગીની કરો છો ને પોતે કશું ય ન કરી શકો, તે કેટલી શરમભરી વાત લેખાય ?" સુધીર હસ્યો.

" વાતોમાં જ બહુ વખત જાય છે, એ વાત સાવ સાચી છે. પણ લખવા વાંચવાનો શોખ એટલો ખરાબ થઈ પડ્યો છે કે, તેથી નિયમિતતા સચવાતી નથી."

"ગમે તે ભોગે શરીર તો સુધારવું જોઈએ. તું કાલ સવારથી જ વ્યાયામની શરૂઆત કર. હું બે દિવસ તો અહીં છું. મારી હાજરીમાં જ તને શરૂઆત કરાવીશ, ને પછી ચંદ્રપુર જઈને ત્યાંથી 'ફીઝિકલ કલ્ચર'ના અંકો વાંચવા મોકલીશ. તે તને ઘણી બાબતોમાં માર્ગ-દર્શક થશે." સુધીરે 'શુભસ્ય શીઘ્રમ્' એ સૂત્ર અમલમાં મૂકાવવા તત્પરતા બતાવી.

બીજા દિવસથી સવારમાં વહેલા ઉઠી કવિ વ્યાયામની ઉપાસના કરવા લાગ્યા. સુધીરે તેને કેટલીક જરૂરી સૂચનાઓ તો આપી જ હતી. તે ઉપરાંત તેણે રસપૂર્વક એ વિષયનું સાહિત્ય પણ ઉથલાવવા માંડયું. વીસેક દિવસમાં તો સુરેન્દ્રને જાણે પોતાના શરીરમાં નવચેતન ને સ્ફૂર્તિ આવતાં દેખાયાં. ઘણીકવાર તો નવચેતનની ભાવના પણ માણસને સ્ફૂર્તિ આપે છે. સુરેન્દ્ર પણ નિત્ય એવી ભાવનાથી વ્યાયામ કરવા લાગ્યો અને તેની અસર તન તથા મન–બંને પર જણાવા લાગી. પહેલાં રોજ સવારમાં મોડા ઉઠનાર સુરેન્દ્રે કસરતની ખાતર વહેલાં ઉઠી નિયમિત બનવા માંડયું. અમદાવાદ સત્યાગ્રહાશ્રમમાં આવી રહેલો સુધીર પણ હવે તો વખતોવખત આવી વ્યાયામના તેના શોખને પુષ્ટિ આપી જતો.

સુરેન્દ્રે પોતાની વ્યાયામ પ્રવૃત્તિની હકીકત સુરેખાને પત્રમાં લખી જણાવી હતી. તેમાં સુધીરે તેને કેવી રીતે આ વિષયમાં રસ લેતો કર્યો તથા પોતાને તેથી કેવો લાભ થયો, તે બધી હકીકત તેણે વિગતવાર જણાવી હતી. વધુમાં તેણે સુરેખાને પણ વ્યાયામની ઉપાસના કરવા સૂચના કરી, સ્ત્રીઓને તે વિષયનાં માર્ગદર્શક પુસ્તકોની યાદી પણ લખી મોકલી હતી.

સુરેન્દ્રે તો સુરેખાને વ્યાયામ કરવા માત્ર સાધારણ ભાવથી લખ્યું હતું, પણ સુરેન્દ્રમાં ઉંડો રસ ધરાવનાર સુરેખાને તે વાત ગમી ગઈ. સુરેન્દ્રે જણાવેલાં પુસ્તકો મંગાવી તેણે વાંચ્યાં. તેમાં સ્ત્રી–ઉપયોગી સૂર્યનમસ્કાર વગેરે વ્યાયામના પ્રકારો તથા આસનો વગેરે જોઈ,

પોતાના સુંદર દેહને સુંદરતર બનાવવા સુરેખાને ઇચ્છા થઈ આવી. સુરેખાએ પોતે જ પોતાની ગુરૂ બની વ્યાયામની શરૂઆત કરી.

વ્યાયામનો શોખ સુરેખામાં જાગૃત થતાં જ તેણે પોતાનું બધું લક્ષ્ય તે તરફ દોર્યું. વ્યાયામના વિચાર સાથે તેને સુધીર યાદ આવતો. સુધીરના પ્રચંડ સુગઠિત શરીરમાં તેને સૌન્દર્યની કંઈક ઉણપ આજ સુધી લાગતી હતી; પણ તે ઉણપ હવે જતી રહી. હવે સુધીરની કલ્પના કરતાં તેના નયન સમક્ષ એક નિરોગી ને સુગઠિત સૌન્દર્યમંડિત દેહની કલ્પના આવતી. સૌન્દર્ય વિષયક સુરેખાની પ્રથમ જે ભાવના હતી તેમાં પલટો થયો, એમ કહીએ તો ચાલે. તેણે સુરેન્દ્રને પોતાની પ્રવૃત્તિ જણાવવા ઉપરાંત, સુધીર પર પણ પત્ર લખી, પોતાના વ્યાયામ વિષયક શિક્ષણમાં માર્ગસૂચન કરવા જણાવ્યું. સુધીરે સુરેખાને ખાસ ઉપયોગી ને તેને માટે સહજ સાધ્ય એવા કેટલાક વ્યાયામના પ્રકારો સંપૂર્ણપણે પત્ર દ્વારા સમજાવ્યા, તથા પ્રોત્સાહન આપ્યું.

સુરેખા કોઈ પણ વિષયમાં માથું મારતી, તો પછી તેને છોડતી નહિ. તેણે વ્યાયામની બાબતમાં પણ એક વાર શરૂઆત કરી, એટલે તે વિષય પછી તે અધવચ્ચે મૂકી દે, એ તેને માટે અસંભવિત હતું. રોજ સવારમાં વહેલી ઉઠી અગાસીમાં વ્યાયામ–સાધના કરતી સુરેખાની પ્રવૃત્તિ ગુણવંતરાયના જાણવામાં આવી. પ્રથમ તો તે ચમક્યા. તેમણે નિર્મળાને કહ્યું: " છોકરી આ શું ધમાલ લઈ બેઠી છે ? "

" કસરત કરે છે. તેમાં તમને શો વાંધો છે ? " નિર્મળાએ વાતને આગળ વધતી અટકાવવા કહ્યું.

" તોબાહ આ છોકરીથી તો ! રોજ નવાં નવાં કાંડ ઉપસ્થિત કરે છે. છોકરીની જાતને વળી કસરત શી ? અંગ કસવું હોય તો ઘરકામ કરે." ગુણવંતરાયે પોતાનો રોષ જાહેર કર્યો.

"છોકરીઓને કસરત ન હોય ? મુંબઈમાં મોટી કરોડપતિની સ્ત્રીઓ પણ કસરત કરે છે, તરતાં શીખે છે ને ઘોડેસ્વારી પણ શીખે છે." સુરેખાએ આપેલી માહિતીના આધારે નિર્મળાબહેને કહ્યું.

"ઠીક, આજે તો કસરત છે, કાલે વળી ઘોડેસ્વારી ને પછી બંદુક ફોડવાનું પણ શીખવાની હશે, ખરૂં ને ?" જરા ખીજવાઈ ને ગુણવંતરાય બોલ્યા.

"હું એમ ક્યાં કહું છું ? તમે તો ખોટી રીસ વાતવાતમાં કરો છો." સરળ સ્વભાવનાં નિર્મળાબહેને તેમને ઠંડા પાડવા પ્રયત્ન કર્યો.

"સારૂં, છેવટે તમારો આ સુધારો તમને પશ્ચાત્તાપ કરાવે છે કે નહિ, તે જોજો." ગુણવંતરાય પાઘડી માથે મૂકી ગંભીર વદને બહાર ચાલ્યા ગયા.

ગુણવંતરાય સુધારાના હિમાયતી હતા, પણ તેમાં તે મર્યાદાઓ સ્વીકારતા. સ્ત્રી અને પુરુષમાં અમુક ભેદ રહેવાનો જ, ને તેટલા પુરતી બંનેનાં ક્ષેત્રની મર્યાદા હોવી જોઈએ, એમ તે માનતા અને કહેતા. સુરેખાને મેટ્રીક પાસ થયા પછી આગળ ન ભણાવતાં તેનું લગ્ન કરી નાખવાના મતના તેઓ હતા, પણ રમેશ તથા નિર્મળાબહેનના આગ્રહ તથા સુરેખાના દૃઢ નિશ્ચયને લીધે તેમણે તે વિચારને જતો કર્યો હતો. અને હવે તો, પોતે બી.એ. થાય ત્યાં સુધી લગ્નની વાત પણ ન કરવા સુરેખાએ માતાપિતાને પ્રથમથી સૂચના આપી દીધી હતી.

ઘણી છોકરીઓ બી.એ. થતી ને તેટલી ઉમ્મર સુધી કુંવારી પણ રહેતી હતી; એટલે ગુણવંતરાયે તે બાબતમાં દુરાગ્રહ કરવો છોડી દીધો હતો. પોતાની છોકરી કૉલેજમાં ભણે તેથી પોતે સુધારક મતના છે, એવી લોકો પર છાપ પાડવાનો કંઈક લોભ પણ તેમના મનમાં હતો. ગમે તેમ, પણ દિવસે દિવસે સુરેખાના સંકલ્પબળને લીધે, કે બીજા કોઈ કારણથી હરેક બાબતમાં સુરેખાના પિતાનો વિરોધ ગૌણ બની રહેતો અને સુરેખા ધારી છૂટ મેળવી શકતી હતી. અલબત્ત,

તેને દરેક બાબતમાં રમેશ તથા નિર્મળાબહેનનો પહેલેથી ટેકો તો મેળવવો જ પડતો. એ ટેકો મળ્યા પછી પિતાને મને ક્રમને માર્ગ મૂકવો પડતો, એમ પણ સુરેખા માનતી હતી.

સુરેખાની પ્રખર બુદ્ધિ, તેની વક્તૃત્વશક્તિ તથા બીજા આવા ગુણોને લીધે તેની કૉલેજની સહાધ્યાયિનીઓમાં તે પ્રિય થઈ પડી હતી. યુવકો તો દૂરથી જ તેનો તાપ જોઈ, તેના પર મુગ્ધ હોવા છતાં તેનાથી આઘા રહેતા. કોઈક સાહસિક તેનો સંસર્ગ કરવા નીકળી આવતા, તો પણ સુરેખાની કસોટીમાં તે નાપાસ થતા અને પરિણામે સુરેખા તેમને કોઠું આપતી નહિ.

યુવતીઓ સાથેની મૈત્રી તેમના દેહના આકર્ષણથી જ કરવા યુવકો બહુધા લલચાય છે, એમ સુરેખા સમજતી હતી. આથી તેવા છેલબટાઉ વિદ્યાર્થીઓ તરફ તેના અંતરમાં ઘૃણા પ્રગટતી હતી. આથી કૉલેજના એક બે ચપળ યુવકો સાથે સુરેખાને માત્ર થોડો પરિચય હતો, તે સિવાય બીજા કોઈ યુવકો સાથે તે ભળતી ન હતી. સુરેખાએ પોતાની સહાધ્યાયિનીઓનું એક મંડળ પોતાની આસપાસ રચ્યું હતું અને તેની એક સખીના બંગલાના કમ્પાઉન્ડમાં તે બધી છોકરીઓ રોજ સાંજે મળતી ને ત્યાં જ રમતગમતનો આનંદ ઉડાવતી. કોઈ વાર કોઈ કોઈ છોકરીની ખુશામત કરી એકાદ બે યુવાનો પણ ત્યાં રમતમાં ભાગ લેવાને બહાને આવતા, પણ તેમને એક જ દિવસના અનુભવે સુરેખા એવો પાઠ આપી દેતી કે, ત્યાં પોતાનું સ્થાન મુદ્દલ નથી, એમ તેમને સમજાઈ જતું.

સુરેખાએ પોતાના સખીમંડળમાં વ્યાયામની ચર્ચા કરવા માંડી, અને ધીમે ધીમે પોતાના વ્યાયામના અનુભવો રસિક રીતે તેમની સમક્ષ વર્ણવવા માંડ્યા. આથી તે છોકરીઓમાં પણ વ્યાયામનો રસ જાગૃત થવા માંડ્યો.

ધીમે ધીમે સુરેખાનું શરીર વ્યાયામના તેજથી પ્રભાવવંતુ

બનવા લાગ્યું. એના હલનચલનમાં ને અંગભંગિમામાં મોહકતા વધવા લાગી. એ જોઈ એની સખીઓ પણ ધીમે ધીમે વ્યાયામ શીખવા લાગી.

એક મહીનામાં તો સુરેખાએ કૉલેજની છોકરીઓનું વ્યાયામ-મંડળ શરૂ કરી દીધું ને તેમાં હાઈસ્કુલની પણ કેટલીક છોકરીઓ ભળી. તે બધી નિયમિત વખતે માલતી નામની એક વિદ્યાર્થીનીના બંગલાના કમ્પાઉન્ડમાં હાજર રહેવા લાગી, અને ત્યાં પદ્ધતિસર વ્યાયામની તાલીમ લેવા લાગી.

સુરેખાએ પત્રવ્યવહાર દ્વારા સુરેન્દ્ર તથા સુધીરને આ બધી માહિતી આપી હતી અને એક વખત બંનેને સાથે સુરત આવવા માટે તે વખતો વખત આગ્રહ કરી રહી હતી.

સુધીર આ વખતે અમદાવાદ આશ્રમમાં રહેતો હતો. તે સુરેન્દ્ર ને મળતો ત્યારે સુરેખાના પત્રોની વાત નીકળતી ને સુધીર સુરેખાના ઉત્સાહનાં વખાણ કરી, તેણે ઉપાડેલી વ્યાયામની પ્રવૃત્તિને ઉત્તેજન મળવું જોઈએ એમ જણાવતો. તે ઘણીકવાર સુરેખાના વ્યાયામ-મંડળને પત્ર લખી અગત્યની સૂચનાઓ તથા ખુલાસાઓ પણ આપતો હતો.

સુરેખાના વ્યાયામમંડળનું કામ ઉત્સાહપૂર્વક ચાલી રહ્યું હતું. સુરેખાએ દીવાળીની રજાઓમાં પોતાના મંડળનો નાનકડો મેળાવડો કરી, સુધીર વગેરેને બોલાવવાનો પ્રસ્તાવ મૂક્યો, તે તમામ સખી-ઓએ વધાવી લીધો. સુરેખાની વાતો પરથી તથા સુધીર વગેરેના આવતા પત્રો પરથી સુરેખાની ઘણી સખીઓ તો સુધીર તથા કવિ સુરેન્દ્રને જોવા આતુર બની હતી. આથી સુરેખાને તેમના તરફથી તે બાબતમાં સંપૂર્ણ ટેકો મળ્યો.

# [ ૧૧ ] આશ્રમના વાતાવરણમાં

આશ્રમમાં રહેલો સુધીર જોતજોતામાં આશ્રમની પ્રવૃત્તિઓમાં એકતાન થઈ ગયો. કાંતવાની બાબતમાં તો તેના જૂના અભ્યાસને લીધે તે એક્કો ગણાવા લાગ્યો. તે ઉપરાંત વણાટ, બાગકામ, તથા સફાઈના કામમાં પણ તેની ચીવટ અને ખંતથી આશ્રમમાં તે સૌના માનનો અધિકારી બનવા લાગ્યો.

કોઈ પણ કામ માટે તે હંમેશાં જીજ્ઞાસાપૂર્વક તૈયાર રહેતો ને કામ મળતાં તેને સારામાં સારી રીતે પાર પાડતો. તેના વ્યાયામના શોખે તો ઘણાને તે દિશામાં આગળ વધાર્યા. તેના આશ્રમવાસથી આશ્રમવાસીઓ પણ હર્ષિત બન્યા હતા.

આશ્રમમાં હંમેશ મોટા મોટા દેશનેતાઓ તથા બીજા વિદ્વાનો અને પરદેશના જીજ્ઞાસુઓ પણ આવતા હતા, તે બધાનાં દર્શન તથા તેમની રીતભાત અને વાતચીતોથી સુધીરને ઘણું જ જાણવાનું મળવા લાગ્યું. તે દરેક માણુસ પાસેથી કંઈ ને કંઈ શીખવા પ્રયત્ન કરતો. એક કાનડી યુવાન પાસેથી તેની ભાષા શીખવાની પણ સુધીરે તૈયારી કરી હતી, પણ તે શિક્ષણ પુરૂં થતા પહેલાં પેલો જુવાન તેના દેશમાં ચાલ્યો ગયો. બંગાળી ભાષા તો જરૂરજોગી સુધીરે થોડા પ્રયાસથી

શીખી લીધી ને રાષ્ટ્રભાષા હિંદીના પોતાના જ્ઞાનને પણ ઓપ આપવા તેણે તે ભાષાના પ્રતિષ્ઠિત ગ્રંથો કાળજીથી ઉથલાવવા માંડયા.

આશ્રમમાં તેને હિંદી ઝબાનની આકર્ષક લઢણે મુગ્ધ કર્યો. તે છટાદાર શૈલીમાં હિંદી બોલતાં શીખવાનો મહાવરો પાડવા લાગ્યો. આ કામમાં તેને વિદ્યાપીઠના એક બે ઉત્સાહી વિદ્યાર્થીઓ સારી મદદ કરતા. આ બધી બાબતોના શિક્ષણ સાથે સુધીર પોતાનું ધારેલું, રાષ્ટ્રીય શિક્ષણની યોજનાના નિરીક્ષણનું કાર્ય પણ કરી રહ્યો હતો. રોજરોજ તે બાબતના પોતાના વિચારોની તે ખાનગી નોંધ પણ કરી રાખતો.

પોતે વિદ્યાપીઠની રાષ્ટ્રીય શિક્ષણ પદ્ધતિથી કોઈ રીતે જુદો પડવા માગતો હતો કે નહિ, તેનો તેણે વિચાર કર્યો. પણ આ સંસ્થામાં એકે એવી વસ્તુ એણે જોઈ નહિ, કે જેને પોતાની શિક્ષણ-પ્રણાલિકામાં તે છોડી દેવા તૈયાર થાય. અહીંના અનુભવ પછી આ સંસ્થાના કરતાં વધુ ઉપકારક બીજી સંસ્થા ઉભી થઈ શકે કે કેમ, તે બાબત સુધીરને જ મનમાં શંકા થવા લાગી.

કેટલાક ચાલાક વિદ્યાર્થીઓ અને એક બે અધ્યાપકોને તેણે પોતાના વિચારો જણાવ્યા હતા. તેઓએ તેની વાત સમભાવ પૂર્વક સાંભળી, તેના સેવાના હેતુની યોગ્ય શબ્દોમાં તારીફ કરી હતી. પણ તેને નવી સંસ્થા ઉભી ન કરતાં, વિદ્યાપીઠના અંગભુત તરીકે કામ કરવા સલાહ આપી. વિદ્યાર્થીઓ તો એની સાથે લાંબી દલીલોમાં ઉતરતા અને તેના મતની નિરર્થકતા પૂરવાર કરવા મથતા.

"તમે આ સમગ્ર ભારતવર્ષની એક જ સંસ્થા જુઓ છો. તેમાં પ્રાંતપ્રાંતના અધ્યાપકો, પ્રાંતપ્રાંતના વિદ્યાર્થીઓ, અને પ્રાંત-પ્રાંતની સંસ્કૃતિઓનો સમન્વય થઈ નવીન હિંદ ઘડાઈ રહ્યું છે. દેશના કરોડો માનવીની શ્રદ્ધા ભરી આંખ આ સંસ્થા પર છે, અને એને એક મહાન યુગપ્રવર્તક પુરુષની છાયા છે. તમે એથી વધુ સારી સંસ્થા ઉભી કરશો એમ લાગે છે ? એનાથી સારૂં—એમાં નથી એવું નવીન કંઈક

શિક્ષણના ક્ષેત્રમાં કરી શકવાની તમારામાં તાકાત છે?" પેલા વિદ્યાર્થી સુધીરને પ્રશ્ન કરતા.

"ના, આથી સારું તો હું શું કરી શકું? આના જેવું પણ મારાથી તો ન બને. પણ જ્યાં વિદ્યાપીઠની તેજસ્વી શિક્ષણ પ્રણાલિકા નથી પહોંચી વળી શકતી, તેવા દેશના કોઈક ખૂણે હું મારો અખતરો કરવા એસું તો તેમાં ખોટું શું?" સુધીર દલીલ કરતો.

"એમ કરવા કરતાં તમે વિદ્યાપીઠની અનુમતિથી જ ત્યાં વિદ્યાપીઠની નાનકડી શાખા–વિદ્યાલય જેવું કંઈક ખોલો, ને આ સંસ્થાની જ ત્યાં સુવાસ ફેલાવો, તો શું ખોટું?"

"એ શક્ય ન બને તો? એ વાત તો વિદ્યાપીઠના સંચાલકોને હાથ રહી. અને વિદ્યાપીઠના નામની છાપની જ શું ખાસ જરૂર છે?" સુધીરે પ્રશ્ન કર્યો.

"તમારે સેવા જ કરવી છે, તો આ સંસ્થામાં દાખલ થઈને કરો. તમારા જેવી ધગશવાળા બીજા ઘણાને અહીં જ એકઠા કરો. પછી જુઓ, તમારી તે શક્તિનો લાભ ઉઠાવવા વિદ્યાપીઠ પોતે જ તૈયાર થશે. હાલ તમારા જેવા એકાદ ઉત્સાહી માણસની માગણી પરથી વિદ્યાપીઠ કંઈ નવું સાહસ ન કરે એ દેખીતું છે; પણ તમારા જેવા ઉત્સાહી, સંસ્કારી ને ત્યાગની ભાવનાથી કામ કરનારા અહીં વધુ પ્રમાણમાં એકઠા થઈ, પોતપોતાના પ્રાંતમાં વિદ્યાલયો મોટા પ્રમાણમાં ખોલાવવા માગણી કરશે, તો તેને વિદ્યાપીઠ અવગણી નહિ શકે. એકલા પડી સેવા કરવાની ધગશ સેવવા કરતાં, આવી મહાન સંસ્થાની હુંફમાં રહી સેવા કરવી એ વધુ સલાહભર્યું છે." મિત્રો સલાહ આપતા.

સુધીરના પોતાના વિચારો પણ મહાત્માજી જેવી વિશ્વવિભૂતિના નૈકટ્યથી બદલાતા હતા. પોતાની તુચ્છતા તેને વધુ સ્પષ્ટ થતી જતી હતી. સુધીરે પોતે પણ ધીમેધીમે આવી જ સંસ્થાને પોતાની સેવા

આપી કૃતકૃત્ય થવાની ભાવના સેવવા માંડી. પોતાની સ્વતંત્ર સંસ્થા ખોલવાના વિચારો તેને નિરર્થક જણાવા લાગ્યા. તે સુરેન્દ્રને મળવા ગયો ત્યારે તેણે સુરેન્દ્રને પોતાના આ બાબતના પલટાયેલા વિચારો જણાવી, તેની સલાહ માગી.

"તમારૂં વલણ બદલાયું જોઈ મને આશ્ચર્ય થતું નથી, પણ તમે ચંદ્રપુર તાલુકામાં કે નજીકમાં તમારી સંસ્થા ખોલત, તેથી મને જે આનંદ થાત તે આનંદ હવે રહેશે નહિ. હવે તમે ધીમે ધીમે અમારે મન ગાંધીજી જેવા અપ્રાપ્ય ને મોટા પણ બનવાના." સુરેન્દ્રે સુધીરને કહ્યું.

"હવે મશ્કરી છોડી વાત કર. મારે શું કરવું? મારો વિચાર તને યોગ્ય લાગે છે?" સુધીરે પૂછ્યું.

"અયોગ્ય તો કેમ કહેવાય! મહાત્માજીની પ્રેરણાવડે પ્રગટેલી ને તેમની છાયામાં જીવતી સંસ્થા આ જમાનામાં તો બીજે ક્યાંય ન જ હોય. તેમાં સાથ આપવાનો વિચાર ખોટો નથી. નાનાં નાનાં ખાબોચિયાં ઘણાં હોય તે કરતાં, તે બધાં એક સ્થળે વહી મોટા સરોવર રૂપે બની રહી વધુ ઉપકારક બની શકે."

સુધીર છેવટે પોતે સ્થાપવા ધારેલી કેળવણીની નવી સંસ્થા ઉભી કરવાના વિચારો જતા કરવા તૈયાર થયો. તેણે સુરેખાને એક પત્ર લખ્યો; તેમાં આ વિગત વિસ્તારપૂર્વક જણાવી હતી. તેણે પંડિતજીને પણ પોતાના આ વિચારો જણાવ્યા, ને તેના જવાબમાં પંડિતજીએ તેને સંમતિ આપી. સુરેખાએ પણ એક મજાકભર્યા પત્રથી, સુધીરના વિચારોને યોગ્ય ગણાવ્યા હતા.

સુધીર હવે આશ્રમમાં નવીન દ્રષ્ટિએ રહેવા લાગ્યો. તેણે વિદ્યાપીઠ જેવી રાષ્ટ્રીય સંસ્થાના અધ્યાપકપદને યોગ્ય અભ્યાસ પર વિશેષ ધ્યાન આપવા માંડ્યું. આજ સુધી તે આશ્રમમાંથી કંઈક

મેળવી લઈ ચાલ્યા જવાની તૈયારીથી રહેતો હતો, તે ભાવના બદલાઈ. હવે તેણે આશ્રમમાં જ રહી, ત્યાં પોતાની લાયકાત પુરવાર કરવા કમર કસવા માંડી.

તેણે આ કાર્યમાં એટલી બધી કાળજી રાખવા માંડી તથા વખતનો એવો કરકસરથી વ્યય કરવા માંડ્યો, કે તે દશ બાર દિવસ સુધી સુરેન્દ્રને મળવા પણ જઈ શકયો નહિ. છેવટે સુરેન્દ્રે આવી તેને કટાક્ષમાં પૂછ્યું : “ તું જીવતો જાગતો છે ખરો ? મને આશા ન્હોતી. ”

જવાબમાં સુધીર માત્ર મોઢાશભર્યું હસ્યો.

# [ ૧૨ ] અરૂણાનું હૃદય

અરૂણાના પિતા સરકારી નોકરી પર સારો હોદ્દો ભોગવતા હતા. તે દોઢેક વર્ષ પહેલાં જ ગુજરી ગયા હતા. ઘર આગળ જમીન જાગીર સારી હતી તથા બીજું સંતાન ન હતું, એટલે અરૂણાની માતાએ અરૂણાને પુત્રવત્ ગણી, તેની ઇચ્છા મુજબ વિદ્યાભ્યાસ કરવા છુટ આપી હતી. અરૂણા મેટ્રિક પાસ થઈ તે વખતે તેના પિતા હયાત હતા. તેમણે અરૂણાને બી.એ. થવા આર્ટ્સ કોલેજમાં જોડાવા કહ્યું. અરૂણાનો પ્રિય વિષય કાવ્ય અને સાહિત્યનો હતો, એટલે તેને પણ એ માર્ગ મનગમતો જણાતો હતો. પણ અરૂણાનું માનસ સ્ત્રીઓના આર્થિક પરાધિનતાના પ્રશ્નમાં ઘણા વખતથી રસ લેવા લાગ્યું હતું. તેણે તે વિષયનાં પુસ્તકો વાંચી એમ નક્કી કર્યું હતું કે, પોતે લગ્ન કરે, યા ન કરે, પણ તે પુરુષની આર્થિક તાબેદારી તો નહિ જ સ્વીકારે.

અરૂણા પોતાની સખીઓમાં પણ આ વિચારોનો પ્રચાર કરી, દરેકને પોતે આર્થિક રીતે સ્વાધિન–સ્વતંત્ર બની શકે તેવી તાલીમ લેવા સલાહ આપતી. સ્ત્રીઓ માટે ચાલુ સંજોગોમાં વૈદકિય ધંધામાં પડવા ઘણો અવકાશ છે એમ અરૂણા માનતી હતી. તેથી સ્ત્રીવર્ગને ડોક્ટરો થઈ માનવસેવા સાથે આર્થિક સ્વતંત્રતા હસ્તગત કરવા તે

વખતો વખત જણાવતી; આથી જ્યારે તે આર્ટ્સ કૉલેજમાં દાખલ થવા તૈયાર થઈ તે વખતે તેની એક બહેનપણીએ ટકોર કરી: "અરૂણા, સ્ત્રીઓએ સ્વાવલંબી થવા ધંધાદારી શિક્ષણ લેવું એમ તું હિમાયત કરતી હતી, તો તું હવે કેમ તે માર્ગે નથી જતી? **परोपदेशे पांडित्यम्** હતું કે શું?"

અરૂણા આ ટકોર સહન ન કરી શકી. તેણે આર્ટ્સ કૉલેજમાં દાખલ થવા ભરેલું ફોર્મ ફાડીને તેના ટુકડે ટુકડા કરી નાખ્યા; અને તે જ વખતે વૈદકિય શિક્ષણ લેવાનો નિશ્ચય કરી લીધો. અરૂણા એક વખત નિશ્ચય કરતી એટલે તે ફેરવવો બહુ મુશ્કેલ પડતો. તેના પિતાએ તેને ઘણું સમજાવી, છતાં તે એકની બે ન થઈ. છેવટે મેડિકલ સ્કુલમાં તેને દાખલ થવાની બાબતમાં તેના પિતાએ પણ અનુમતિ આપી.

અરૂણાની માતા તેના વતનમાં રહેતી હતી. તેણે એક બે વાર અમદાવાદ આવી અરૂણા સાથે આવી રહેવા જણાવ્યું; પણ અરૂણાએ ના પાડી કહ્યું: "કૉલેજમાં ભણનારાં આ જમાનાનાં છોકરાં સાથે રહેવું તમને ના ફાવે, બા."

અરૂણાની માતાની તબિયત બરોબર રહેતી ન હતી, એટલે પોતે સાથે રહે તો અરૂણાને કદાચ ભાર રૂપ થઈ પડે, એમ તે પણ સમજતાં હતાં. એટલે અરૂણાની દલીલનો વિરોધ તેમણે ન કર્યો. તે અડધો વખત પોતના પિયર રહી આવતાં ને વરસમાં એક બે વાર અરૂણાની ખબર કાઢવા અમદાવાદ પણ આવી જતાં. હિંદુ સમાજમાં જુવાન છોકરીઓ 'રાંધ્યું ધાન' તથા 'સાપના ભારા' ગણાય છે, તે માન્યતા અરૂણાની માતા ભણેલાં ગણેલાં હોવા છતાં છેક ત્યજી શક્યાં ન હતાં. આથી તેમણે અમદાવાદમાં રહેતા પોતાની ફોઈના દિકરા સૂર્યપ્રસાદને અરૂણાપર દેખરેખ રાખવા ભલામણ કરી હતી. સૂર્યપ્રસાદની વહુને પણ વખતોવખત અરૂણાની ખબર રાખવા

કહી રાખેલું હતું. તેમણે અરૂણાને કહી રાખેલું કે, 'તારે દર રવિવારે મામાને (સૂર્યપ્રસાદને) ત્યાં મળવા જવું. અમદાવાદમાં હોવા છતાં આઠ દહાડેય ભેગી ન થાય તો એમને ખોટું લાગે.'

સ્વતંત્ર માનસની અરૂણા માટે આથી વધુ કાંઈ બંદોબસ્ત તે કરી શકે, એ સંભવિત જ ન હતું. અરૂણા ફુરસદ મળતી ત્યારે જ સૂર્યપ્રસાદને ત્યાં જતી. સૂર્યપ્રસાદની વહુ એક બે વાર તો અરૂણાના નિવાસસ્થાને ગયેલી, પણ ત્યાં અરૂણાની નવયુગની સખીઓ આવતી તેની વચ્ચે તે હાસ્યાસ્પદ બનવા લાગી, એટલે તેણે ત્યાં જવાનું છોડી દીધું. સૂર્યપ્રસાદને મીલની નોકરીને અંગે બહુ ઓછો વખત મળતો. છતાં મહીનામાં એકાદ વખત તે અરૂણા પાસે જઈ આવતો ને ક્વચિત અરૂણાની માતાને તે વાત પત્રથી લખી જણાવતો પણ ખરો.

અરૂણા પોતાની સખિ પ્રમીલા સાથે નદીપાર એક સોસાયટીમાં એક નાનકડા બંગલામાં ભાડે રહેતી હતી. પ્રમીલાના બાપે તેમને આ વ્યવસ્થા કરી આપી હતી. પ્રમીલાનો બાપ અરૂણાની ચપળતા તથા ડહાપણ જોઈ તેનાં વખાણ કરતો હતો, અને તેની સાથે પોતાની પુત્રી રહેશે તો સુધરશે, એમ તેની માન્યતા હતી. આથી બંને જણાંનો મેળ ઠીક બેસી ગયો હતો. અરૂણાની માતા પણ, અરૂણાની સાથે પ્રમીલા રહે છે, તથા તેનો બાપ બંનેની વખતો વખત ખબર કાઢે છે, તે જાણી સંતોષ અનુભવતાં હતાં.

અરૂણા પોતાના અભ્યાસમાં ચીવટ રાખવા ઉપરાંત તેના સાહિત્યના શોખને પણ પોષતી હતી. તે વાર્તાઓ તથા કાવ્યો લખતી અને નવું નવું સાહિત્ય બહાર પડે તે વાંચવા હમેશાં તત્પર રહેતી. તેના આ સંસ્કારોની થોડીઘણી છાપ પ્રમીલા પર પણ પડી હતી, અને તે પણ આ બાબતમાં રસ લેવા લાગી હતી. પ્રમીલા ભણવામાં જરા પછાત હતી. તે એક વખત નાપાસ થવાથી અભ્યાસનાં પુસ્તકો સિવાય બીજું ભાગ્યે જ વાંચતી: કારણ કે, તેના પિતાના ઠપકાની તેને

ભારે ચિંતા રહેતી હતી. છતાં તે મેટ્રિકમાં હતી ત્યારથી તેને અરૂણા સાથે એકઠાં રહેવાના કારણે સબંધ બંધાયો હતો. એટલે લાંબા વખતના સહવાસથી તે અરૂણાની સાહિત્યપ્રવૃત્તિમાં રસ લેતી થઈ હતી, ને તેનાં કાવ્યો વગેરે પર કોઈ વાર ચર્ચા પણ કરતી હતી.

અરૂણા ઘણા લાંબા સમયથી સુરેન્દ્રનાં કાવ્યો માસિકોમાંથી રસપૂર્વક વાંચતી હતી. તે આ નવા પ્રતિભાશાળી કવિને મળવા ઉત્સુક બની હતી. તેણે જાણ્યું કે, તે કવિ હાલ અમદાવાદમાં જ રહે છે, ત્યારે તો તેના આનંદનો પાર ન રહ્યો. તેણે તેને શોધી કાઢવા નિશ્ચય કર્યો. પ્રમીલાને પણ તે સુરેન્દ્રનાં કાવ્યો વંચાવતી, ને બંને લાંબો વખત તેની ચર્ચા પણ કરતાં. આથી સુરેન્દ્રને જોવા પ્રમીલા પણ કંઈક ઉત્સુક બની હતી.

સુરેન્દ્રના એક કાવ્યમાંની ચારેક પંક્તિઓ અરૂણા તથા પ્રમિલાને ખૂબ ગમી ગઈ હતી. અરૂણાને તે ચાર પંક્તિઓ તો મોઢે ચઢી ગઈ હતી ને અવારનવાર તે એ પંક્તિઓ બોલ્યા કરતી. " સરસ છે હો ! " એમ કહી પ્રમિલા પણ કોઈકવાર તેમાં સાથ પૂરતી.

આ રસિક પંક્તિઓ નીચે મુજબ હતી:—

'હું પોયણી સમજતી મુજને, શશી તું,
'હું પદ્મ માનતી મને રવિ મુજ છે તું;
'હું છું ચકોરી, પ્રિય ચંદ્ર, તું પ્રાણ મારો,
'સંતાપ ના પ્રિય, ઉગી ઉરને ઉજાળ !'

કોઈક વિયોગિનીના મુખમાંથી સરકતી આ પંક્તિઓ બંને સખીઓને કેમ યાદ રહી ગઈ હતી, એ તો તે પોતે પણ ભાગ્યે જ જાણતી હશે !

પણ આ પંક્તિઓનું રટણ અરૂણાને માટે ધીમી ક્રાન્તિનું ઉત્પાદક થઈ પડ્યું. શાસ્ત્રો કહે છે ને કે, ગીતા વગેરેનો પાઠ કરેલો નિરર્થક જતો નથી, તો આ પાઠ પણ નિરર્થક કેમ જાય ?

એક વાર અરૂણા આ પંક્તિઓના અર્થનો મન સાથે વિચાર

કરવા લાગી. તેના નારી હૃદયમાં ઉંડે ઉંડે રહેલી વાસના તેની સાથે સાથે અસ્પષ્ટ રીતે પ્રગટવા લાગી. તેને પ્રગટતી ડામવા બુદ્ધિ સૂચના આપી રહી. પણ કલ્પના તે મોહાશ અનુભવવા તત્પર બની બોલી ઉઠી :

'તું શું કામ ડરે છે? ભારે ડરપોક લાગે છે!'

'તારો ડર લાગે છે. તને કેફ ચઢતાં વાર નથી લાગતી, ને પછી ફજેત તો મારે થવું પડે છે.'

'મને વિશ્વાસ છે કે, હું ભાન નહિ ભુલું. જરા અનુભવ તો કરવા દે!' કલ્પનાએ જાગૃત થતી વાસનાની મોહકતા નિરખતાં કહ્યું. તેણે અરૂણાના મનનો કબજો લઈ લીધો. બુદ્ધિની બૂમો પડતી હતી, પણ તે સાંભળે ત્યારેને? છેવટે ખાલી બૂમો પાડીને કોણ નથી થાકતું, કે બુદ્ધિ ન થાકે?

અરૂણાના મનમાં મોહી કલ્પના જાગી ઉઠી. વર્ષોથી છુપાઈ રહેલું અને જન્મથી સાંપડેલું સ્ત્રીત્વ પ્રગટ થઈ કૂદવા લાગ્યું, ને તે કુદાકુદ પ્રથમ તો અરૂણા કુતુહલથી ને પછી રસથી જોઈ રહી. ભગવાન કુસુમાયુદ્ધનો ધનુ–ટંકાર તેણે સાંભળ્યો ને પેલી ચાર પંક્તિઓ અરૂણાને મન જીવંત બની ગઈ.

અરૂણાને પુરુષ–મિત્રો તો ઘણા હતા, પણ તે બધાથી તે ગર્વ ભરી રીતે દૂર રહેતી. લગ્નની સંસ્થા જાણે વિરાટરૂપે આખા વિશ્વને આવરી બેઠી હોય એમ તેને લાગતું. લોકોનું જીવન, કવન, હલનચલન બધુંય લગ્નમય હોય, વાસનામય હોય એમ તેને લાગેલું. એટલે તેણે પોતા માટે નિશ્ચય કર્યો હતો કે, પોતે તેનો સામનો કરશે. અને તેમ કરવા ખાતર જ તેણે પુરુષ–મિત્રો સાથે બહુ સંસર્ગ રાખ્યો ન હતો.

પણ આ વિચારોમાં અણધાર્યું ગાબડું પડ્યું. સુરેન્દ્રને જોયા પછી, તેનાં કાવ્યો વધુ વાંચ્યા પછી, અરૂણાના નિશ્ચયની દીવાલો હાલવા માંડી. તેની અપ્રગટ રહેલી રસિકતા હૃદયના તળીયેથી ઉછાળા મારવા લાગી. જાણે જીવનમાં લગ્ન જેવું કંઈક જોઈશે, એમ તેને

લાગવા માંડ્યું. તેણે એ વિચારને, એ મીઠી કલ્પનાને બુદ્ધિની વજનદાર છાટ નીચે દબાવવા ઘણા દિવસો સુધી પ્રયત્ન કર્યો, પણ કલ્પનાના પ્રચંડ ઉછાળા આગળ બુદ્ધિ ઉછળી ઉછળીને પછાટો ખાવા લાગી.

લગ્નની જરૂરિયાતના પ્રશ્ન સાથે જ એ જીવન–આધારનાં પણ તેને મોઠાં સ્વપ્નાં આવવા લાગ્યાં. તે પેલી ચાર પંક્તિઓ વારંવાર ગૂંજવા લાગી. તેમાંથી અમૃતની મીઠાશ નીતરતી હોય તેમ તે અનુભવતી. કવિનાં ક્યાં કાવ્યો ક્યારે, કોને માટે જીવંત થઈ પડશે તે કોણ કહી શકે એમ છે? આ પંક્તિઓમાં કવિને પોતાને પણ નહિ જણાયો હોય તેવો રસસંભાર અરૂણાની કલ્પનામાં આવવા લાગ્યો.

કલ્પનાશીલ બનેલી અરૂણા વજ્રની હતી તે મીણની બની ગઈ, ને મીણની બનીને પણ અટકી હોત તો ઠીક. મીણના દેહમાં પ્રણયના મંથનનો અગ્નિ સળગ્યો એટલે એને ઓગળતાં શી વાર? એણે સહિસલામત પોતાના પ્રાણ બચાવવા પ્રાણાધારને શોધવા માંડ્યો.

ઘણા ઘણા મંથન ને વિચાર પછી અરૂણાની નજર સુરેન્દ્ર પર જ ઠરવા લાગી. સુરેન્દ્ર પોતે પણ તેને મનથી ચાહતો હશે, એમ તેને અકારણ લાગવા માંડ્યું. કેટલીક વાર માણસની પોતાની કલ્પના જ તેને છેતરે છે. અરૂણા પણ તેવી રીતે છેતરાવા લાગી. ઘેલી અરૂણાએ સુરેન્દ્રની કવિતાઓ શોધી શોધી વાંચવા માંડી. તેમાં ક્યાંય કવિએ પોતાને ઉદ્દેશીને તો કાંઈ નથી લખ્યું! પોતાને અનુકૂળ વિચારો કે કાવ્યપંક્તિઓ આવે પ્રસંગે શોધી કાઢવી મૂશ્કેલ નથી હોતી. અરૂણાને પણ તેવી કાવ્યપંક્તિઓ મળી આવી, જેમાં સુરેન્દ્ર પોતાના જેવી જ તેની પ્રિયાને સાદ પાડી રહ્યો હતો. અરૂણાએ તે સાદ આજે સાંભળ્યો ને પ્રિતમની ગોદમાં લપાવા માટે તે અધીરી બની ગઈ.

આ બધો પલટો થતાં દિવસો વીતી ગયા. અરૂણા હવે સુરેન્દ્ર પાસે જતી, પણ વાર્તાલાપમાં કંઈક સંકોચ અનુભવતી. જાણે પોતે અભિસારિકા બનીને આવી હોય તેવો ગુપ્ત ભાવ મનમાં અનુભવતી. પણ

તે ભાવ સુરેન્દ્ર આગળ પ્રગટ કરવાની તેની હિંમત ચાલતી ન હતી. કદાચ સુરેન્દ્ર પોતે જ એ વાતનો પ્રસ્તાવ મૂકશે, એમ પણ તેના અંતરમાં આશા હતી; પણ લાંબો વખત પસાર થયા છતાં તે આશા ફળીભૂત થઈ નહિ, એટલે અરૂણા મન સાથે જ મૂંઝાવા લાગી.

બે ત્રણ વાર તે સુરેન્દ્રને ખાસ આગ્રહ કરી પોતાને નિવાસ-સ્થાને પણ લઈ ગઈ હતી. એક વાર પ્રમિલા ઘેર ન હતી. તે અને સુરેન્દ્ર એકલાં જ કાવ્યચર્ચા તથા બીજી વાતો કરતાં બેઠાં હતાં. તે દિવસે સુરેન્દ્ર પોતાનો મનોભાવ જણાવશે, એમ અરૂણાને લાગ્યું; પણ સુરેન્દ્ર તો તે બાબતનો ઈશારો સરખો પણ કરતો જણાયો નહિ. કદાચ સુરેન્દ્ર શરમાતો હશે, એમ ધારી અરૂણાએ તેનો સંકોચ છોડાવવા ખાતર રસશાસ્ત્રની તથા ખાસ કરીને વિપ્રલંભ શૃંગારની ચર્ચા ઉપાડી. લાંબો વખત તે ચર્ચામાં રસપૂર્વક ભાગ લઈને છેવટે સુરેન્દ્ર વિદાય લેતો ઉઠયો. અરૂણાને ભારે નિરાશા જણાવા લાગી, છતાં તે ચૂપ રહી.

જતાં જતાં સુરેન્દ્ર પોતાની કવિતાનું એક પુસ્તક બહાર પાડવાનો છે, એમ તેણે જણાવ્યું. અરૂણાએ તેને બારણામાંથી વિદાય આપતાં હાસ્યપૂર્વક કહ્યું, "તેમાં આ કવિતા છે ?

'હું પોયણી સમજતી મુજને, શશી તું,
'હું પદ્મ માનતી મને રવિ મુજ છે તું;
'હું છું ચકોરી, પ્રિય ચંદ્ર, તું પ્રાણ મારો,
'સંતાપ ના, પ્રિય ઉગી ઊરને ઉજાળ.' "

સુરેન્દ્ર જતાં જતાં ઉભો રહ્યો ને અરૂણા આ પંક્તિઓ દેખીતા હાવભાવ સાથે બોલી, તે સાંભળી રહ્યો.

પછી હસીને બોલ્યો: " છે, છે, એ કવિતા તમારી", ને ચાલતો થયો. અરૂણા એ હાસ્ય અને છેલ્લા વાકયોમાંથી અર્થો તારવવા આખી રાત મથી રહી. ઉંઘમાં પણ જાણે સુરેન્દ્ર સંમતિભર્યું હસી રહ્યો હતો, એવું સ્વપ્ન અરૂણા જોવા લાગી.

# [ ૧૩ ] આશાભંગ અરૂણા


રેન્દ્રને છેલ્લાં કેટલાંક અઠવાડિયાંથી અરૂણાની હીલચાલ વિચિત્ર લાગવા માંડી હતી. અરૂણા જાણે તેના સંસર્ગમાં વધુ ને વધુ આવવાની તકો શોધતી હોય એમ તેને લાગ્યું. શૃંગાર વિષયક કાવ્યો હમણાં હમણાંથી તે વધુ લખતી ને તેની ચર્ચામાં ઉત્સાહ પણ વધારે દાખવતી હતી, એ પણ સુરેન્દ્રને નવાઇભર્યું લાગતું હતું. આથી સુરેન્દ્રને અરૂણાના બદલાયેલા આવા વર્તનનું કારણ શોધવા વિચાર કરવાની ફરજ પડી.

અરૂણાની છેલ્લી મુલાકાત પછી સુરેન્દ્રને જાણે બહુ મોડી મોડી પોતાની આંખ ખુલતી દેખાઈ. 'સંતાપ ના, પ્રિય, ઉગી ઉરને ઉજ્વળ' એ પંક્તિ લલકારતી વખતે અરૂણાના ભાવ અને વદનચર્યા જોઈ સુરેન્દ્રને ખાતરી થઈ, કે અરૂણા પોતાના તરફ પ્રેમભાવથી ઝૂકતી હતી. તેને લાગ્યું કે, તે ઝૂકીને છેક ભોંય પડે તે પહેલાં તેને ચેતાવવી જોઈએ. કારણ કે, પોતાનો અંક તે તેને આપી શકે તેમ નહતું. એટલે તેના મનને નાહક ન જળાવવા, પહેલેથી ચેતવવાનું તેને ઠીક લાગ્યું.

પણ એવી સૂચના શી રીતે અપાય? કદાચ પોતાની માન્યતા ખોટી હોય તો? જ્યાં સુધી અરૂણા સ્પષ્ટ રીતે પોતાની મનોવ્યથાને

વ્યક્ત ન કરે ત્યાં સુધી તેવું સાહસ કરવું પણ ઠીક ન હતું. આથી સુરેન્દ્રે અરૂણાની સાથે સંભાળથી વર્તવા નિશ્ચય કર્યો અને પ્રસંગ મળતાં તુરત જ તેને ચેતાવી દેવાનું નક્કી કર્યું.

અરૂણા હવે સુરેન્દ્રમય બનવા લાગી હતી. પોતાની ઇચ્છા સુરેન્દ્ર આગળ વ્યક્ત કરવાની તક તે શોધવા લાગી. વખતે સુરેન્દ્ર ના પાડશે તો ? એ ભયથી તે અનુકૂળ પ્રસંગની વાટ જોયા કરતી હતી. પણ તેવો પ્રસંગ તેને મળ્યો જ નહિ. કારણ કે, સુરેન્દ્ર હવે તેની સાથે જરૂર પુરતા જ વાર્તાલાપમાં ઉતરતો અને કામનું બહાનું બતાવી તેની સાથે ફરવા જવા માટે, કે તેના નિવાસસ્થાને જવાની બાબતમાં પોતાની અશક્તિ જણાવતો. અરૂણા સુરેન્દ્રના આ વલણ પરથી કંઈ કંઈ તર્ક કરતી. ઘણી વખત તો સુરેન્દ્ર ખરેખર ફુરસદના અભાવને લીધે જ ના પાડે છે, એમ તે માનતી. સુરેન્દ્ર તેને ચાહે છે, એની પ્રતિતી તે બીજી ઘણી ન જેવી બાબતોથી પોતાના મનને કરાવતી; અને તેનું પ્રેમાતુર મન તે સ્વીકારતાં પણ આનાકાની કરતું નહિ.

એક દિવસ સુરેન્દ્રને પોતે મળવા આવશે એમ અરૂણાએ અગાઉથી કહેલું, છતાં તે આવી નહિ. આથી બીજી વખતે મળતાં સુરેન્દ્રે મજાક કરી: " તે દિવસે તો મને ખૂબ અકળાવ્યો. ચાતક મેઘની રાહ જુએ તેમ રાહ જોઈ જોઈ ને થાક્યો." સુરેન્દ્રને પણ વાક્ય પુરૂં થઈ ગયા પછી એમ થયું કે, પોતે ભૂલ કરી છે. અરૂણા એથી ભળતી કલ્પના કરશે એમ તેને લાગ્યું.

" મેઘનાં એટલાંય માન ન હોય ?" અરૂણાએ આનંદમાં આવી કહ્યું. સુરેન્દ્ર બીજી વાર ભૂલ ન કરવા ખાતર ચૂપ રહ્યો હતો. પણ અરૂણા આવા પ્રસંગને લાંબો વખત યાદ રાખી, મનભાવતી કલ્પનાઓ રચતી. ઈશ્વરે માણસને કલ્પનાનું સુખ ન આપ્યું હોત તો એ શી રીતે જીવી શકત ?

અરૂણાથી સાવધ રહેવા પ્રયાસ કરતો સુરેન્દ્ર અરૂણાને એક સખી તરીકે–સમવ્યસની મિત્ર તરીકે તો ચાહતો જ હતો.

અરૂણાનો કવિતા મ્હેકાર્યો આત્મા અને તેનું રસથી છલકતું ઊર કોઈ પણ રસિકના ઊરને આકર્ષે તેમ હતું. તેના કોમળ અને હસમુખા વદનનું દર્શન દુઃખીનું દુઃખ ભુલાવે તેવું હતું. તેની સરળતા, રસિકદૃષ્ટિ તથા બુદ્ધિનો ચમત્કાર સુરેન્દ્રને તેના માટે મનમાં જ માન પ્રગટાવતો હતો.

પણ હવે અરૂણાને જોતાં જ સુરેખા તેને યાદ આવતી. સુરેખા તેને ચાહતી હતી કે નહિ, તે સ્પષ્ટ થયું ન હતું. છતાં પણ સુરેખાનાં સ્મરણોથી સુરેન્દ્ર અરૂણાને વિસરી જતો. સુરેખાએ તેના હૃદયમાં એવું સ્થાન લીધું હતું કે, ત્યાંથી તેને ખસેડવી મૂશ્કેલ હતી. અરૂણાની વિચિત્રતા જોયા પછી સુરેન્દ્રને વારંવાર સુરેખાના વિચારો આવવા લાગ્યા. સુરેખા તેને કેવા ભાવથી ચાહતી હશે ? સુરેખાનો પ્રેમ કદાચ કોઈ બીજા પ્રત્યે ઢોળાઈ તો નહિ ચૂક્યો હોય ? ગમે તેમ હો; તેના હૃદયમાં તો સુરેખાની જ્યોતિ પ્રગટી હતી અને તે તેના વગર બીજી કોઈ સુંદરીને પોતાના હૃદયમંદિરમાં પધરાવવા તૈયાર ન હતો. અરૂણા હો, કે રંભા હો, સુરેખા આગળ તે સહુ સુરેન્દ્રને મન પરાયાં જેવાં લાગવા માંડ્યાં. ગંભીરપણે વિચાર કરતાં સુરેન્દ્રને એક બે વાર તો પોતાની મૂર્ખાઈ પર હસવું આવ્યું. કોઈ દિવસ સુરેખા સાથે તેણે જે બાબત એક હરફ પણ ઉચ્ચાર્યો ન હતો તે બાબતમાં તે જાણે નિર્ણય બાંધી બેઠો હોય એમ તેને લાગ્યું. આ મૂર્ખ વિચારો તે શા માટે કરતો હતો તે સુરેન્દ્રને સમજાયું નહિ, છતાં તે વિચારોને તે ત્યજી શક્યો પણ નહિ.

અરૂણા તરફ જે આકર્ષણ હતું તે પણ જુદા પ્રકારનું હતું. તે આકર્ષણમાં હવે અનુકંપા ભળી. પણ જે પ્રેમ તેની નજરમાં સુરેખા માટે ઉગવા માંડ્યો હતો તે કરતાં આ પ્રેમ જુદો હતો. સુરેખા તે સુરેખાઃ એકલી અને અનોખી હતી. અરૂણા કોઈ કાળે સુરેખા ન બની

શકે, એમ તેના મનમાં ગાંઠ વળાવા લાગી. પ્રેમમાં ગમતું અણગમતું હોવાની ફિલસુફી બહુ વિચિત્ર રીતે કામ કરે છે. તેની સ્પષ્ટ સમીક્ષા કોણ કરી શકે એમ છે ?

છેવટે અરૂણાએ હવે લાંબો વખત ધીરજ નહિ ધારી શકાય, એમ માની ઝંપલાવવા વિચાર કર્યો. તેણે સુરેન્દ્ર સમક્ષ કેવી રીતે પોતાનો મનોભાવ વ્યક્ત કરવો તે મન સાથે નક્કી કરી રાખ્યું. અને આ બાબતની ચર્ચા ચલાવવા તેણે એક કાવ્ય પણ લખી રાખ્યું. અરૂણાના મત પ્રમાણે તે કાવ્યમાં તેનું હૃદય રેડાયું હતું. કેવી રીતે કયા શબ્દોમાં પોતાની હૃદયાભિલાષા વ્યક્ત કરવી, તેને માટે તેણે યોગ્ય શબ્દો અને વાક્યો પણ ગોઠવી રાખ્યાં. પછી તેણે સુરેન્દ્રને પોતાને ત્યાં ખાસ આમંત્રણ આપી બોલાવવાની પેરવી કરી.

રવિવારનો દિવસ હતો. અરૂણાએ આજે ઘણા જ આગ્રહપૂર્વક સુરેન્દ્રને પોતાને નિવાસસ્થાને આમંત્ર્યો હતો. પ્રમિલા ચારેક દિવસથી તેના વતનમાં ગઈ હતી. કામ કરનારી બાઈ પાસેના બંગલામાં રહેતી હતી, એટલે તેને જરૂર પડયે બોલાવી, કામ પુરૂં થયે વિદાય કરી શકાય તેમ હતું. આ રીતે સુરેન્દ્ર સાથે મોકળા મને પ્રેમગોષ્ટિ કરવાની તક તે દિવસે અરૂણાને સાંપડી હતી.

સુરેન્દ્રને આવવાનો સમય થવા આવ્યો તે આગમચ જ અરૂણા તૈયાર થઈ, અને તેટલી વધુ આકર્ષક રીતે વસ્ત્રાભૂષણ ધારણ કરીને બેઠી હતી. સુરેન્દ્રની રાહ જોતું તેનું હૃદય જોરથી ધબકારા મારી રહ્યું હતું. પ્રેમીનાં હૃદયયંત્રો એ જડયંત્રો નથી તેની, તથા માનવીમાં ને યંત્રમાં જે ભેદ છે તે ભેદની સ્પષ્ટ કલ્પના આવે પ્રસંગે આવી શકે છે. આજે સુરેખાના સમગ્ર ભાવ, સમગ્ર કવિત્વ અને તેની દેહસૃષ્ટિનું સઘળું સૌન્દર્ય તેના વદનમાં આવી બેઠું હતું. આ બધા સંભારથી તેનું ગુલાબી વદન સદ્યોદિત પૂર્ણેન્દુ જેવું કોમળ અને આકર્ષક લાગતું હતું. એના સમગ્ર દેહમાં આજે કાંઈક નૂતનત્વ

પ્રગટેલું હતું. નવલ મેઘથી તાજું સ્નાન કરેલી પૃથ્વીનાં અંગાંગ જેમ પ્રફુલ અને મોહક બને છે, તેમ આજે અરૂણા પ્રફુલ્લ અને મોહક લાગતી હતી. જાણે એના મનોદેશે કોઈ કલ્પિત પ્રેમવાદળી પ્રેમનાં વારિ વરસાવી ગઈ હોય એમ લાગતું હતું.

અરૂણા વારંવાર ટકટક કરતા ઘડિયાળ સામે જોવા લાગી. એનું હૃદય અને ઘડિયાળ એ બે જ જાણે આખી સૃષ્ટિમાં જીવંત હોય એમ અરૂણાને લાગતું હતું. અધિરી અરૂણાને ઘણી રાહ જોવડાવી છેવટે સુરેન્દ્ર આવ્યો. અરૂણાને જોતાં જ તે વિસ્મય પામ્યો. અરૂણાના દેહમાં આજે તોફાન જાગવાનું હતું એવી આશંકા તેના મનમાં તરત જ આવી ગઈ. તેના મનમાં થયું કે, અરૂણાને નિરાશ કરવાની ઘડી નજીક આવી રહી હતી. પોતે આજે ન આવ્યો હોત તો ઠીક થાત. પણ હવે શું? મોડી વહેલી પણ તે સ્પષ્ટતા તો કરવી જ પડે તેમ હતી, તો ભલે આજે જ થતી. એમ મનમાં આશ્વાસન મેળવી તે મંદ હાસ્ય સાથે એક ખુરશીમાં ગોઠવાઈ ગયો.

"પ્રમિલા નથી?" સુરેન્દ્રે પૂછ્યું. એ પૂછતાં કોણ જાણે કેમ તેને પોતાને પણ પોતાની જીભ જડ થઈ ગયેલી લાગી.

"ના, કોઈ નથી. માત્ર આપણે બે જ જણ." ટી સેટ તથા કીટલી ટેબલ પર ગોઠવતાં અરૂણાએ સૂચક હાસ્ય કર્યું. સુરેન્દ્ર મૂંગો બેસી રહ્યો.

ચા, પાન વગેરે રાબેતા મુજબ થઈ ગયા પછી, તુરત જ અધિરી અરૂણાએ પોતાની કવિતા કાઢી. તેનું શિર્ષક હતું 'પ્રેમીને પ્રાર્થના.' તે શિર્ષક જોતાં જ સુરેન્દ્ર મનમાં અરૂણાનો હેતુ સ્પષ્ટપણે સમજી ગયો. તેણે કવિતા મનમાં જ વાંચી લઈ, 'સારી છે' કહી ટેબલપર મૂકી દીધી.

"કેમ છેક નિરસ લાગી કે શું? એ તમારા એક બે શબ્દોને માટે પણ લાયક નથી?" અરૂણાએ ટકોર કરી.

"ના, એમ મેં કહ્યું છે જ ક્યાં? ઠીક, તમે વાંચો." સુરેન્દ્રે નિરૂપાય બની કહ્યું. અરૂણાએ સાડીનો માથાપરનો છેડો મોહક રીતે સમારવાનો અભિનય કરી કવિતા વાંચવા માંડી. અરૂણાએ કવિતા વાંચતી વખતે ઠંડા થઈ બેઠેલા સુરેન્દ્રને પરખી લીધો. ગમે તેમ, પણ હવે વધુ વખત ગાળવો નકામો છે એમ ધારી તેણે ઉતાવળ કરી. એનાં ગોઠવી રાખેલાં વાક્યો ને શબ્દો અત્યારે તેને બરાબર યાદ ન આવ્યાં. તેણે પોતાની કવિતાની ચાર પંક્તિઓ ભારપૂર્વક ફરી ફરી બબ્બે વાર વાંચી, ને નજીક જ બેઠેલા સુરેન્દ્રનો ખભો પકડી તેને હલાવ્યો.

'ઘણું તાવી તપાવીને હૃદય શું ખાક કરવું છે?
'પ્રભુ! આ માણનું હૈયું વિરહ ભડકે બળી જાશે;
'સુધા ચંદ્ર, ચકોરી આ પીવા ઉત્સુક છે તારાં—
'હૃદયનાં વ્હેણુ મોઠાં, તો જળાવે આમ તેને કાં!'

સુરેન્દ્ર એનો ભાવ ન સમજે તેવો બોથડ તો ન જ હતો. છતાં તે બોલ્યો: "મને આમાં નાટકીવેડા જેવું વિશેષ લાગે છે."

"જીવન પણ એક નાટક જ છે ને!" એમ બોલતી અરૂણાએ ફરી મોહક અભિનયસહ કહ્યું: "સુધા ચંદ્ર, ચકોરી આ પીવા ઉત્સુક છે તારાં."

"ઘેલી બની છે કે શું, અરૂણા!" સુરેન્દ્રે ગંભીરપણે કહ્યું.

"પુરુષો આટલા બધા જડ હોતા હશે?" અરૂણાએ શરૂઆત કરી.

"જરા સ્વસ્થ થા. કાંઈક ડહાપણભરી વાત કર. આમ—"

સુરેન્દ્ર વાક્ય પુરૂં કરી રહે તે પહેલાં જ અરૂણાએ વચ્ચે ઝંપલાવ્યું: "હું અસ્વસ્થ હોઉં તો મને સ્વસ્થ માત્ર તું જ કરી શકે તેમ છે, પ્રિય સુરેન્દ્ર!"

શું બોલવું તે ન સૂઝતાં સુરેન્દ્ર મૂગો રહ્યો. તેના તે મૌનને આવકારપાત્ર ગણતી અરૂણા આગળ વધી: "તારી ઝંખનામાં હું આજ મહીનાઓ થયાં ઝૂરૂં છું. હવે વધુ સહન થઈ શકે તેમ નથી."

"તું આ શું બોલી રહી છે? તારા જેવી વિદુષી અને સ્ત્રી-ડૉકટરને પણ આમ દેહ અને મનના મિથ્યા વિકારોને આટલી બધી સહેલાઈથી વશ થતી જોઈ મને આશ્ચર્ય થાય છે." સુરેન્દ્રે સમજાવટના સૂરથી કહ્યું.

તે પોતાની કસોટી કરે છે, એમ ધારતી અરૂણા બોલી ઉઠી: "ના, ના, તારી ભુલ થાય છે. વ્હાલા સુરેન્દ્ર, હું વિકારને વશ નથી જ બની. મારો દેહ, મન, આત્મા અને બીજું જે કંઈ સત્ત્વ મારામાં છે તે બધાં તને શુદ્ધ પ્રેમથી ઝંખે છે."

"તું ભોગની જાળમાં અટવાઈ છે, છતાં તેને પ્રેમ કહી પોતાની જાતને ઠગી, બીજાને પણ ઠગવા માગે છે." સુરેન્દ્ર ફીકકું હસ્યો. જાણે તેના હાસ્ય પર ભારે વજન પડયું હોય એમ તેને લાગ્યું.

"તો તું મારો બની મને સાચો પ્રેમ શીખવજે. હું તારી શિષ્યા બનીશ."

"એવી મારી લાયકાત નથી ને તૈયારી પણ નથી." શુષ્કપણે સુરેન્દ્રે કહ્યું.

"નહિ, નહિ, પ્રિયતમ! મને હિઝરાવ નહિ." અરૂણાએ પોતાની ખુરશી સુરેન્દ્રની પાસે ખેંચતાં તેનો હાથ પોતાના હાથમાં લીધો.

"તું આવી રીતે વર્તીશ તો હું હાલ જ ચાલ્યો જઈશ." સુરેન્દ્રે અણગમો બતાવ્યો.

"તું મને જરા પણ નથી ચાહતો? ખરેખરૂં કહેજે. તારા હૃદયને પૂછીને જવાબ આપ." અરૂણાએ સીધો પ્રશ્ન કર્યો.

"તને હું ચાહું છું ખરો પણ તે માત્ર મિત્રભાવે. આપણો પ્રેમ—કહો કે સ્નેહ—લગ્નજીવનમાં પરિણમે તેવો નથી. માટે તારી વિદ્યા ને ડહાપણ પર પાણી ફેરવવા તૈયાર થઈશ મા."

"સુરેન્દ્ર, તારૂં કવિહૃદય આટલું બધું નિષ્ઠુર છે! મારી પ્રત્યેના તારા પ્રેમની ઝરણી સાવ સૂકાઈ ગઈ છે?"

"કેટલીક વાર દેખાતી નિષ્ઠુરતા જ, પ્રેમથી અધિક બની શકે છે; અને સુકી દેખાતી ફલ્ગુની રેત નીચે જળપ્રવાહોના ધોધ વહેતા હોય છે, તે અધિક નિર્મળ હોય છે."

"સુરેન્દ્ર, દયા કર. હું તારા પ્રેમની ફલ્ગુમાં સ્નાન કરવા અધિરી બની છું. એ ફલ્ગુના દર્શન માટે તારા હૃદયદ્વારની ચાવી મને સોંપી દે."

"હું લાચાર છું અરૂણા, તારી વાત હું સ્વીકારી શકું તેમ નથી. હું તને ગાઢ સ્નેહભરી દૃષ્ટિથી જોઉં છું ને જોઈશ; પણ તારા કહેવા મુજબ હું તને મારા હૃદયસિંહાસને સમ્રાજ્ઞી તરીકે સ્થાપી શકું તેમ નથી. મને માફ કર." સુરેન્દ્ર દેખીતી આર્જવતાથી બોલ્યો.

"કારણ? શું ત્યાં બીજી કોઈને તું પધરાવી ચૂકયો છે?"

"તેની તો મને પણ ખબર નથી, પરંતુ તને સ્પષ્ટ કહું છું કે, મારી પાછળ તલસવાનું છોડી દેજે: નાહક દુ:ખી થઈશ."

"દુ:ખની તો મને પરવા જ નથી. હું તારા પ્રેમની પાછળ જીવનભર જોગણ થઈને ફરીશ; પણ હવે તહને તો ભૂલી શકું તેમ નથી. વિચાર કરી જો; તારા હૃદયને ફરી ફરી પૂછી જો."

"હું શું કરૂં અરૂણા? તારી માગણી માટે મને અપૂર્વ માન છે. તારો આદર્શને હું સમજું છું; છતાં તને તારી જીદ છોડી દેવા આગ્રહપૂર્વક કહું છું. મારો આ જવાબ છેલ્લો અને દૃઢ છે તે ભૂલતી ના." સુરેન્દ્રની આંખ પણ ભીની થઈ. તેણે કોણ જાણે કેમ પણ અરૂણાના હાથને પ્રેમપૂર્વક ઉચકી પંપાળીને મૂકી દીધો.

"સુરેન્દ્ર, સુરેન્દ્ર! આટલો બધો ઘાતકી! પ્રણય છલકતા નારીઊરની આટલી બધી અવગણના તું શે કરી શકે છે?" ડૂસકાં ખાતી અરૂણા બોલી.

"મને માફ કર. ચાલ, તારે ફરવા આવવું હોય તો આપણે નદી તરફ જઈએ." અરૂણાને આ સ્થિતિમાં છોડી જવાનું તેને ઠીક નહિ લાગવાથી તેણે સમભાવપૂર્વક કહ્યું.

"જહન્નમમાં ગયું ફરવાનું! મને આ ખૂણે પડી રહી મરવા દે. તું તારે જવું હોય ત્યાં જા!" અરૂણાએ ખીજ કાઢી.

"અરૂણા, હું તારો ઘણો ઋણી છું. તેં એક સમવ્યસની મિત્ર તરીકે મને ઘણી પ્રેરણા આપી છે. તદુપરાંત મારે માટે તેં સેવેલી પ્રણયભાવના માટે પણ હું તારો આભારી છું; છતાં મારી લાચારી એથીએ મોટી છે." સુરેન્દ્રે કહ્યું. તેના હૃદયમાં ઊંડે ઊંડે અરૂણા માટે ન સમજાય તેવો સમભાવ જાગતો જતો હતો.

રડતી અરૂણા, પવનના તોફાનમાં ઝાડ ભાંગી પડે છે તેમ, ભાંગીને આરામખુરશીમાં પડી હતી. તેની વેદના તે જ જાણતી હતી.

"અરૂણા, વળી મારી આર્થિક સ્થિતિ તારા લક્ષમાં પણ નહિ જ હોય. મારી સાથે જીવનભરનો સંબંધ બાંધીને તું ભાગ્યે જ સુખી થાય." થોડીવાર રહી ફરી સુરેન્દ્ર બોલ્યો.

"દાઝયા પર ડામ ન દે સુરેન્દ્ર! ખોટી દલીલો શીદ કરે છે? મારે તો એ જ જાણવું છે કે, મારી ભાવનાઓને તોડી નાખનાર એવી કોણ તારે હૃદયસિંહાસને પહેલી બેસી ગઈ છે?" અરૂણાએ પૂછ્યું.

"તે જાણીને તને શો લાભ છે? વળી મારી એવા પ્રકારની ચાહના ખરેખર કોઈ વ્યક્તિ પ્રત્યે છે કે નહિ, તેની સ્પષ્ટતા હજી મને પણ થઈ નથી."

"જુઠ્ઠું, સાવ જુઠ્ઠું!" રોષમાં અરૂણાએ કહ્યું. તેનું માથું નિરાશાની વેદનાથી ધખી રહ્યું હતું.

"અરૂણા, સાંભળ, હું તે વસ્તુ જેવી સમજ્યો છું તેવી તને જણાવું. તું જાણે છે કે સુરતથી સુરેખા નામની યુવતીના પત્રો મારા પર આવે છે. એક બે પત્રો તો તેં વાંચ્યા પણ છે. મારૂં હૃદય તેના તરફ ઢળવા લાગ્યું છે. જો કે તે મને ચાહે છે કે નહિ તે હું જાણતો નથી. મારા હૃદયમાં તેનું સ્મરણ કેટલાક વખતથી અંકાઇ રહ્યું છે. હું તને જીવનભર મિત્ર તરીકે યાદ કરીશ: તું મને ધિક્કારીશ તોપણ. અને જો શકય હશે તો મારી જીવનસહચરી તરીકે તો સુરેખાને જ પસંદ કરીશ. માટે મને માફ કર." નમ્રતાથી સુરેન્દ્રે હૃદય ખોલ્યું. દુ:ખી થતી અરૂણાએ પણ સુરેન્દ્રનું મન પરખી લીધું પણ તેથી તેનું દુ:ખ લેશ માત્ર ઘટે તેમ ન હતું.

"સુરેન્દ્ર, ગમે તેમ પણ હું તો તને જીવનભર મારો જ માનીશ." આંખો મિંચતી અરૂણા બોલી. તેનાથી દુ:ખની વેદના સહન થતી ન હતી.

"અરૂણા, એવી ઘેલછા ન કરીશ. તું સુખી થાય એમ હું ઇચ્છું છું."

આ વાર્તાલાપ દરમ્યાન જ હાથમાં બેગ લઇ, પ્રમિલા આવી પહોંચી. તેને જોતાં જ અરૂણા જરા સ્વસ્થ બની બેઠી ને બોલી: "બહુ વહેલી આવી પહોંચી ?"

"હા, સવારની ટ્રેનમાં દોડાદોડ કરવી પડે છે, એટલે અત્યારે આવી." પ્રમિલાએ કહ્યું ને તેણે સુરેન્દ્રને નમસ્કાર કર્યાં.

"એમની તબિયત આજે બરોબર નથી, માટે સંભાળજો." કહી સુરેન્દ્ર ઉભો થયો.

"અરૂણા, કાલે સાંજે મળીશ." સુરેન્દ્રે અરૂણાને કહ્યું.

અરૂણા મૂંગી ઠપકાભરી આંખે જોઇ રહી. પ્રમિલા આજના વાતાવરણથી નવાઇ પામતી સુરેન્દ્ર તરફ જોતી હતી. તેને વિનયના ઔપચારિક સ્મિતથી નવાજતો સુરેન્દ્ર વિદાય થયો.

# [૧૪] ઉદાર અરૂણા

અરૂણાનું હૃદય કવિશિરની પેઠે બહુ જ કોમળ—સહજ દ્રવી જાય તેવું હતું. તેમાં ઔદાર્યનો વાસ હતો, છતાં તેના એ કોમળ હૃદયમાં વજ્ર જેવી દઢતા પણ હતી. તેનો નિશ્ચય એકવાર થતો તે કોઈથી ફેરવી શકાતો નહિ. એટલે તેનો આ સ્વભાવ તેના જીવનની કરૂણ પરિસ્થિતિના કારણ રૂપ બન્યો.

પ્રથમ તો તેને સુરેન્દ્ર પ્રત્યે બહુ રોપ પ્રગટ્યો. જાણે જીવનમાં ફરી તેને બોલાવવો પણ નહિ, એમ થઈ ગયું. પણ એ રોષ ધીમે ધીમે શમતાં તેણે હૃદયની ઉદારતાને વશ થવા માંડયું. તેનું ઉદાર હૃદય બોલવા લાગ્યું: "તારા સ્વાર્થ માટે બધા રેંસાઈ જાય એમ માને છે?"

તેની વ્યહવારિક બુદ્ધિ મૂંગી ન રહી શકી. તે બોલી: "તેમ નહિ, તો શું મારે બીજાઓ માટે રેંસાઈ જવું?"

"હા, ઉદારતાનો, કવેતાઈનો માત્ર દંભ જ ન સેવવો હોય અને જીવનને મરણની ખાતર જ પંપાળી પંપાળીને સાચવી રાખવું ન હોય તો."

"પ્રેમના આવ્હાનનો પડઘો ન પડે તેમાં હું શું કરૂં?"

હૃદય બોલ્યું : "ફુલશય્યામાં સૂવા કાજે તો સહુ પ્રેમની વાતો કરે: પ્રેમની ખરી કસોટી તો દુઃખરૂપી ધગધગતા રણમાં જ થાય."

બુદ્ધિ મૂંગી રહી. આદર્શનું જોર વધ્યું. અરૂણાના ઉદાર દિલે તેને દુઃખોના ડુંગરા તળે ચગદાઈ આદર્શ પ્રણયની આરાધના કરવા પ્રેરી. સુરેન્દ્રને માફ કરવું એ તો તેના ઉદાર મનને બહુ જ નાની વાત લાગી. 'પોતે સુરેન્દ્રને ચાહતી હતી તે શું તેના મીઠા શબ્દો કે સુંદર દેહના ઉપભોગ માટે? બીલકુલ નહિ, તે તો સુરેન્દ્રને પ્રેમની ખાતર જ ચાહતી હતી ને તેમ જ ચાહ્યા કરશે. ભલેને સુરેન્દ્ર નિષ્ઠુર હોય તેથી શું થયું? પોતાને તે પ્રિય હતો તે હતો જ.' અરૂણાના ઉરમાં તલસ્પર્શી વિચારોનું યુદ્ધ જાગ્યું.

'સુરેન્દ્ર ફાવે તેને પોતાની સહચરી બનાવી શકે. સુરેન્દ્ર પોતાને એકલીને જ ચાહવાનું ગુલામીખત લખી આપે તેથી પોતાનું શું મહત્વ વધવાનું હતું? પોતે શું ઈર્ષ્યાખોર હવસભૂખી નારી હતી?' અરૂણા જલદ વિચારોની પરંપરાથી પોતાના ધ્યેયને શોધવા લાગી.

તેણે ધ્યેય શોધી કાઢ્યું. 'સુરેન્દ્રને શુદ્ધ પ્રેમથી ચાહવો: સદા, ગમે તે સ્થિતિમાં.' એ તેનું ધ્યેય જણાયું. સુરેખા કે ઇંદ્રાણી કે રંભા: ભલેને ગમે તે કોઈ બીજી એની સાથે પ્રેમ કરે તેથી અરૂણાને શું? પોતે સુરેખાની ઈર્ષ્યા કરે એટલી બધી અજ્ઞાન હતી? અને સુરેન્દ્ર તેને ચાહે તો છે જ. માત્ર તેની સાથે લગ્ન ન કરી શકે, તેથી શું થયું? દૃઢ મનોબળવાળી અરૂણાનું મનોમંથન 'ભીષ્મ પ્રતિજ્ઞા'માં પરિણમ્યું. તે ભિષ્મ-પ્રતિજ્ઞા હતી: જીવનભર સુરેન્દ્ર માટે ઝૂરવાની, તેના પ્રેમના સ્મરણે જીવનદોરી ટકાવવાની.

નિરાશ પ્રણયીઓના આપઘાત, કીન્નાખોરી, જડતા વગેરે બાબતો અરૂણાની આંખ આગળ આવીને ખસી ગઈ. એ બાલીશ ઘટનાઓ તેને દયાપાત્ર લાગી. દુઃખી અરૂણાએ પોતાના કોમળ ઉરની આસપાસ વજ્ર જેવો દૃઢ નિશ્ચય લપેટી દીધો અને તેના આધારે તેણે ભાંગેલા ઉરની વેદનાને પણ લપેટો લગાવી છુપાવી દીધી.

ભાંગી પડેલી અરૂણા ઉભી થઈ હરવા ફરવા લાગી. આ ઘટનાની, અરૂણાના જીવનના મહાપલટાની પ્રમિલાને ખબર પણ ન પડી. તેને ખબર આપવામાં પોતાની નિર્બળતા મનાય એમ અરૂણા માનતી હતી.

*

સુરેન્દ્ર તે દિવસે કોઈ અપ્રગટ વિશાદ અનુભવી રહ્યો હતો. ઘેર આવ્યા પછી અરૂણાના પ્રેમ સબંધી તેના હૈયામાં ઉંડું મનોમંથન જાગ્યું. અરૂણાના ભાવથી છલકતા નિર્દોષ પ્રણયને પાછો ઠેલતાં તેની જીભે કાંટા કેમ ન વાગ્યા, તેનો તે વિચાર કરી રહ્યો. નિરાશ અરૂણા કદાચ આપઘાત પણ કરી બેસે, એવી તેને ભીતિ લાગી; પરંતુ પ્રમિલા આવી પહોંચી હતી એટલે એ ફીકર ઘટી હતી. છતાં બીજે દિવસે સહાનુભૂતિ પ્રેર્યો સુરેન્દ્ર અરૂણાની ખબર કાઢવા આગલા દિવસે જણાવ્યા પ્રમાણે તેના નિવાસસ્થાને ગયો.

અરૂણા ઘેર ન હતી. પ્રમિલાએ સુરેન્દ્રને આવકાર્યો. તેણે માત્ર બે ત્રણ મીનીટમાં જ પ્રમિલાની રજા લીધી. ઉતાવળે તેણે પોતાના કાર્ડમાં લખ્યું: "મળવા આવેલો પણ તમે હતાં નહિ. કાલે આવવાનું કહી રાખ્યા છતાં ઘેર રહ્યાં નથી એથી નવાઈ લાગી. મારાથી રીસાઈ ગયાં તો નથી ને?" આટલું લખી કાર્ડ ટેબલ પર મૂકી તે ચાલતો થયો.

બીજી સાંજે સુરેન્દ્ર બારી આગળ આરામ ખુરશી નાખી બેઠો બેઠો વાંચતો હતો, ત્યાં દાદરમાં કોઈનાં ત્વરિત પગલાંનો અવાજ સંભળાયો. તેણે પુસ્તકમાંથી મોં ઉંચકી જોયું તો પ્રમિલા આવી હતી. તેણે ઉતાવળે કાલવાળું સુરેન્દ્રનું કાર્ડ તેના હાથમાં મૂકી દીધું અને પોતાને તેના એક પિતરાઈ કાકાને ત્યાં જવાનું હોવાથી, ઉતાવળે ચાલી ગઈ.

અરૂણા ફારસી ભાષા જાણતી ન હતી. પણ સુરેન્દ્રને તો ફારસીનો સારો અભ્યાસ હતો. આથી અરૂણાએ સુરેન્દ્રના કાર્ડના જવાબમાં કાર્ડની

બીજી બાજુએ એક ફારસી 'શેર' લખી મોકલ્યો હતો. તે શેર કદાચ તેણે કોઈ પુસ્તકમાંથી વાંચી યાદ રાખી લીધો હશે. તે શેર નીચે પ્રમાણે હતોઃ—"રીસાઉં શી રીતે ? કારણ કે,

ગર બરેહદ દસે મન ઝ હવાયે તૂ,
કૂ દિગરી કે દિલ દેહમ બજાયે તૂ.*"

આ શેર વાંચતાં જ સુરેન્દ્ર આભો બની ગયો. નિર્વૈર ઉરવાળી અરૂણા માટે તેના મનમાં અનેકગણું માન વધી ગયું. વારંવાર તેણે એ શેર વાંચ્યો. તેની આંખમાં આંસુ આવ્યાં. 'કેટલી ઉદાર છોકરી !' તે આંસુ લૂછતાં બબડ્યો.

અરૂણાની હરિફ સુરેખા સુરેન્દ્રની દૃષ્ટિ સમક્ષ તરવરી રહી. તેણે સુરેખાના સંસ્મરણો યાદ કરવા માંડ્યાં, અને જાણે તે દ્વિધા બન્યો. સુરેખા તરફ કોણ જાણે કેમ તે અકલ્પ્ય આકર્ષણથી તણાતો હતો. સુરેખા સ્મરણે ચઢતાં જ તે અરૂણાની મહાન ઉદારતા પણ વિસરી જતો.

છતાં તેણે મોડી રાતે ઉંઘ આવી ત્યાં સુધી અરૂણાની પેલી પંક્તિઓને ફરી ફરી વાંચીને કલ્પનાના ઘોડા છુટા મૂકી દીધા. કલ્પનાના એ ઘોડા કુદાવતો જ તે ભર ઉંઘમાં પડ્યો.

ઉંઘમાં પણ તે મૂઝવણભર્યાં સ્વપ્ન જોવા લાગ્યો. જાણે તે સુરેખા સાથે આગગાડીમાં બેઠો હતો. રસ્તામાં એક સ્ટેશને અરૂણા આવી સુરેન્દ્રની પાસે બેઠી. સુરેખા તેથી ખીજવાઈ લઢવા લાગી. સુરેન્દ્ર તેને ઠપકો આપવા લાગ્યો. પણ તે પહેલાં તો અરૂણા ત્યાંથી ચાલી ગઈ. ના, તેણે બારીમાંથી કૂદકો માર્યો. સુરેન્દ્રની આંખ આવાં આવાં દ્રશ્ય જોતાં ઘડીકમાં ઝબકી ઉઘડી જતી, ને ફરી પાછી સ્વપ્નતંદ્રાવશ બની મીંચાઈ જતી.

* જો મારૂં મન તારા પ્રેમથી વિમુખ થાય તો બીજું કોણ એવું છે કે જેને હું તારે બદલે મારૂં હૃદય અર્પણ કરી શકું ?

વળી એક સ્વપ્ન આવ્યું. સુરેન્દ્ર સુરેખા સાથે ચંદ્રપુરના સ્ટેશનરોડ પર ફરવા નીકળ્યો હતો. ત્યાં એક આંબાના ઝાડ તળે તે ઉભાં રહ્યાં. આંબા ઉપર એક વાંદરો હતો તેના તરફ બંને જોઈ રહ્યાં હતાં. તેવામાં વાંદરાએ છલંગ મારી અને તે સુરેખા પર કૂદ્યો. સુરેખાએ ચીસ પાડી. બેબાકળો સુરેન્દ્ર સુરેખાની ચીસ સાંભળતાં જ ઝબકીને જાગી ઉઠ્યો. નીચેથી કોઈક હાક મારતું હોય એમ તેને લાગ્યું. ક્યાં સુરેખા, ક્યાં વાંદરો ને ક્યાં હું? તે હસ્યો ને નીચે કોણ હતું તે જોવા બારી તરફ ગયો. નીચે જીનાના દ્વાર આગળ ઓટલા ઉપર સુધીર ઉભો હતો ને આગળો ધીમે ખખડાવી રહ્યો હતો. તેને જોતાં જ સુરેન્દ્રે બૂમ પાડી: "અત્યારમાં તું?"

"હા, હવે ઉઘાડ જલદી. ધાંટા પાડીને થાકયો." સુધીરે કહ્યું.

સુરેન્દ્રે જીનો ઉઘાડ્યો ને સુધીર ઉપર આવ્યો. "આજે તો મારે લીધે કંઈક વહેલા ઉઠવું પડયું હશે કેમ?" ચોળાઈ ગયેલી ચાદર-વાળા બિછાના તરફ જોતાં સુધીરે કહ્યું.

"ના, ના. ઉઠવાનો વખત તો થયો છે; પણ આજે જરા આંખ મળી ગઈ. બોલો અત્યારમાં ક્યાંથી?"

"આજે બપોર પછી મને વખત મળે તેમ નથી, એટલે આ સુરેખાનો પત્ર પહોંચાડવાની ખાતર જ અત્યારમાં આવ્યો છું." સુધીરે પત્ર કાઢી સુરેન્દ્રના હાથમાં આપતાં કહ્યું.

"સુરેખાએ તો તને પોષ્ટમેન બનાવ્યો લાગે છે!" કટાક્ષ કરતાં સુરેન્દ્રે પત્ર લીધો ને તે ઉઘાડતાં વળી ફરી બોલ્યો: "કેટલાક વખતથી મેં પત્ર લખ્યો નથી, એટલે ઠપકો લખ્યો હશે."

પત્ર વાંચી સુરેન્દ્ર થોડુંક હસ્યો. "સુરેખા ખરેખર જબરી છે. સુધીર! એના જેવી બીજી કોઈ છોકરી મેં જોઈ નથી." આ બોલતી વખતે સુરેન્દ્રને રાતનાં સ્વપ્ન અને અરૂણાએ મોકલાવેલી કવિતાપંક્તિઓ યાદ આવી.

"ભલે, પણ જો આ મારા પત્રમાં સુરેખાએ તારા માટે શું લખ્યું છે તે સાંભળ." કહી સુધીરે વાંચવા માંડ્યું: "સુરેન્દ્ર હમણાંથી પ્રમાદી બનતો જણાય છે. કાગળ પણ લખતો નથી, જેથી આ પત્ર તમોને જ બારોબાર લખું છું. તો એનો પ્રમાદ ખંખેરી એને ખાસ સાથે લાવશો. ન આવે તો ઉપાડીને લાવશો. મારી સખીઓ આતુરતાથી રાહ જુએ છે માટે તારીખ નક્કી કરી તુર્ત જણાવશો."

સુરેન્દ્ર મંદમંદ હસતો હતો. સુરેખાએ તેના નાનકડા વ્યાયામ-મંડળ તરફથી એક મેળાવડો યોજી તેમાં કવિ અને સુધીરને બોલાવ્યા હતા. તેમને અનુકૂળ તારીખે મેળાવડો રાખવા જણાવી તારીખ તાકીદે નક્કી કરી જણાવવા લખ્યું હતું.

"મારે તો અઠવાડિયા પછી રજાઓ પડવાની જ છે, એટલે તને અનુકૂળ તારીખ નક્કી કરી જણાવજે અને મને પણ ખબર આપજે." સુધીરને સુરેન્દ્રે કહ્યું.

"ઠીક, કાલે હું ફરી મળીશ તે વખતે વધુ ખુલાસો કરીશ. હમણાં મારે એક બીજા મિત્રને મળીને તાકીદે આશ્રમમાં જવું છે; માટે હાલ તો રજા લઉં છું." એમ કહી સુધીરે રજા લીધી. તેના ગયા પછી સુરેન્દ્ર પાછો વિચારવમળે ચઢ્યો.

# [૧૫] તાપી તીરે

સુરેન્દ્ર તથા સુધીરે બીજે દિવસે એકઠા થઈ અનુકૂળ તારીખ નક્કી કરી સુરેખાને પત્ર લખી દીધો. એ જ દિવસ પછી તે પત્રની પહોંચ તથા બન્ને મિત્રો પરનાં વ્યાયામ મંડળનાં આમંત્રણ આવી પહોંચ્યાં. સુધીર તથા સુરેન્દ્રે સુરત જવા તૈયારી કરી અને વડોદરાથી રમેશને પણ સ્ટેશને આવી પોતાની સાથે જ સુરત આવવા તૈયાર રહેવા સૂચના કરી દીધી.

રમેશ સાથે બંને મિત્રો સાંજે સુરત પહોંચ્યા. તે રાત્રે સુરેખાએ તેમને અડધી રાત સુધી ઉજાગરો કરાવ્યો અને પોતાની વ્યાયામ મંડળીના અનુભવો તથા આવતી કાલના કાર્યક્રમની વિગતવાર માહિતી આપી. સુધીર તથા સુરેન્દ્ર જોઈ શકયા કે, આ બાબતમાં સુરેખાનો ઉત્સાહ માતો ન હતો.

" સુરેખા, તારા આગ્રહથી હું આવ્યો તો છું, પણ વ્યાયામના વિષયમાં હું સાવ બાળક છું. એટલે મેળાવડામાં હાજર રહેવા મારી ઇચ્છા નથી. " સુરેન્દ્રે સુરેખાને કહ્યું.

"બાળક હોય તો સુધીરભાઈનું પ્રવચન સાંભળી કંઈક શીખજે. શું માન માગે છે ભાઈસાહેબ ! " સુરેખાએ કટાક્ષ કરતાં રમેશ તથા સુધીર તરફ જોઈ હાસ્યપૂર્વક આંખો ઢાળી.

"ના, માન ખાટવાની આ વાત નથી. પણ હું—"

સુરેન્દ્રને વચ્ચે બોલતો અટકાવી સુરેખા બોલી: "બહુ થયું હવે. જો, તારી કવિત્વભરી વાણીની કદર કરનાર સભ્યો પણ અમારી મંડળીમાં છે. અમને કેવળ જડ વ્યાયામ શોખીનો ગણી લઈશ નહિ. અને આ તો મિત્રોનું ખાનગી જેવું સ્નેહ સંમેલન માત્ર છે. એટલે તારૂં સ્થાન એમાં અમે સુધીરભાઈની જોડે જ રાખેલું છે."

સવારે માલતી તથા બીજી એક યુવતી સુરેન્દ્ર તથા સુધીરને મળવા માટે સુરેખાને ઘેર આવી પહોંચી. તેમની સાથે થોડીક ચર્ચા સુધીર તથા સુરેન્દ્રે કરી અને આ છોકરીઓના ઉત્સાહનો તેમને સારી રીતે ખ્યાલ આવ્યો.

સુરેખાની એક સખીના બંગલાના પટાંગણમાં વિશાળ બગીચો અને તેની પાછળ ખુલ્લું મેદાન હતું. તે મેદાનમાં એક સુશોભિત મંડપ ઉભો કર્યો હતો. મંડપની ખરી રીતે જરૂર જ ન હતી, પણ પોતાની સુરૂચિ, કલાપ્રીતિ તથા કારીગરી બતાવવા એ ગોઠવણ સુરતી યુવતીઓએ કરી હતી.

સંમેલનમાં માત્ર મર્યાદિત હાજરી હતી. ત્રીસેક છોકરીઓ હતી, અને બીજા બધા મળીને આઠેક યુવકો હતા. તદુપરાંત બે ચાર યુવતીઓનાં ઉત્સાહી માતાપિતાને પણ આમંત્રણ આપેલું હોવાથી તેઓ પણ આવેલાં હતાં.

સાંજના પાંચેક વાગે સુરેખા તથા રમેશની સાથે સુધીર અને સુરેન્દ્ર મંડપવાળા સ્થળે આવી પહોંચ્યાં. સહુ પોતપોતાના સ્થાને ગોઠવાયા બાદ આગળથી તૈયાર કરી રાખ્યા મુજબ દશેક છોકરીઓ, વ્યાયામને તથા સુરૂચિને ઘટિત એવો એક જ રંગ તથા ઢબનો પોશાક ધારણ કરી આગળ આવી.

સુરેખાએ તેમાંની એક છોકરીને કંઈક સૂચના કરી અને તુરત જ વ્યાયામના પ્રયોગો શરૂ થયા. રમેશને આ પ્રયોગો જોતાં

વડોદરાના આર્યકન્યા વિદ્યાલયની સ્નાતિકાઓ યાદ આવી. સુરતની કોમળાંગી કન્યાઓને આટલી પ્રગતિ કરાવવી એ નાનીસૂની વાત ન હતી, તે વસ્તુ સુધીર તથા સુરેન્દ્રના ખ્યાલમાં હતી જ. સુરેખા વખતો વખત સુધીર તથા સુરેન્દ્રના વદન તરફ જોતી અને દરેકને યોગ્ય સૂચનાઓ ચપળતા પૂર્વક આપતી હતી. પ્રયોગો ખાસ હેરત પમાડે તેવા ન હતા; પણ જે સ્થળે અને જેમનાથી તે થતા હતા તેમને માટે તથા તે સ્થળને માટે તો નવીન જ હતા. સુધીર આ દૃષ્ટિએ તેનું મહત્ત્વ સમજી રહ્યો હતો. છેવટે પ્રયોગો પુરા થયા ને તાળીઓથી મંડપ ગાજી ઉઠ્યો. સ્મિતભર્યાં મુખે વંદન આપતી પ્રયોગકર્ત્રીઓ પદ્ધતિસર પોતાને સ્થળે ચાલી ગઈ.

પછી મંડપની પાછળ ખુરશી ટેબલો નાંખી ચા પાર્ટી ગોઠવી હતી ત્યાં સૌને લઈ જવામાં આવ્યાં. સુરેન્દ્ર તથા સુધીરને અને ક્વચિત રમેશને પણ સુરેખા એક પછી એક સૌનો પરિચય આપવા લાગી: “ આ અમારી ઉત્સાહમૂર્તિ મધુરિકા બ્હેન, આ અમારાં વ્યાયામ વિશારદ ગણાતાં કુસુમબ્હેન, આ અમારાં મંડળનાં ઉપપ્રમુખ કિશોરીબ્હેન, આ અમારા મંડળમાં ખૂબ જ રસ લેતાં ચંદ્રકાન્તાબ્હેનનાં માતુશ્રી. ” એમ સુરેખાએ સૌને ઓળખાવ્યાં. પછી વાર્તાવિનોદ તથા કટાક્ષોની ઝડી સાથે ચા, નાસ્તો, આઇસ, સોડા લેમન, વગેરે ઉડવા લાગ્યું. અને રકાબીઓનાં ખણખણાટ, સોડા લેમનના બૂચના અવાજ તથા હાસ્ય વિનોદથી વાતાવરણ ગાજી રહ્યું.

આ બધું પતી ગયા પછી વ્યવસ્થિત સભાના રૂપે બધા ફરી એકઠાં થયાં. એક બે બ્હેનોએ કાળમીંઢ પથ્થરનેય બરફ બનાવી રસદ્રવતો કરે તેવા મધુર આલાપથી તંતુવાદ્ય સાથે થોડી સંગીતની મોજ ચખાડી. સુરેન્દ્ર એ સંગીતમાં મુગ્ધ થઈ ડૂબી ગયો. જાણે એ સંગીતની લ્હાણ આખી રાત ચાલ્યા જ કરે, તો સારૂં એમ એને થયું. પણ રસનાં તો ચટકાંજ હોય. સંગીતનો કાર્યક્રમ સમાપ્ત થયો

ને સુરેખાએ ઉભા થઈ પોતાના મંડળનો અહેવાલ ટૂંકમાં કહી સંભળાવ્યો. તેણે આજના પ્રસંગ માટે પણ બે શબ્દો કહ્યા. અને છેવટે સુરેન્દ્ર તથા સુધીરને પોતાના મંડળને માર્ગસૂચક સૂચનાઓ આપવા તથા પોતાના અનુભવો મિત્રભાવે જણાવી ઉપકૃત કરવા વિનતિ કરી. તેની સખી માલતીએ પણ ઉભાં થઈ, આજના મહેમાનોનો જરા વિગતભર્યો પરિચય આપ્યો, અને તેણે છેવટે કહ્યું કે, "આજે આપણે એક શ્રેષ્ઠ વ્યાયામવીર તથા એક શ્રેષ્ઠ કવિ એમ બંનેનો એકીસાથે સત્કાર કરવા ભાગ્યશાળી થયાં છીએ. એટલે આપણને તેમની કિંમતી અને પ્રેરણાત્મક સલાહ પણ આ પ્રસંગે મળશે. હું માનું છું કે બધી બ્હેનો હવે તે બંને મહેમાનોની વાણી સાંભળવા ઉત્સુક બની છે; તેથી તેમની વતી એ બંનેને પોતાનાં વક્તવ્ય રજુ કરવા હું વિનતિ કરૂં છું."

સુધીરે આ નાનકડી સંસ્થા માટે ઘણો જ આનંદ દર્શાવ્યો. તેણે સુરેખાનાં, બીજી યુવતીઓનાં તથા વ્યાયામમાં રસ લેતાં માબાપોનાં પણ વખાણ કર્યાં. છેવટે તેણે સ્ત્રી અને પુરુષના વ્યાયામ વિષયક ભેદની તલસ્પર્શી ચર્ચા કરી, અને પોતાના અનુભવ પરથી કેટલીક સૂચનાઓ પણ કરી. સુધીરનું આ ભાષણ તેના વ્યાયામ વિષયક જ્ઞાનના નીચોડ સરખું હતું. કેટલીક યુવતીઓએ તો તે બોલતો હતો તે જ વખતે નોટબુકમાં થોડીક નોંધ પણ કરી લીધી. સુરેખા પણ આ ભાષણથી ખૂશ થઈ.

પછી સુરેન્દ્રનો વારો આવ્યો. તેણે પોતાને વ્યાયામનો એકડો શીખવનાર સુધીરનો ઉલ્લેખ કર્યો. પછી એ વિષયમાં પોતાની વિશેષ કંઈ કહેવાની અશક્તિ દર્શાવતાં પોતે વિષયાંતર જેવું કરે તો ક્ષમા આપવા જણાવ્યું. તેણે વ્યાયામ તથા વિજ્ઞાન, શરીર તથા મન, શબ્દ તથા કવિતા એમ જુદા જુદા દ્વન્દ્વોની ચર્ચા કરી. કવિતાના વિષય પર તેણે ઠીક રસિક ઉદ્બોધનો કર્યાં. રસિક શ્રોતામંડળી રસમાં ડૂબી ગઈ હતી. સુરેખા તો ચકોરી ચંદ્ર સામે જુએ તેટલી ચીવટથી

તેના મુખ તરફ જ તાકી રહી હતી. છેવટે કવિએ બધી ચર્ચા સમેટી લઈ જુદા જુદા મહાસાગરોને કોઈ કુશળ ઈજનેર નહેરથી સાંધી લે તેમ પણ તેના કરતાં અનેકગણી વધુ ઝડપથી—એ વિષયાંતરોને વ્યાયામ વિષય સાથે માત્ર એક બે વાકયો વડે જ સાંધી દીધા.

તે સાંજે વ્યાયામ મંડળ વેરાયું એ વખતે સહુને મોઢે સુધીર તથા સુરેન્દ્રનાં ભારોભાર વખાણ થતાં હતાં. "બેઉ એકબીજાના પૂરક જેવા નથી લાગતા ?" એક યુવતીએ તેની સખીને પૂછ્યું.

"હા, એક કવિ અને બીજો વ્યાયામવીર. છતાં એક વ્યાયામથી નાસતો નથી ને બીજો વ્યાયામવીર હોવા છતાં જરાયે જડ નથી." બીજી યુવતી બોલી.

"એ વગર સુરેખાબેન કોઈનાં વખાણ કરે એવાં નથી તો !"

"હા, ખરેખર આવા માણસોને આમંત્રી એમણે આપણને આનંદ સાથે ઘણું જ્ઞાન અપાવ્યું છે." બીજી યુવતીએ કહ્યું ને બંનેના ઘરના રસ્તા જુદા પડતા હોવાથી છુટી પડી ચાલી ગઈ.

બીજા દિવસથી સુરેન્દ્ર તથા સુધીરને રમેશ તથા સુરેખાએ સાથે ફરી સુરત બતાવવા માંડયું. એક દિવસ ડૂમસ પણ જઈ આવ્યાં. ડૂમસ તો સુરેખાની સખી માલતી તથા અરવિંદા પણ સાથે આવી હતી. ત્યાં આ મંડળીએ ખૂબ ગમ્મતથી ડૂમસ જોયું ને સમુદ્ર વિશે રસભરી ચર્ચા સુરેન્દ્ર, સુધીર અને સુરેખા વચ્ચે થઈ. આવી ગમ્મતમાં જોતજોતામાં ચાર દિવસ વીતી ગયા ને સુધીરે વિદાય લીધી; તેણે આશ્રમમાં કેટલીક વિશિષ્ટ પ્રવૃત્તિ પોતાની જવાબદારીથી ઉપાડી હતી, એટલે તે વધુ રોકાઈ શકે તેમ ન હતું. રમેશ પણ સુધીરની સાથે જ વડોદરા ગયો.

સુરેન્દ્ર પણ સુધીરની સાથે જવા તૈયાર થયો, પણ સુરેખા તથા નિર્મળાએ તેને રોકાવા આગ્રહ કર્યો, એટલે સુરેન્દ્ર રોકાયો. તેને રજાઓ તો હતી જ અને વળી સુરેખા તરફ તેના મનમાં જે

અવિશદ છતાં મોહક આકર્ષણ જાગ્યું હતું, તે પણ તેને રોકાવા પ્રેરણા આપતું હતું.

સુરેખા સાથે કાવ્યચર્ચા કરતાં હવે સુરેન્દ્રને જુદા જ પ્રકારનો આનંદ આવતો હતો; તેની કલ્પનાભરી દ્રષ્ટિએ જાણે સુરેખાનું સૌંદર્ય તથા આકર્ષણ પહેલા કરતાં અનેકગણાં વધી ગયેલાં લાગ્યાં. સુરેખાના દેહ માટેની ભૂખ તેનામાં જાગી. પણ તેના સંસ્કારે તેને તે ન ફળાવા દીધી. તેના કવિત્વે તેને પ્રેમનાં આભૂષણોથી સુશોભિત બનાવી. જગતમાં કયા સ્ત્રીપુરુષના પ્રેમ વચ્ચે આ ભૂખ પ્રગટ કે અપ્રગટ નથી જાગી ઉઠતી?

આ વખતે સુરત છોડતાં પહેલાં સુરેખાનું હૃદય પારખી લેવાનો સુરેન્દ્રે મનમાં નિશ્ચય કર્યો. તે પોતાને ચાહે છે એમ સુરેન્દ્રની માન્યતા દૃઢ થતી જતી હતી. પણ વખતે ન ચાહતી હોય તો? આ પ્રશ્ન પણ તેને ઘણીવાર મૂંઝવતો ને તે મનમાં ગેબી દુઃખ અનુભવતો. સુરત આવ્યા પછી અરૂણાને તે ભૂલી જાય તેમ તો ન જ હતું. પણ સુરેખાના સાનિધ્યમાં જાણે તે સુરેખામય બની રહ્યો હતો. અરૂણા તેને ક્વચિત જ યાદ આવતી. જ્યારે યાદ આવતી ત્યારે માત્ર એક સહાનુભૂતિભર્યો નિશ્વાસ મૂકતો ને તુરત પાછી સુરેખાને યાદ કરતો.

સુરેખા તથા સુરેન્દ્ર રોજ સાંજે બાગમાં લટાર મારી, તાપી તીરે ફરવા જતાં અને ત્યાં ફરતાં ફરતાં વિવિધ વાર્તાલાપ કરતાં. એક દિવસ તેઓ ખૂબ રસથી વાર્તાલાપ કરતાં સ્ત્રી પુરુષના પ્રણય સબંધીની ચર્ચામાં ઉતરી ગયાં; કે પછી સુરેન્દ્ર એ પ્રશ્ન તરફ સુરેખાને ખેંચી ગયો તે સ્પષ્ટ સમજાયું નહિ. પરંતુ તે પ્રશ્નના અંગે સુરેન્દ્રે બળતા હૃદયે અરૂણા સાથેનો પ્રસંગ સુરેખાને ટૂંકમાં જણાવ્યો.

તે સાંભળ્યા પછી સુરેખાએ ટકોર કરીઃ "તેં ના શા માટે પાડી? તેનાથી કોઈ બીજી સારી છોકરી તારી નજરમાં આવી હશે!"

આ સાંભળતો સુરેન્દ્ર સુરેખાના મુખ ભણી તાકી રહ્યો: તે હસી રહી હતી.

થોડી વારે તે બોલ્યો: "હા, નજરમાં આવી છે, તેથી જ તેને ના પાડી."

"અરૂણા કરતાં વધારે સુંદર હશે માટે. પુરુષો બધા સૌન્દર્યના જ ભૂખ્યા હોય છે." સુરેખાએ કહ્યું.

"તું પુરુષની ન્યાયાધીશ ન થઈ શકે. તું તો એક પક્ષકાર ગણાય." ચાલુ ચર્ચા સુરેન્દ્રને મન મહત્વની હોવા છતાં, રોજની ટેવ મુજબ તે વાર્તાલાપમાં આગળ વધ્યો.

"એ તો તારા જેવા વકીલોને ખબર; હું ક્યાં ન્યાયસૂત્રો ભણી છું? હા, પણ એ તને પસંદ પડેલી છોકરી કદાચ એ બધું શીખી હશે." સુરેખાએ વાતને તેના મૂળ પ્રવાહ તરફ ઝોક આપતાં કહ્યું.

"શીખી છે, ને નથી પણ શીખી. એ છોકરી એવી તો અદ્‌ભુત છે કે, એનાં જ્ઞાનની, ચતુરાઈની કે બુદ્ધિની મર્યાદા આંકવામાં ભૂલ થવા સંભવ રહે છે."

"બિચારી અરૂણા!" સુરેખા હસી. "કવિઓના જેવું તે કોઈ બીજું ઘાતકી હશે!" તે ફરી જરા ગંભીર બની બોલી.

"મારો વાંક જરાય નથી. મેં અરૂણાને મારી સહચરી બનાવવાની આકાંક્ષા કદાપિ સેવી ન હતી. એના માટે મને માન છે: પ્રેમ પણ છે. પણ તે પ્રેમ અરૂણા માને છે, તે કરતાં જુદો છે." સુરેન્દ્ર બોલ્યો. તેના હૃદયમાં ઝીણી અપ્રગટ વેદના થતી હતી.

"અરૂણા પણ કવિ છે, ખરૂં ને? ત્યારે તો બે કવિઓને કદાચ નહિ બનતું હોય! આપણા ગુજરાતી સાહિત્યમાં તો આજસુધી કવિઓ અંદરઅંદર લઢતા આવ્યા છે, એમ એકવાર તું જ નહોતો કહેતો? અરૂણાએ એમ હતું તો પછી કવિ મટી જવું જોઈતું હતું."

"તું નાહક ઠેકડી કરે છે. પણ મારી વેદનાનો તો તને ખ્યાલ જ આવતો નથી. મારૂં જીગર હું કોઈની સમક્ષ ખોલવા માગું છું; પણ કોઈ સમભાવી ભિરવાળું મળતું જ નથી."સુરેન્દ્રના અવાજમાં આર્જવતા હતી. તે આર્જવતાએ સુરેખાને નરમ બનાવી.

"તને શાની વેદના ? વેદના તો અરૂણાને થાય. તને તો તારી મનગમતી સુંદરીનાં સોણલાં આવતાં હશે ને તેમાંથી કવિતા ઝરતી હશે." ગંભીર થવા પ્રયત્ન કર્યા છતાં, સુરેખા સંપૂર્ણ ગંભીર બની શકી નહિ.

"અરૂણાની વેદના માટે મને પણ સમભાવ છે. પણ..."

"તો એને પરણી જવામાં તને શો વાંધો છે ? એટલું ઔદાર્ય પણ કવિમાં હોતું નથી ?" સુરેન્દ્રને બોલતો અટકાવી સુરખાએ વચ્ચે જ કહ્યું.

"સાચેસાચ નથી. મને ચીઢવ નહિ. મારૂં હૃદય પ્રેમની વિષમ ભીંસમાં ચગદાઈ રહ્યું છે."

"કવિને સમજવો એ ઘણું કપરૂં છે. સ્પષ્ટ કહે તો કાંઈક સમજ પડે." સુરખાએ કહ્યું ને તે સુરેન્દ્રના મુખ તરફ જોઈ રહી. સુરેન્દ્રનું મોં મૂંઝવણ અનુભવી રહ્યું હતું તે સુરેખાને સ્પષ્ટ સમજાયું.

"તું અરૂણાની જ વાત કર્યા કરે છે. મારી તો તને કાંઈ પડી જ નથી." સુરેન્દ્રે થોડીવારે કહ્યું.

"એમ શા ઉપરથી માની લીધું ? અને એમ હોય તો પણ શું ખોટું ? તને તો તારી મનગમતી પ્રેમિકા મળવા સંભવ છે અને બિચારી અરૂણા તો હવે ભગ્નાશ થઈ જ ચૂકી છે. એની દયા કેમ ન આવે ?" સુરેખાએ કહ્યું.

"મારી પ્રેમિકા મને મળશે એ પણ ક્યાં નક્કી છે ? હજી તો એણે એનો પ્રેમ કોઈવાર મારી પાસે વ્યક્ત સુદ્ધાં કર્યો નથી. 'ધોબીનો કુતરો નહિ ઘરનો કે નહિ ઘાટનો' એવી મારી સ્થિતિ છે, એથી જ હું મૂંઝાઉં છું."

" એક ન મળે તો બીજી. એમાં શું ?"

" સુરેખા, મને પજવ નહિ. મારો પ્રેમ પતંગિયા જેવો નથી. જેને હું ચાહું છું તે નહિ મળે તો જીવનભર ઝૂરીશ; પણ બીજે તો મારો પ્રણય નહિ જ ઢોળું." દૃઢતાથી કવિએ છેલ્લા શબ્દો ઉચ્ચાર્યા.

નદીકાંઠો તદ્દન નિર્જન ન હતો. સૂર્યાસ્ત થવાની તૈયારી હતી; છુટા છવાયા માણસો જ્યાં ત્યાં જણાતા હતા. સુરેખા તથા સુરેન્દ્ર રેતમાં એક જગાએ બેઠાં ને વાર્તાલાપ આગળ ચલાવ્યો.

" ઓહો, એવી ભાગ્યશાળી છોકરી છે કોણ ? એણે એવાં તે શાં કામણ કર્યાં છે ?" સુરેખાએ રેતમાં આંગળીથી લીટા કરતાં પૂછ્યું.

" એણે મને ખરેખર કામણ કર્યું છે !" સુરેન્દ્રે કહ્યું. સુરેખા આંખ ફાડી તેની સામે જોઈ રહી.

" અને એ આ બધું મનમાં તો સમજે છે, છતાં મને પજવી રહી છે." સુરેન્દ્રે આગળ ચલાવ્યું.

" પણ એવી એ છે કોણ ? કવિની કોઈ કલ્પનામયી અજન્મા પ્રિયતમા તો નથી ને ?"

" અરે તેથીયે વધુ ચપળ, ચંદ્રની જ્યોત્સ્ના જેવી, ફુલના ઉચ્છ્વાસ જેવી, કવિની કલ્પના જેવી." સુરેન્દ્રે આનંદદર્શક અભિનય કર્યો.

" એને કંઈ નામ છે કે નહિ ?"

" એનું નામ છે સુરેખા, ને હાલ મારી પાસે જ એ બેઠેલી હોવા છતાં મને દૂરદૂર લાગ્યાં કરે છે." આખરે સુરેન્દ્રે સાહસ કર્યું.

"ભૂલ તો થતી નથી ને ?"સુરેખાએ અંતરની મીઠાશથી ટહુકો કર્યો.

" ના, બીલકુલ નહિ. હવે મને જણાવ કે તું મારી આકાંક્ષાને પાર પાડીશ કે નહિ ? હું તને જ ઝંખું છું." સુરેન્દ્રે સીધો પ્રશ્ન પૂછ્યો. એનું હૃદય ભય, આશંકા અને આનંદથી કંપતું હતું.

સુરેખા નીચું જોઈ ચૂપ રહી.

"બોલ સુરેખા, મને જવાબ આપ." સુરેન્દ્રે કમળ દંડ જેવા સુરેખાના સુગોળ હસ્તને પોતાના હાથમાં લઈ દાબ્યો.

સુરેખાની હૃદયતંત્રીના તાર જાણે ઝણઝણી ઉઠયા. એના કપોલે શરમની લાલાશ તરી આવી. એ મૌનમાં સુરેન્દ્ર એની સંમતિ વાંચી રહ્યો.

"સુરેખા!" તેણે આનંદથી સુરેખાનો હાથ વધુ દાબ્યો. છતાં સુરેખા મૂંગી બની તે સહન કરી રહી.

સૂર્યનારાયણ આ યુગલનો પ્રણયાલાપ સાંભળતા મૃદુ હાસ્ય કરી ક્ષિતિજમાં ઉતરી ગયા. મૃત્યુની કરાળ ખીણની ધારે રોજબરોજ આવો પ્રેમ જોતા સૂર્યનારાયણ કરુણ વદને હસે તેમાં શી નવાઈ?

## [ ૧૬ ] વસમી વિદાય

આ સંધ્યાકાળે તાપી તીરે જાણે સુરેખાનો નવ જન્મ થયો. સુરેખા પોતે પલટાઈ કે દુનિયા, તે તેને સ્પષ્ટ સમજાયું નહિ. છતાં નદીના તરંગમાં, પવનમાં, ફુલની સુવાસમાં તેમ જ સમસ્ત પ્રકૃતિમાં તે ઉન્માદ જોવા લાગી, ને તે ઉન્માદનો પડઘો તેના ઊરમાં પણ પડ્યો.

સુરેખાના ઊરમાં કોઈ અકલિત તલસાટ–મૂંઝવણભર્યું સંવેદન પ્રગટી રહ્યું. તેનું ઘડી પહેલાંનું પથ્થર જેવું ઊર જાણે માખણ જેવું મુલાયમ બની ગયું. કવિઓની ભાષામાં કહીએ તો તેના લોહમય ઊરને પ્રેમનો પારસમણી અડકી ગયો. એ સાંજે ઘેર આવ્યા પછી સુરેખા ગંભીર બની ગઈ. તેણે ભોજન પણ ન કર્યું. ' તબિયત ઠીક નથી ' એમ કહી તે પોતાના અભ્યાસ ખંડમાં જઈ પથારીમાં ઢળી પડી. છેક મોડી રાતે નિર્મળાએ તેને આગ્રહપૂર્વક બેઠી કરી થોડું દુધ પાયું ને વહાલથી માથે હાથ ફેરવી તબીયતની ખબર પૂછી.

" શું થયું છે બેટા ? કાંઈ ખોટું તો નથી લાગ્યું ? "

" મને કંઈ થયું નથીઃ છાનીમાની સુવા દે તો ઠીક. " પોતાની એકાંતમાં ભંગ પડતાં સુરેખા ખીજવાતી હતી. એકલી બેસી તે પોતાની મૂંઝવણ ઉકેલવા મથતી હતી. પણ તે મીઠી મૂંઝવણ ઉકેલી શકે તે પહેલાં તો નિદ્રાધિન થઈ ગઈ.

સ્વપ્નમાં સુરેખા, સુરેન્દ્રની વાત પરથી અરૂણાની મૂર્તિ તેના માનસમાં ઉતરી હતી તે અદિઠ અરૂણાને હસતી જોઈ રહી. ઘડીમાં વળી તે રડતી ને ન સમજાય તેવા ભાવથી સુરેખાને બાથ ભરવા આવતી. જાણે તે કહેતી કે, બેન, તું પરમ ભાગ્યશાળી છે કે સુરેન્દ્રનું હૃદય તું મેળવી શકે છે. આ સાંભળી સુરેખા શરમથી નીચું જોઈ મૂંગી રહેતી. તેને મૂંગી રહેલી જોતાં જ અરૂણાએ તેના બંને ગાલ પોતાની હથેલીમાં પકડી તેને કંઈક કર્યું. શું કર્યું ? ચૂંબન ? હા, ચૂંબન કર્યું. તે ખડખડાટ હસી પડી. તેના હાસ્યથી સુરેખા ઝંખવાણી. તેની આંખ ઉઘડી ગઈ. સુરેન્દ્ર તથા નિર્મળા તેની શય્યા પાસે ઉભાં હતાં. તડકો ચઢી ગયો હતો. તેણે જે હાસ્ય સ્વપ્નમાં સાંભળ્યું હતું તે સુરેન્દ્રનું હતું, એમ તેને જાગૃત થતાં સમજાયું.

પોતાની માતા તથા સુરેન્દ્રને અણધારી રીતે ઉભેલાં જોતાં જ તે શરમાઈ. તે રોષપૂર્વક બોલી: “ મારી ચોકી કરવા સિવાય બીજો ધંધો નથી કોઈને ! ”

સુરેન્દ્ર મૂંગો રહ્યો. નિર્મળાબેન મમતા પૂર્વક બોલ્યાં: “ હવે તારૂં શરીર તો ઠીક છે ને બેટા ? આઠ વાગ્યા છતાં તું ઉઠી નહિ એટલે તારી ખબર કાઢવા આવ્યાં. તેમાં આમ ખીજાય છે શું કામ બેન ! ”

“ અને આજે કસરત નથી કરવી સુરેખા ? ” સુરેન્દ્રે પૂછ્યું. સુરેખા સુરેન્દ્ર તરફ જોઈ રહી. તેની દ્રષ્ટિમાં જાણે ઠપકો હતો. ગઈ આખી રાત તેના મનને ભારે કસરત કરવી પડી હતી, એટલે થાકેલું મન શારીરિક કસરત માટે જાગૃત ન રહી શકયું. ‘ શું સુરેન્દ્ર આ બધું નહિ સમજતો હોય ? કવિતા ને વાર્તામાં તો બધું યે ચીતરે છે. ’ સુરેખાએ મનમાં વિચાર કર્યો.

“ ના, મારી પ્રકૃતિ સ્વસ્થ નથી, એટલે કસરત થાય તેમ નથી. હજુ મને કૃપા કરીને થોડું ઉંઘવા દો. ” સુરેખાએ કહ્યું ને તેણે પડખું ફેરવી આંખ મીંચી દીધી.

એટલામાં ટપાલવાળાએ બૂમ પાડી ને સુરેન્દ્ર ટપાલ લેવા નીચે ગયો. તે દરમ્યાન નિર્મળાએ સુરેખાને તેમની હંમેશની રીતે સમજાવી, ફોસલાવી દાંત મોં સાફ કરવાના કામે લગાડી દીધી.

સુરેખા ચોકમાં મોં ધોઇ રૂમાલ વડે હાથ મોં લૂછતી હતી ત્યાં જ સામેના ખંડમાં બેઠેલા સુરેન્દ્રે હાથમાંનું વર્તમાનપત્ર સુરેખા તરફ ધરતાં કહ્યું: "સુરેખા, જો આ વાંચ. આ અઠવાડિકના તંત્રીએ તારા વ્યાયામ સંમેલન પર ટીકા કરી છે."

સુરેખાએ વર્તમાનપત્ર લઇ દ્રષ્ટિ ફેરવી લેતાં સુરેન્દ્રના હાથમાં મૂકીને દેખીતી નિરસતાથી કહ્યું: "કરે ટીકા. એવી ટીકાને કોણ ગણકારે છે? બીજું કાંઇ લખવાનું નહિ મળ્યું હોય!"

વર્તમાનપત્રના તંત્રી મહાશયે સુરેખાના વ્યાયામ મંડળની પ્રવૃત્તિની નોંધ લીધી હતી અને તે પ્રસંગે યોજાયેલા સંમેલનની મર્યાદિત કાર્યવાહીને સંકુચિતતા તરીકે ગણી ટીકા કરી હતી. સુરેખાએ તે ટીકાની વાતને વધુ ચર્ચાસ્પદ ન બનાવવા ખાતર ટૂંકામાં સુરેન્દ્રને નીરસ લાગતો જવાબ આપ્યો.

"પણ તેને યોગ્ય જવાબ તો આપવો જ જોઇએ." સુરેન્દ્રે વાત આગળ ચલાવતાં કહ્યું.

"એ કામ કવિઓ વધુ સારી રીતે કરી શકે." સુરેખાએ પાસેના ટેબલ નજીક બેસી ચાનો કપ હાથમાં લેતાં કહ્યું.

સુરેન્દ્ર કંઇક અંશે સુરેખાની માનસિક સ્થિતિ પરખી શકયો હતો, એટલે સુરેખાને વધુ ત્રાસ ન આપવા ખાતર તેણે વાત પડતી મુકી દીધી. તે દિવસે ટપાલમાં ચંદ્રપુરથી સુરેન્દ્રની માતાનો પત્ર આવ્યો હતો. તેમાં પોતાની તબિયત ઠીક ન હોવાથી સુરેન્દ્રને જલદી ઘેર આવવા લખ્યું હતું. તે વાત સુરેન્દ્રે સુરેખાને કરી. સુરેખા હવે સુરેન્દ્રની હાજરીથી મૂંઝાતી હતી; છતાં સુરેન્દ્ર અહીં જ રહે તો સારૂં એવી લાલચ પણ તેના મનમાં જાગી ઉઠી હતી.

તેણે સુરેન્દ્રને કહ્યું; "જવાશે બે દિવસ પછી. તબિયત કંઈ વધુ બિમાર હોવાનું લખેલું નથી. સાધારણ મેલેરિયા જેવું હશે."

"ના, પણ હવે હું વધુ રોકાઇ શકું તેમ નથી. મને ચિંતા થયા કરે છે. જ્યારે જાતે જઇને જોઇશ ત્યારે જ મને નિરાંત થશે."

સુરેખા મૂંગી રહી. સુરેન્દ્રને કરગરી જાણે તેને બે દિવસ વધુ રોકવા તેની આંતરિક ઇચ્છા તેને કહી રહી, પણ ગુમાની સુરેખા એમ પ્રગટપણે તો નમતું શી રીતે આપી શકે? આથી તે ઇરાદાપૂર્વક ચૂપ રહી.

સુરેન્દ્રે પૂછ્યું: "તમે કોઈ હમણાં ચંદ્રપુર આવવાનાં નથી?"

"ના, પિતાજી કહે તો જ અવાય: તે ના પાડે છે." સુરેખાએ જવાબ આપ્યો. પછી તે થોડી વારે ફરી બોલી: "સુરેન્દ્ર, આ વખતે તું થોડું રહ્યો પણ આપણે બહુ મજા કરી છે, એટલે તારા ગયા પછી મને ફાવશે નહિ. માટે બે દહાડા વધુ રોકાય તો સારૂં."

"બનશે તો ફરી આવીશ; પણ હાલ તો મને જવા જ દે." સુરેન્દ્રે આગ્રહપૂર્વક કહ્યું. સુરેખા મનમાં તેના પર ખીજાઈ ને ચૂપ રહી.

સુરેન્દ્રનું મન પણ અહીં રોકાવા માટે ઉંડે ઉંડે તલસતુ હતું. પણ તેની માતાની માંદગી જાણ્યા પછી તેમ કરવું તેને અઘટિત લાગ્યું. તેથી તેણે મન પર કાબુ રાખી વહેલી તકે જવાનો નિશ્ચય કરી દીધો.

સુરેખા તે દિવસે સુરેન્દ્ર પ્રત્યેની પોતાની રીસ દર્શાવવાને ખાતર જ કોલેજની હોસ્ટેલમાં એક મિત્રને મળવાને બહાને ઘેરથી બહાર ચાલી ગઈ. તેની સખી માલતી તથા અરવિંદા ઘરે આવ્યાં, તે પણ તેની ગેર-હાજરીમાં સુરેન્દ્રને મળી પાછાં ગયાં. સાંજે તે આવી ત્યારે તેની રીસ ઓછી થઈ હોય એમ લાગ્યું.

"સુરેખા, બાગ તરફ લટાર મારી આવીશું?" બીતાં બીતાં સુરેન્દ્રે પૂછ્યું.

"હું બહુ થાકી ગઈ છું, છતાં તારી ઇચ્છા હોય તો ચાલ જઈ આવીએ." સુરેખાએ સંમતિ આપી.

બાગમાં જઇને પાછા આવતાં સુરેન્દ્રે જોયું કે, સુરેખા બપોર પછી એકાએક ડાહી થઈ ગઈ હતી. તેણે ચંદ્રપુર વિષે, સુધીર વિષે, તથા પોતાની સખીઓ વિષે ઘણી ઘણી વાતો રસપૂર્વક સુરેન્દ્ર સાથે કરી. અને બનશે તો પોતે ટુંક વખતમાં થોડા દિવસ માટે ચંદ્રપુર આવી જશે, એમ પણ કહ્યું.

બીજા દિવસનું પ્રભાત થયું, તે સુરેન્દ્ર તથા સુરેખા બંનેને દુઃખદાયક લાગ્યું. પણ કાળ કોઇને માટે ઓછો થંભે છે? અને કદાચ થંભે તો સંયોગી પ્રેમીઓને તો આનંદ થાય, પણ તે જ પળોમાં વિયોગ ભોગવનારનું શું! આથી જ ડાહ્યું કાળચક્ર કોઇની સલાહ વગર પોતાની રીતે આગળ ચાલ્યા કરે છે. બપોર થયા એટલે સુરેન્દ્ર સ્ટેશને જવા તૈયાર થયો. સુરેખા પણ તેને વળાવવા તેની સાથે સ્ટેશને આવવા નીકળી. પળે પળે પાસે આવતા વિયોગની ચિંતાથી બંનેનાં હૃદય હતાશ જેવાં બની ગયાં હતાં. ઘોડાગાડીમાં સુરેન્દ્રનું વિલાયેલું મોં જોઇને સુરેખા તેની વેદના કળી ગઇ. પોતાનું દુઃખ છુપાવી પ્રણયીને હિંમત આપતાં બોલી: " ઢીલો કેમ થઈ ગયો છે? બનતાં સુધી તો હું રજાઓ દરમ્યાન જ તારાં માજીની ખબર કાઢવા આવી જઇશ."

અમૃત સરખાં આ વાકય સુરેન્દ્રે કાનથી, આંખથી, જીભથી એમ વિધવિધ રીતે આસ્વાદી લીધાં. " જરૂર, હું રાહ જોઈશ." સુરેન્દ્રે ગળું ખુંખારી કહ્યું.

સ્ટેશને આવી સામાન ઉપડાવી ટિકિટ લેઈ સુરેન્દ્ર તથા સુરેખા રૈલ્વેયાર્ડમાં દાખલ થયાં. ગાડી આવવાને પાંચ જ મિનિટ બાકી હતી. સુરેન્દ્ર તથા સુરેખાનાં થડકતાં હૈયાંને વધુ ધડકાવતી આગગાડી એટલામાં આવી પહોંચી. વ્હીસલ થતાં તેના અવાજમાં જાણે નિરાશ થયેલાં પ્રેમીનો નિશ્વાસ નીકળતો હોય તેમ લાગતું હતું.

સારી જગા જોઈ એક ખાનામાં સુરેન્દ્ર ગોઠવાઇ ગયો. સુરેખા બહાર પ્લેટફોર્મ પર જ ઉભી રહી. તેણે કંઇ ન સૂઝવાથી પૂછ્યું: " આ પરીક્ષા પછી શું પ્રવૃત્તિ કરવા ધારે છે?"

"એલએલ.બી. થઈ જાઉં તો, સનંદ લઈ ચંદ્રપુરમાં જ વકિલાત સાથે લોકસેવા કરવા વિચાર છે." સુરેન્દ્રે કહ્યું.

"વકીલોને એ ઠીક ફાવતું આવે છે. કરવી પોતાની પેટસેવા ને કહેવડાવવી લોકસેવા!" સુરેખા હસી; પણ તે હાસ્યમાં દુઃખની ઘેરી છાયા હતી. જાણે આછા વાદળને ઓથે રહીને ચંદ્ર હસતો હતો.

થોડી વારે ગાર્ડની સીસોટી થઈ. તે વિહ્સલે સુરેન્દ્ર તથા સુરેખાના ઉરમાં પોતાની તીણી ચીસથી જાણે મોટો ચીરાડો પાડી દીધો. ઉભેલી ગાડીમાં ચેતન આવ્યું અને તે ચાલી એટલે સુરેન્દ્રે કહ્યું: "સુરેખા, પત્ર લખજે."

"સારૂં!" એટલું જ સુરેખા બોલી શકી. તેની આંખમાંથી આંસુનું એક બિંદુ સરી પડ્યું. તેણે મહાપરાણે સંયમ જાળવ્યો, છતાં તે સુરેન્દ્રના જોવામાં તો આવ્યું જ. ગાડી ચાલી, યાર્ડ બહાર નીકળી ગઈ ને જડ પથ્થરની જેમ ચોંટી ગયેલી સુરેખા નિશ્વાસ નાખી સ્ટેશન બહાર નીકળી. જાણે આખું સ્ટેશન અને શહેર સૂનું થઈ ગયું હોય એમ સુરેખા અનુભવી રહી.

ઘેર આવી સુરેખા ત્રીજા માળે એક ઓરડીમાં ગઈ અને બારણાં બંધ કરીને ખૂબ જ રડી. તેનું હૃદય જાણે કોઈ ચોરી ગયું હોય એમ લાગતાં તે બેબાકળી ફરવા લાગી. કોઈ પણ વાતમાં તેને રસ જ પડતો નહિ.

તેણે એક બે વાર તેની માતાને ચંદ્રપુર જવા કહ્યું, પણ તેના પિતાએ ના કહેવાથી તેની મુરાદ બર આવી નહિ.

સુરેન્દ્રના પત્રની રાહ જોતી, તેના આધારે જ દિવસ વિતાવતી સુરેખા નવલકથાની નાયિકા જેવું જીવન વીતાવવા લાગી. તેની સખીઓ પણ તેનામાં થયેલા આ પરિવર્તનને સ્પષ્ટ સમજી શકી નહિ. અને તેની માતાને તો એ વાત સમજવાની તક પણ સુરેખા મળવા દેતી નહિ.

# [ ૧૭ ] સખીઓનો વાર્તાલાપ

ર્મતિયાળ સુરેખાના જીવનમાં બે ચાર દિવસમાં તો મહાન ઉથલપાથલ થઈ ગઈ. એની ચારે બાજુ પ્રેમની ઉદ્દીપનામય સૃષ્ટિ નૃત્ય કરવા લાગી. પ્રથમની હસમુખી સુરેખા કંઈક ગંભીર બની ગઈ. એકાંતમાં બેસી વિચારો કરવાનું તથા કવિજન સુલભ પ્રેમમય કલ્પનાઓ કરવાનું તેને બહુ ગમવા લાગ્યું. પ્રેમિકો કવિઓને ચાહે છે, તેનું કારણ એ જ કે, કવિઓ લગભગ પ્રેમીઓના જેવી જ સૃષ્ટિમાં જીવે છે. કલ્પનાનો નશો, પ્રેમના હવાઈ તરંગો, પોતાની ભાવનાને અનુરૂપ હૃદયની ફુમાશ એ બધું થોડે ઘણે અંશે દરેક કવિને સુલભ હોય છે. ભાગ્યે જ કોઈ એવો દેશ હશે કે જ્યાં કોઈ પણ યુગમાં એકાદ ઇશ્કી કવિ નહિ જન્મ્યો હોય. આથી ઘણાં પ્રણયીઓ પોતાની વણપોષાયેલી કલ્પનાઓની સિદ્ધિ શોધતાં કવિઓ પાસે જાય છે. કોઈ કોઈ તો જાતે પણ કવિ બને છે અને કોઈકવાર પોતાના સ્વાનુભવને સર્વાનુભવ જેવો કરી મૂકી, બીજાં અનેક જળતાં જીગરોને પણ કવિતાનું શિતળ જળ છાંટી શકે છે.

સુરેખા સાહિત્યનો શોખ તો મૂળથી જ ધરાવતી હતી. પણ તે આજસુધી પ્રેમલાપ્રેમલીની વાતોને હસી કાઢતી. કલાપી કે શેલીને તે ‘બિચારા!’ કહી હસી કાઢતી, નર્મદાશંકર ને દયારામની ઇશ્કભરી

ગરબીઓને તો સળગાવી દેવી જોઈએ એમ તે કહેતી; અને પોતાના આ વક્તવ્યોને જબર દલીલોથી પુષ્ટિ આપી સામા માણસને નિરૂત્તર કરી મૂકતી. પણ છેક મોડો મોડો પણ તેને એ દલીલોનો કુદરતી જવાબ મળ્યો. છેલ્લા બે ત્રણ દિવસથી તે છાનીમાની આ કવિઓની સામગ્રી શોધી રહી હતી. નર્મકવિતા તો ઘરમાં જ જૂના વખતની ખરીદાયેલી પડી હતી, તેણે તે સુરતી કવિની પ્રેમ નીતરતી કવિતાઓ શોધી વાંચવા માંડી. એક, બે, ત્રણઃ તેને રસ પડવા લાગ્યો. કેટલીક કવિતાઓ તો જાણે તેની પોતાની સ્થિતિના પ્રતિબિંબ જેવી—જાણે પોતાને માટે જ કવિએ લખી રાખી હોય તેમ લાગ્યું. એ કવિતામાં ક્લિષ્ટ રચના ને ખરબચડા વિચારપ્રવાહો વહેતા તે એની જાણમાં પ્રથમથી હતું; એમાં અછકલાપણું ઘણું છે, એમ પણ તે અગાઉ ટીકા કરતી; પણ અત્યારે તે ટીકા યાદ ન રહી. તે નર્મકવિતામાંથી જાણે અમૃતપાન કરી રહી. એક ગરબીની ચાર પંક્તિઓ વાંચી તે ફરી ફરી ગાવા લાગીઃ

* સખી રૂઠ્યો છે આજ રસિક શામળો જો,
હશે પાતળાના પેટમાં શો આમળો જો. સખી૦

સખી ખાવા ધાયે છે ચંદન ખાટલો જો;
નથી કોદિ રિસાયો તે સુંદર આટલો જો. સખી૦

સુરેખા આ પંક્તિઓ રસપૂર્વક ગાઈ રહી હતી અને હૃદયમાં અવનવાં સંવેદનો અનુભવી રહી હતી. એટલામાં તેની સખી માલતી તથા અરવિંદા ત્યાં આવી પહોંચી. એકાએક તેમને જોઈ સુરેખા સંકોચથી સ્વસ્થ થઇ પુસ્તકનાં બીજાં પાનાં ફેરવતી હોય તેવો ઢોંગ કરવા લાગી.

---

* નર્મકવિતા : વિભાગ, ૨ જો. પૃષ્ઠ ૬૬૧.

"કેમ શું વાંચવા માંડયું છે ?" અરવિંદાએ આવતાં જ પૂછયું.

"અમસ્તી, આ જરા નર્મકવિતા જોતી હતી." સુરેખાએ કહ્યું. કોઈ માણસ જે કામ પોતાની મેળે કરતું હોય તેને તે કદાપિ પોતાના મનથી નકામું કે અમસ્તું નથી હોતું; છતાં બીજાનું ધ્યાન ન ખેંચાવા દેવા જ તે હંમેશાં 'અમસ્તુ' 'સહેજ' એમ દંભથી બોલે છે.

સખીઓએ બેઠા પછી માલતીએ પુસ્તક હાથમાં લઈ કહ્યું: "ઓહો, ઘણું જૂનું છે ને! પણ આ નર્મદાશંકરમાં તો તને કંઈ રસ ન હતો. તેને આજે શા માટે ઉથલાવે છે ?"

"સુરેન્દ્રે આ કવિ માટે એક બે વિધાનો કરેલાં, એટલે તે યાદ આવતાં, પુસ્તક ઘરમાં જ ધૂળખાતું પડયું હતું ત્યાંથી ખેંચી કાઢયું." એવા કોઈ પુસ્તકને શોધવા મથતો તેનો પોતાનો જીવ જ ધૂળ ફાકતો હતો, એ તો તેણે ન જ કહ્યું.

"એ કવિ યુવાનીમાં ઈશ્કી હતા, સુધારાના હિમાયતી હતા, પણ પાછળથી તેમના વિચારો બદલાયેલા." માલતીએ પુસ્તક ભોંય મૂકતાં કહ્યું.

"હા. સુરેન્દ્રનું પણ એ જ કહેવું હતું. અને એનો હૃદયપલટો કવિના અભ્યાસથી આપણને સહજ સમજાય તેમ છે, એમ પણ કહ્યું હતું. પણ આપણે કયાં વિવેચક થવું છે ?" મંદસ્મિત કરતી સુરેખાએ પોતાની ચોરી ઉપર ઢાંકપીછેડો કરવા માંડયો.

"ઘણા સાહિત્યકારોને યૌવનને વીત્યા પછી પોતાના વિચારોમાં ક્રાન્તિ કરવી પડે છે. યૌવનનો ઉન્માદ જ એવો છે." છલકતા યૌવનને કિનારે ઉભેલી સખીઓમાંની એકે યૌવનની ફિલસુફીનું સર્વમાન્ય સૂત્ર ઉચ્ચાર્યું.

"પણ એવા બહુ થોડા જ હોય છે. સાહિત્યકારની દ્રષ્ટિ બીજાઓ કરતાં વધુ વિશાળ હોવાથી, તે જમાનાથી આગળ પણ જોઇ

શકતો હોવો જોઈએ. એવા દ્રષ્ટાને વળી એક જ જીવનમાં બે વેશ શા માટે ધરવા પડે ?" માલતી બોલી.

"પણ કોઈ વખત એમ બની જાય છે ખરૂં. આપણે ત્યાં જ નહિ, પશ્ચિમના દેશોમાં પણ તેવું જ બને છે. ફ્રાન્સના એક સુપ્રસિદ્ધ નાટકકાર જ્યાં રાસિન (Jean Racine) ને માટે પણ એવું જ બનેલું. એનું આખું યૌવન વિલાસ ને ઇશ્કમાં ગયેલું અને તેના સાહિત્યમાં પણ તે ભાવના ઉતરી હતી. પણ છેવટે તે મહાપુરુષને પાછળથી પોતાના ગત જીવન માટે પસ્તાવો થયો ને તેણે પોતાનો રાહ બદલ્યો. પાછળથી તે ચુસ્ત પ્રભુભક્ત બની ગયો." અરવિંદાએ કહ્યું.

"તું ઠેઠ Racine સુધી પહોંચી ગઈ. ખૂબ વાંચે છે કંઇ ?" સુરેખાએ આશ્ચર્ય પામી પૂછ્યું: માલતી પણ હસી.

"મારા ભાઈ હમણાં રાસિન વાંચે છે. તેમણે થોડી વાત કરેલી ને મેં પણ તેના જીવનની ટૂંક માહીતી વાંચી હતી. પ્રભુભક્ત બન્યા પછી રાસિને નાટક તો લખ્યું જ હતું પણ તે પ્રભુમય જીવન અને રાષ્ટ્રસેવાના વિષયને લગતું. તેણે એ વિષે કહેલું કે—

And he for whom wild passions have a charm
Kindled by fictions frivolous and vain,
Who love profane and pagan spectacles,
Whose ears are not attuned to solemn words,
The sacred joys I bring are not for you,
Fly, for all here breathers God, and peace and truth.

અરવિંદા કડકડાટ બોલી ગઈ. એ બોલવાની લઢણમાં ગર્વ અને પોપટિયાપણું હતું તે સ્પષ્ટ દેખાઈ આવતું હતું. તે પુરૂં થતાં જ સુરેખા અને માલતી હસી પડયાં. "વાહ ! ઠીક પઢી લીધું છે !" સુરેખા બોલી.

"— પોપટની પેઠે, એટલું ઉમેરવાનું ભૂલી ગયાં ?" માલતી હસી. અરવિંદા આ સખીઓને માનની નજરે જોતી, એટલે ચૂપ રહી,

અને ખરેખર તેણે આ તથા આવી બીજી કેટલીક પંક્તિઓ બીજાઓને સંભળાવવા ગોખી રાખી હતી.

"એના મોટા ભાઇ પણ સાહિત્યના સરસ અભ્યાસી લાગે છે." સુરેખાએ અરવિંદાને બહુ ખોટું ન લગાડવા વાત બદલી.

"તેમની પ્રવૃત્તિ સુરેન્દ્રભાઈને મળતી જ છે. સુરેન્દ્રભાઈના જેવો જ એ વિષયમાં તે રાતદિવસ રસ લે છે." ભાઈની પક્ષપાતી અરવિંદા બોલી.

"સુરેન્દ્રની સર્જનશક્તિ તો ખરેખર અદ્દભુત છે." માલતીએ વખાણ કર્યાં; ને તે સાંભળતાં સુરેખાના શરીરે આનંદથી બાણું ક્રોડ રૂંવાડાં એકીસાથે બેઠાં થઈ ગયાં. 'સુરેન્દ્ર'ના નામમાં પણ હવે તેને અનિર્વચનિય મીઠાશનો ભાસ થવા માંડ્યો. એ ત્રણ અક્ષરોના ઉચ્ચારે તેનું હૃદય હર્ષનો ઘૂઘવાટ અનુભવતું.

"હા, તેની કવિતાઓ તેની સાક્ષીરૂપ છે." હૃદયમાં મલકાતી સુરેખાએ ટૂંકમાં સંમતિ આપી.

"સુધીર અને સુરેન્દ્રની જોડીની મૈત્રી ખરેખર અપૂર્વ છે. એ બે સાથે રહી, ધારે તે કાર્ય સિદ્ધ કરી શકે એમ છે." અરવિંદા બોલી.

"સુધીરનો શારીરિક તથા માનસિક વિકાસ ખરેખર અદ્દભુત છે!" માલતી બોલી. સુરેખાની દૃષ્ટિ સમક્ષ સુધીર અને સુરેન્દ્ર બંને તરવરી રહ્યા. બંને તેને ગમતા હતા; પણ એક જાણે તેના જીવનપર આધિપત્ય ભોગવવા લાગ્યો હતો. તેના જીવનપર એ પોતે આધિપત્ય ભોગવતી હતી, તેનું તો એને પુરૂં ભાન ન હતું; એટલે એમજ માને ને?

'સુધીર અને સુરેન્દ્ર બંને પોતાના મિત્રો હતા, બંને તરફ તેને સ્નેહની ભાવના હતી. છતાં સુરેન્દ્ર આટલો પ્રિયતમ કેમ થઈ પડ્યો?' સુરેખાના મનમાં જ પ્રશ્ન ઉઠ્યો. ઘણી વાર વિચાર કર્યા પછી તેને એ પ્રશ્નનો જવાબ તો ન મળ્યો; પણ સુધીર અને સુરેન્દ્રના

રૂપ, ગુણ, બુદ્ધિ ને લાયકાતની તે તુલના કરવા લાગી. ઘડીકમાં સુધીર તો ઘડીકમાં સુરેન્દ્ર તેને વધુ સારો લાગતો. પણ 'સુરેન્દ્ર તે સુરેન્દ્ર' એમ તેનું ઉર છેવટે પૂકારી ઉઠતું.

"મને તો બંને અજબ લાગે છે." સુરેખા થોડી વારે બોલી. પછી કૉલેજના શિક્ષણ વિષયક વાતો નીકળી. સુરેખાને તેમાં ઓછો રસ પડતો હતો, છતાં તે વચ્ચે વચ્ચે હસતી હતી અને બંને સખીઓને વાતચીતમાં પોતે રસ લે છે, એમ બતાવી રહી હતી.

થોડીવારે બંને સખીઓ ગઈ અને સુરેખા એકલી પડતાં જ પાછી ઉંડા વિચારોમાં ડૂબકીઓ મારવા લાગી.

"ઓધવજી છે અળગી રે વાત એક પ્રેમ તણી"

એ કૃષ્ણઘેલી વામાઓની ઉક્તિ એકાએક સુરેખાના મગજમાં સ્ફુરી આવી. તે હાઇસ્કુલમાં ભણતી ત્યારે ગુજરાતીના વિષયમાં આ કવિતા તેના અર્થ સાથે તેને શીખવવામાં આવી હતી; પણ તેનો ખરો અર્થ તો તેને આજે જ સમજાયો.

સુરેખા વારંવાર તે પંકિત મનમાં ગૂંજતી સુરેન્દ્રનો વિચાર કરી રહી. 'અત્યારે તે શું કરતો હશે? હું તેને જેટલા પ્રેમથી ઝંખુ છું તેટલા જ પ્રેમથી એ મને ઝંખતો હશે?' આ પ્રશ્નો સુરેખાના મનમાં એક પછી એક ઉઠવા લાગ્યા. તેને નદીકિનારે ફરવા ગયેલાં તે વખતે સુરેન્દ્રે ઉચ્ચારેલાં પ્રણય નીતરતાં વાક્યો યાદ આવ્યાં. એવી લાગણી દર્શાવનાર સુરેન્દ્ર જરૂર તેને અહરનિશ ઝંખતો જ હશે એમ સુરેખાએ માન્યું.

સુરેખાએ સુરેન્દ્રને પ્રણય ભાવનાથી ભરેલો એક પત્ર લખ્યો હતો. તે વાંચી સુરેન્દ્રને કેવું લાગશે? પોતાની હાંસી તો નહિ કરે? અગર તે પણ તેવા જ ભાવથી ભરેલો પ્રત્યુતર લખશે? દરેક બાબતમાં સુરેખાને પ્રશ્નો ઉઠતા ને તેનો નિર્ણય પણ લાંબાલાંબા વિચારો પછી તે પોતે જ કરી લેતી હતી.

એક વાર તેણે પોતાના મનોમંથનો માલતીને જણાવવા વિચાર કર્યો, પણ તેનો માની સ્વભાવ વચ્ચે આવ્યો. માલતી હાંસી કરશે તો? 'સુરેખા બસ પીગળી ગઈ કે?' એમ કહીને તે કટાક્ષ કરે તો પોતે શું જવાબ આપે? આમ વિચાર કરી તેણે પોતાની પ્રણય-કથની કોઇને ન કહેતાં, પોતાનાં સંવેદનો સુરેન્દ્ર આગળ જ પત્રદ્વારા ઠાલવવા માંડયાં.

---

# [ ૧૮ ] ચંદ્રપુરમાં

આ રેખા જુનીઅર બી.એ.માં હતી એટલે પરીક્ષાનો હાઉ દૂર હોવાથી બહુ વાંચવાની ચિંતા ન હતી. કોલેજમાં તે જતી તો પણ છેલ્લો એકાદ પિરિયડ છોડી દઈને ઘેર આવતી; અને ગુજરાતી તથા અંગ્રેજી ભાષાનાં પ્રેમના દર્દથી છલકાતાં કાવ્યો તથા નવલકથાનાં પુસ્તકો વાંચવામાં મશગૂલ રહેતી. સુરેખાના અભ્યાસ તથા રીતભાતમાં આવેલો આ પલટો માલતી વગેરેથી અજાણ્યો રહ્યો નહિ. પણ તેનું કારણ તે કોઈ સમજી શક્યાં નહિ.

વ્યાયામ મંડળમાં સુરેખા જતી; પણ તેમાં તે પ્રથમના જેટલો ઉત્સાહ લેતી ન હતી. સુધીરના પત્રો આવતા તેમાં તે બાબતની ચર્ચા થતી. તોપણ સુરેખાએ એ મંડળનો ભાર હળવે હળવે પોતાને માથેથી ઉતારી બીજી વિદ્યાર્થીનીઓને સોંપવા માંડયો. આથી એક બે છોકરીઓએ તેને ચેતાવી કે, “તમે આમ કરશો તો આ મંડળ લાંબો વખત નહિ ચાલે.”

“ચાલે કે ન ચાલે, પણ આવા મંડળમાં દરેકને વારાફરતી કાર્ય કરવાની અને સંચાલનની તાલીમ મેળવવાની તક આપવી જોઈએ. સરમુખત્યારીની પદ્ધતિ મને પસંદ નથી.” સુરેખા પોતાની દલીલ જણાવતી. આમ તેણે તે સંસ્થાને બીજાના હાથમાં સોંપતાં

પણ સૌને દલીલ પૂર્વક તે વાત સ્વીકાર્ય કરાવી અને યશ લીધો. સુરેખા સ્વાસ્થ્યરક્ષા માટે રોજ ઘર આગળ કસરત તો કરતી જ રહી હતી. પણ આ મંડળની જંજાળ હવે તેને બહુ રસપ્રદ ન રહી. તેનું ધ્યાન સુરેન્દ્ર ઉપર જ કેન્દ્રિત થઈ ગયું હતું. એટલે તેણે આ જંજાળ છોડવા માંડી હતી. અને સુરેખા જેવી ઉત્સાહમૂર્તિ વિના તે પ્રવૃત્તિ પણ મંદ પડવા લાગી.

સુરેન્દ્રને પત્રો લખવા તથા તેના આવેલા પત્રો વાંચવા અને પ્રેમકથાઓ કે કાવ્યોનું વાંચન કરવું એ જ સુરેખાનો મોટો વ્યવસાય થઈ પડયો. જોતજોતામાં દિવસો ને મહિનાઓ વિતવા લાગ્યા ને સુરેન્દ્રની બીજી એલએલ. બી. ની પરીક્ષા નજીક આવી પહોંચી. દેશ-ભરના યુવક–યુવતી જેના પર મુગ્ધ બની ગયાં છે, એવી પરીક્ષા-દેવી દિનપ્રતિદિન એના ઘોરતમ અભિસાર કાજે નિકટ આવી રહી હતી. યુવક–યુવતીઓનાં હૃદય વધુ ને વધુ જોરથી ધબકી રહ્યાં હતાં: પ્રેમના સંવેદનથી કે ભયથી, તે સમજાયું નહિ. પરીક્ષાદેવીની ઉપાસનાની સાથે સાથે સુરેખાદેવીની ઉપાસના કરવી જરા મુશ્કેલ પડશે, એ ખ્યાલથી અગાઉથી જ સુરેખાને સુરેન્દ્રે જણાવી દીધું હતું કે, 'હવે મારો પત્ર પરીક્ષા પૂરી થયા પછી જ આવશે; ત્યાં સુધી મારૂં સઘળું ધ્યાન પરીક્ષાના કામમાં પરોવાઈ જશે. પરીક્ષાદેવીને પ્રસન્ન કરવા એટલું આવશ્યક છે એમ તું પણ માનશે જ. પરીક્ષાની ઈર્ષ્યા તો નહિ થાયને?'

સુરેખા સુરેન્દ્રના પત્રની રાહ જોતી રહી, અને તે એક દિવસ આવ્યો પણ ખરો. એકાંતમાં જઈ તે વાંચ્યો, પુનઃ પુનઃ વાંચ્યો ને છાતી સરસો દાબ્યો. પત્રમાં સુરેન્દ્રની પરીક્ષા પૂરી થયાના સમા-ચાર હતા, તથા પોતે બે ત્રણ દિવસ પછી ચંદ્રપુર જશે અને આવતી રજાઓમાં ત્યાં જ રહેશે એમ તેણે જણાવ્યું હતું. છેક છેવટે સુરેખાને પણ તે દરમ્યાન ચંદ્રપુર અવાય તો થોડો વખત આવવા આગ્રહ કર્યો હતો. એ છેવટનો ભાગ સુરેખાએ ફરી ફરી વાંચ્યો ને તેમાંથી ફુટી નીકળતા અપ્રગટ પ્રેમરસના ઘૂંટડા પી રહી.

સુરેખાની કૉલેજ બંધ થવાને પણ થોડાક દિવસની જ વાર હતી. તેણે માતાને આગ્રહપૂર્વક ચંદ્રપુર જવા માટે કહ્યું. માતાએ કહ્યું: "તારા બાપુ કહે તો આપણે બધાં જઈએ." પણ એના બાપુ ચંદ્રપુર જવાની વાતથી ખીજવાતા. ગયા વખતે ત્યાં ગયેલા ત્યારે છોકરાંઓએ જે નિરંકુશ જેવું વર્તન ચલાવ્યું હતું તે તેમને ગમ્યું ન હતું. અને નાનકડા શહેરમાં લોકો પોતાની તથા પોતાના કુટુંબની ચર્ચા કરે એ એમને પસંદ ન હતું. એટલે એમણે ચંદ્રપુર થોડા વખત માટે પણ આવવાની ના પાડી; તેમ નિર્મળાબહેન કે સુરેખાને પણ જવાની સંમતિ આપી નહિ.

બીજો પ્રસંગ હોત તો સુરેખા રીસાઈને મનનું ધાર્યું કરાવત; પણ અત્યારે તો તેના હૃદયમાં વહી રહેલા પ્રેમના ઝરણે તેને અક્કડ અને નઠોર ન બનવા દીધી. તેને ખોટું તો લાગ્યું જ. તે આખી રાત પથારીમાં પડી પડી રડી. સવારે ઉઠી ત્યારે તેની આંખો લાલ-ચોળ બની ગઈ હતી ને શરીરમાં તાવ પણ ભરાયો હતો. નિર્મળાબહેને આ જોયું ને સુરેખાને ગોદમાં લઈ માથે હાથ ફેરવતાં તેની ખબર પૂછી, પણ સુરેખા કાંઈ જ બોલી નહિ. ઘણું પૂછતાં તે રડવા લાગી, એટલે નિર્મળાબહેન ચૂપ રહ્યાં.

સુરેખાની તબિયત લથડવા લાગી. ડૉકટરની દવા તેને પીવી ગમતી ન હતી, છતાં તે પાવામાં આવતી; પણ તે નિરર્થક ગઈ. સુરેખા વારંવાર ચંદ્રપુર જવા માતાને કહેવા લાગી. છેવટે હવાફેર કરવાથી સુરેખાને ઠીક થશે, એવો પ્રસ્તાવ નિર્મળાએ ગુણવંતરાય આગળ મૂકયો; ને સુરેખાની લથડતી તબિયતથી ચિંતાતુર થયેલા ગુણવંતરાયે છેવટે તે કબુલ કર્યું અને તેઓએ સહકુટુંબ ચંદ્રપુર જવા તૈયારી કરવા માંડી.

ચંદ્રપુર આવ્યા પછી સુરેખાના હૃદય પરનો બોજો ખસી ગયો અને તે સુરેન્દ્રના સહવાસમાં પ્રફુલ્લ પોયણી શી ખીલવા માંડી. તેની તબિયત સારી થઈ ગઈ અને તે ઘણા દિવસે ચંદ્રપુર આવેલી

હોવાથી પોતાની સખીઓ વગેરેને મળવા ઉમંગભેર ચંદ્રપુરમાં ઘૂમી રહી.

રોજ સાંજે સુરેન્દ્ર તથા સુરેખા ફરવા જતાં ને પોતાના હૃદયના અપ્રગટ ભાવો વિવિધ ચર્ચાઓને બહાને પ્રગટ કરતાં, અપૂર્વ આનંદનો ઉપભોગ કરતાં. રમેશ પણ કામધંધાના રોકાણને લીધે વધુ ન રોકાવાથી વચ્ચે ચાર દિવસ આવી ગયો અને આ સ્નિગ્ધ વાતાવરણમાં રહી થોડીક શાંતિ મેળવી પાછો વડોદરા ચાલ્યો ગયો. ગુણવંતરાયની ગેરહાજરીમાં તેને પોતાના કામ ઉપરાંત સુરતનું કામ પણ વખતો વખત સંભાળવાનું હતું; એટલે ગુણવંતરાય પોતે પણ રમેશને વધુ રોકાવા દેવા ખુશી ન હતા. રમેશ ગયો પણ જતાં જતાં માતાને સુરેખા માટે બે શબ્દો કહેતો ગયોઃ

"બા, સુરેખાને હવે ખાસ સંભાળજો. એને વારે ઘડીએ બાપાજી માઠું ન લગાડે તે જોતાં રહેજો."

"કેમ તને કાંઇ તે બાબત ફરિયાદ તો નથી મળી ને?" માતાએ પૂછ્યું.

"ના, હું સહજ કહું છું. સુરેખાનું મન હવે બદલાયું લાગે છે." રમેશે માતાને ઘન અર્થસંભારથી ભરેલું સૂચન કર્યું. માતા મનમાં હસી, પુત્રીના મનોભાવોનું અંતરમાં પૃથક્કરણ કરી રહી. રમેશની સૂચનાએ નિર્મળાબહેનને સુરેખાની બાબતમાં વધુ જાગૃત કરી મૂકયાં. થોડાક વિચાર કરતાં જ તેમને સુરેખા માટે નવી દૃષ્ટિ પ્રાપ્ત થઇ. "છોકરી બદલાઇ છે ખરી!" તે મન સાથે બોલ્યાં અને ઉંડા વિચારમાં પડયાં.

થોડાક દિવસમાં અમદાવાદથી સુધીર પણ ચંદ્રપુર આવી પહોંચ્યો. તેના આગમનથી વળી સુરેખા તથા સુરેન્દ્રના આનંદમાં વૃદ્ધિ થઈ. આ ત્રિપુટી રોજ સાંજે ફરવા જતી ને જાતજાતની ચર્ચાઓમાં મશગૂલ બનતી.

"સુધીર, તું તો હવે સોળે સોળ આના મહાત્મા ગાંધી બની જવાનો." સુરેન્દ્રે કહ્યું.

"મહાત્મા ગાંધી પ્રથમથી જ છે ને! જરા જન્મવામાં જ ભાઈ સાહેબ પાછળ રહી ગયા!" સુરેખા હસી.

"મહાત્માજી જેવી વિભૂતિની હાંસી આમ ન થવી જોઈએ. મારી ટીકા, હાંસી તમારાથી થાય તેટલી કરો. પણ બાપુજીની ટીકા તેમને જાણ્યા–સમજ્યા વગર કરનાર દોષિત થાય: પાપમાં પડે છે." સુધીરે ગંભીરતાપૂર્વક કહ્યું.

"અમારે ક્યાં ટીકા કરવી છે?" સુરેન્દ્ર બોલ્યો.

"મને મહાત્મા કહેવામાં તમને શું મઝા આવે છે? એથી સાચા મહાત્માનું આપણે અપમાન નથી કરતા?" સુધીરે પૂછ્યું.

સુરેખાએ સુધીરની લાગણી પરખી વાત બદલી: "એક વાર મારે આશ્રમ જોવા આવવું છે: લઈ જશો?"

"જરૂર. આ વખતે મારી સાથે જ ચાલો. બાપુજી પણ હાલ ત્યાં છે, એટલે દર્શનનો લાભ મળશે."

"સુધીરભાઇની સૃષ્ટિ બાપુમય જ થઈ રહી છે." સુરેખાનાં પાણીદાર નેત્રો આનંદપૂર્વક થનગની રહ્યાં. સુરેન્દ્ર પણ હસ્યો.

"હું તે જાણી ખૂશી થાઉં છું. આજે આ પડેલા દેશમાં એવી મહા વિભૂતિની સૃષ્ટિને જ સૌએ પોતાની કરી લેવાની જરૂર છે. મતમતાંતરોની પરંપરા ઉભી કરી, આજ સુધી ખૂબ લડીલડીને આપણે જ દેશની પાયમાલીનું કારણ બન્યા છીએ. હવે એ સ્થિતિ ટળવી જોઇએ." સુધીર સુરેખા સામે જોઈ બોલ્યો.

"ત્યારે પહેલાં તમે તમારી અલગ સંસ્થા ઉભી કરી, નવો ચોકો બનાવવા શા માટે ઇચ્છતા હતા?"

"તે ભૂલ હવે મને સમજાઈ છે." સુધીરે કહ્યું.

સુરેન્દ્ર સુધીરની વાત રસથી સાંભળતો હતો. તેમાં તે સંમત પણ હતો: છતાં સુધીરને વધુ રસે ચઢાવવા તેણે ધીમેથી કહ્યું: "આશ્રમ અને મહાત્માજી વિષે કેટલાક માણસોની ટીકાઓ વિષે તમે સાંભળ્યું તો હશે જ."

"હા, બિચારાં કસ્તુરબાને જરા જેટલીય સ્વતંત્રતા નહિ. પોતાની પાસે બે રૂપિઆ રાખ્યા તેમાં તો—" અંબોડામાં ખોસેલું ગુલાબ સરખું કરતાં સુરેખા બોલી. હવે રસ જામશે એમ વિચારતો સુરેન્દ્ર સુરેખા ભણી જોઈ રહ્યો હતો. સુરેખા પુરૂં કરે તે પહેલાં જ સુધીર બોલી ઉઠ્યો, "હું એ બધી વાતો જાણું છું; અને એવી ટીકા કરનારાઓની મહાત્માજીના ચારિત્ર્ય સાથે મેં તુલના પણ કરેલી છે. મને માત્ર એ ટીકા કરનારાઓની દયા જ આવે છે."

"તમે કહો તે જ ખરૂં? બીજા બધા ખોટા?"

"ના, હું કહું તે ખરૂં નહિ, પણ દુનિયા કહે તે તો ખરૂં માનવું જ પડે. સત્યના અડગ પૂજારી તરીકે બાપુજીને આખું જગત ઓળખે છે, અને એમના વિષે જગતના ખૂણે ખૂણે જે અભિપ્રાય છે, તેને આપણે અવગણી ન શકીએ." સુધીર બોલ્યો.

થોડીવારે તે ફરી બોલ્યો: "હું માનું છું કે, દેશના રાજકિય વાતાવરણમાં કટોકટીનો મામલો ઉપસ્થિત થઈ રહ્યો છે, અને તેમાં આ સંત પુરુષ અપૂર્વ ચમત્કાર કરી બતાવશે."

સુરેન્દ્ર તથા સુરેખા સાંભળી રહ્યાં. સુધીર આગળ ચાલ્યો: "હું તો તમને પણ મારાં મિત્રો તરીકે વિનવું છું કે, તમે પણ સ્વાર્થને અળગો કરી, રાષ્ટ્રના ઉત્થાન માટે બાપુજીના મહાન્ કાર્યમાં સામેલ થાઓ. તમારી શક્તિઓનો સાચો ઉપયોગ ત્યાં જ કરવો ઉચિત છે."

"સુરેખા! સુધીરની વાત સાચી છે." સુરેન્દ્ર સુધીરની લાગણી જોઈ બોલ્યો.

"તો ચાલો આપણે પણ આશ્રમમાં જોડાઈએ." સુરેખાએ સ્મિત કર્યું. સુરેન્દ્ર એ મોહક સ્મિતની વીજળી જોઈ ચૂપ રહ્યો. એને કદાચ કોઈ કવિતાની કલ્પના આવી હશે!

"બધા આશ્રમમાં આવે તો જ દેશભક્ત બને એમ પણ હું નથી માનતો. દેશ માટે લાગણી ધરાવવી અને તેને માટે સ્વાર્થની આહુતિ આપવા તયાર રહેવું એ જ મોટી વાત છે." સુધીરે કહ્યું.

"અમે આશ્રમમાં આવીએ તો તમારી કિંમત કદાચ ઘટે, એવો ભય તો નથી લાગ્યો ને?" સુરેખા ફરી હસી પડી.

"ના, ના. એથી તો મારી કિંમત ઉલટી કદાચ વધે." સુધીરે પણ મંદ હાસ્ય કરી કહ્યું.

સુરેન્દ્ર પણ હસ્યો. પશ્ચિમમાં ઉપસી આવેલા એક લાલગુલાબી વાદળ તરફ તથા સુરેખાના વદન તરફ તે વારંવાર જોતો હતો.

# [ ૧૯ ] પિતાનો રોષ

ઉમેશે નિર્મલાબહેનને સુરેખાની બાબતમાં દેખતાં કરી મૂકયાં એટલે નિર્મળાબહેનની ચિંતા વધવા લાગી. આઠે પ્રહર એ જાણે અજાણે પોતાની આંખ આગળ સુરેખાને જ દેખવા લાગ્યાં. સુરેખાના લગ્નની વાતે તેમને ઉંઘમાં પણ અજંપો થવા લાગ્યો. રાતદિવસ તેઓ એ બાબત જાતજાતની કલ્પનાઓ કરતાં ને ઘણીવાર તો પોતાની યુવાવસ્થાના દિવસો યાદ કરી કરી, ગત સ્મરણો તાજાં કરતાં. સુરેખાની ઉંમરે તેઓ પરણી સાસરે આવી ગયાં હતાં, તે વખતે તેમના હૃદયમાં નવોઢાના મુગ્ધ છતાં મનોરમ ભાવો શ્રાવણની સરિતા પેઠે છલકાતા હતા. યૌવન-મંજરીની મ્હેકથી એમનો પ્રાણ થનગની ઉઠયો હતો. આજે એ જ ઉંમર સુરેખાની હતી. એના હૃદયમાં શું યૌવનજનિત ઉન્માદ રાગિણીના સૂર નહિ ઉઠતા હોય? 'એના સ્ત્રીત્વને જીવનસહચારના સાથની ઉત્કટ ભૂખ નહિ લાગી હોય? એને શું કાંઈ નહિ થતું હોય?' નિર્મળાબહેન આવા વિચારમાં ડૂબી જતાં.

"સુરેખા, શું વાંચે છે?" ટેબલ આગળ બેસી વાંચતી સુરેખાને નિર્મળાબહેને પૂછયું. અમૃત નીતરતો પૂર્ણેન્દુ પ્રફુલ્લ નયને ધરતીને નિરખે તેમ નિર્મળાબહેન સુરેખાના દેહને નિરખી રહ્યાં હતાં.

" કંઇ નહિ બા !" સુરેખાએ જરા સંકોચથી કહ્યું. એના હાથમાં હતો 'કલાપીનો કેકારવ' અને તેમાંથી એ વાંચતી હતી 'હૃદય ત્રિપુટી'નું કાવ્ય. એ વાંચતાં એને ખૂબ મઝા પડતી હતી. અગાઉ કેટલીય વાર એ કાવ્ય તે વાંચી ગઈ હતી. એ કાવ્યના સ્મરણ સાથે જ એને સુરેન્દ્ર, અરૂણા અને પોતાની સ્થિતિ યાદ આવી જતી. 'એ પણ એક પ્રણયત્રિકોણ જ હતો ને ?' તે મનમાં વિચાર કરતી.

" શું વાંચે છે ? કંઈક નવલકથા હશે !" નિર્મળાબહેન સામેની ખુરશી પર બેસતાં બોલ્યાં.

" ના, કેકારવ છે, કલાપીનો." અસ્પષ્ટ સાદે સુરેખા બોલી. નિર્મળાબહેન સુરેખાનું મન જાણે એક જ પ્રશ્નથી પામી ગયાં હોય તેવો સંતોષ અનુભવી રહ્યાં. સુરેખાના હૃદય–મયુરનો કેકારવ જાણે તેમના કર્ણમાં સંભળાઈ રહ્યો. પણ એ મયુર ગગનના કયા મેઘ પર મુગ્ધ બની ગયો હતો તે તેમને સ્પષ્ટ ન થયું.

" ક્યાંથી લાવી ? આપણે ત્યાં તો એ પુસ્તક નથી." તેમણે સહજ પૂછ્યું.

" ના, સુરેન્દ્રે વાંચવા આપ્યું છે. એને આ કવિ ને એની કવિતા બહુ જ પ્રિય છે." સુરેખાએ સ્વાભાવિક પ્રશ્નનો સ્વાભાવિકપણે જવાબ આપ્યો.

પણ તે સાંભળતાં જ જાણે મેઘમાં વસેલી વીજળીનો ચમકાર નિર્મળાબહેને જોયો ને તે ચમકારાના પ્રકાશમાં તેમણે ગગનમાં મેઘમૂર્તિને નિહાળી. તે મેઘમૂર્તિને સુરેખાનો હૃદય–મયુર કેકાની અંજલી અર્પી રહ્યો હતો એમ તેમને ભાસ થયો. સુરેન્દ્ર જેવા સમજુ ને ચાલાક છોકરા પર સુરેખાની આંખ ઠરી હોય તો ખુશ થવા જેવું હતું, એમ નિર્મળાબહેનને લાગ્યું. પણ ગુણવંતરાયને તો તે ઓળખતાં હતાં. તે આવા સારા છોકરાને પણ ગરીબાઈના કારણે ભાગ્યે જ સ્વીકારવા તૈયાર થાય તેમ હતા. પણ પોતાની

કલ્પના ખરી હોય ત્યારે ને? વખતે સુરેખાના મનમાં શું યે હોય? નિર્મળાબહેન પોતાના મન સાથે જ પ્રશ્નો પૂછી પૂછી સ્વકલ્પનારચિત ખુલાસા મેળવી લેવા લાગ્યાં.

સુરેખાના પ્રણયઝરણના પ્રવાહનો ઢોળાવ કયા સાગરપ્રતિ હતો તેનો વિચાર કરતાં નિર્મળા રમેશને પણ ભૂલ્યાં નહિ. "એ છોકરો પણ હજી લગ્નની વાત સરખી કરવા દેતો નથી." એ બબડયાં. "ભાઈ બેન બેઉ સરખાં છે. હશે, પણ સુરેખાના ઉરનો પ્રવાહ હવે કોઈ એક દિશામાં વહેવા ઉન્મુખ બનેલો છે, એની તકેદારી રાખવી પડશે." નિર્મળાબહેને વિચાર કર્યો.

એક વાર તક જોઈ તેમણે ગુણવંતરાય આગળ વાત કાઢી કહ્યું, "હવે, કામધંધામાંથી માથું જરા ઉંચું કરો તો ઠીક."

"કેમ શું છે? કાંઈ તિરથ જાત્રા કરવાનો વિચાર થયો છે?" ગુણવંતરાય તે વખતે આનંદમાં હોવાથી, તેમની જુની રસિકતા દાખવી રહ્યા.

"હા, તિરથની શોધ કરવાની છે."

"એ તો ગોર બ્રાહ્મણનું કામ. તું શું કહે છે તે સમજાતું નથી."

"આ છોકરાં મોટાં થયાં હવે. તમને કાંઈ નથી દેખાતું?" નિર્મળાબહેને મજાકના વાતાવરણમાં વાત શરૂ કરી.

"દેખાય છે તો ખરૂં જ; પણ મારૂં કયાં તમારી કોઈની આગળ ઉપજે છે? તિરથ કરતાંય પવિત્ર જમાઈ શોધી લાવું, પણ મારી શોધ શા ખપની?" જરા નિરાશાપૂર્વક ગુણવંતરાયે રોષ દાખવ્યો.

"તમે કયાં એ વાત જ સાંભળો છો? તમે ભલા ને તમારો વેપાર ભલો. વખતે હું ન હોઉં તો છોકરીની શી વલે થાય?" પ્રૌઢ વયનાં નિર્મળાબહેન ગળગળાં થઈ ગયાં. તેમના નિર્મળ મુખ ઉપર લાલી તરી આવી.

ગુણવંતરાયનું હૃદય પીગળ્યું: સૂર્યના તાપથી બરફ પીગળે તેમ. નિર્મળાબહેનના સંતાપની ગરમીથી જાણે તેમના બરફ જેવા ઠંડા હૃદયમાં ગરમીનો સંચાર થયો. હૃદયની આર્દ્રતાએ તેમને નિર્મળા-બહેન તરફ ખેંચ્યા. તેમણે નિર્મળાબહેનની પાસે જ સોફા પર બેસતાં તેની હડપચી મૃદુતાથી હલાવી પૂછ્યું: "એમ ગાંડાં શું કાઢે છે? તારાં છોકરાં છે ને મારાં નથી?" એમની ઉંમરને શોભતો પકવ પ્રણયભાવ એમના હૃદયમાં ઉછળતો હતો.

નિર્મળાબહેન ગુણવંતરાયના પ્રેમાળ વર્તનથી વધુ ગળગળાં થયાં. એમની હૃદયની સકળ વ્યથા આંખમાં આવી અશ્રુજળ રૂપે દ્રવવા લાગી. ગુણવંતરાયે પ્રેમથી નિર્મળાનાં આંસુ લૂછ્યાં. ઘરની ચિરપરિચિત દીવાલો ઘણા દિવસે આ ચેષ્ટા જોઈ જરા નવાઈ પામતી સ્થિર થઈ ગઈ હતી. સ્થિર તો હતી જ; પણ જાણે અત્યારે આશ્ચર્યથી સ્થંભિત જેવી બની ગઈ હતી.

આ આધેડ વયનાં દંપતી પળ માત્રમાં નવયૌવનના નીરમાં હીલોળા ખાવા લાગ્યાં. એ અવસ્થામાં જ નિર્મળાએ સુરેખાના લગ્ન બાબત વિચાર કરવા ગુણવંતરાયને કહ્યું; સાથે સાથે સુરેખા ભણી-ગણીને ઉંમર લાયક થયેલી હોવાથી, તેની મરજી વિરુદ્ધ લગ્ન ન કરાય તે પણ ગુણવંતરાયને જણાવ્યું. એ વાત ગુણવંતરાયને બહુ ન ગમી, છતાં તે સાંભળી રહ્યા. એટલી ઉદારતા કેળવવી પડશે એમ પણ તેમના મનમાં સહજ થયું.

"તું એનું મન તો પરખી લે. પછી આપણને કાંઈક નિર્ણય કરતાં ફાવે." ગુણવંતરાયે કહ્યું.

"એ ઠીક, પણ જુઓ. છોકરાંને જરાય દુભવવાનાં નથી, એ ધ્યાનમાં રાખજો." નિર્મળાબહેને સ્વસ્થ થઈ માથાનો છેડો ઠીક કરતાં કહ્યું. નિર્મળા તરફ તાકી રહેલા ગુણવંતરાય તે સાંભળી રહ્યા.

નીચે દીવાનખાનામાં કોઈનો અવાજ સંભળાયો અને નિર્મળા-

બહેન સ્વાસ્થ્ય ધારણ કરતાં ઉભાં થઈ, કંઈક શરમ અનુભવતાં નીચે ચાલ્યાં ગયાં.

જે દિવસે સુરેખા મેટ્રિક પાસ થઈ કૉલેજમાં દાખલ થઈ તે જ દિવસે ગુણવંતરાયને એક વસ્તુ સ્પષ્ટ થઈ ગઈ હતી. સુરેખાના લગ્નની બાબતમાં તેઓ મનફાવતું પગલું નહિ લઈ શકે, એમ તેઓ તે દિવસે જ વિચારી શકયા હતા. એમ પણ સમજ્યા હતા કે, એ બાબતમાં કદાચ તેમને અસાધારણ રીતે નમતું મૂકવું પડશે અને પોતાના રૂઢ વિચારોને જતા કરવા પડશે. આમ સમજ્યા હોવા છતાં, તે આ વાત માટે તૈયાર થઈને બેઠા હતા એમ તો ન હતું. પોતાના વિચારો પ્રમાણે બધું થાય તે માટે તેમને ઓછી આતુરતા ન હતી. અને બનતા પ્રયાસે સુરેખા પોતાના વિચારોને અનુકૂળ બની જાય તો સારૂં એવી તેમની ઉંડી ઉંડી ઇચ્છા હતી.

સુરેખાની વાતચીત, વાંચન, અને બીજી દિનચર્યા તરફ પ્રગટ અને અપ્રગટ રીતે ચકોરાઈથી ચોકી કરતાં નિર્મળાબહેનને સુરેખાના મનોભાવ સમજતાં વાર ન લાગી. સુરેન્દ્ર પ્રત્યે તેનું ઉર પ્રેમના આકર્ષણથી ઉછાળા મારતું હતું: પૂર્ણિમાના ચંદ્ર પ્રત્યે સાગરનીર ઉછાળા મારે છે તેમ. એ પ્રણયભરતી પણ એકબે વાર નિર્મળાબહેનના દેખવામાં આવી ગઈ. પણ ગુણવંતરાય આ હકીકત જાણતાં ગુસ્સે થશે એવો ભય તેમના મનમાં પેદા થયો. તે મનમાં મૂંઝવણ અનુભવી રહ્યાં હતાં, તેવામાં વળી રમેશ ફરી ચંદ્રપુર આવ્યો. વેપારના એક મહત્વના કામમાં પિતાની રૂબરૂ સલાહ લેવાની જરૂર પડવાથી તે આવ્યો હતો.

નિર્મળાબહેને તેની આગળ વાત કાઢી: "ભાઈ, હવે તારી ઉંમર થઈ ગઈ. હવે લગ્નની વાત લંબાવી ન શકાય. તારા બાપુજી પણ અકળાય છે."

"થશે વખત આવ્યે બધુંય; પણ સુરેખા બાબત કેમ કોઈ કંઈ વિચાર કરતાં નથી?" રમેશે સુરેખાની વાત કાઢી.

"સુરેખાની મરજી વગર શું થાય ભાઈ? એના મનનો પાર પામવો કંઈ સહેલો નથી."

"ઘણો જ સહેલો છે. સુરેન્દ્ર પ્રત્યે તેનો પ્રેમ છે અને સુરેન્દ્ર પણ તે બાબતમાં સંમત છે. માટે મારા બાપુને સમજાવો એટલે કામ પતી જાય." રમેશે માતાને સહજ સંકોચ પૂર્વક કહ્યું.

"તને એ વાતની ખાત્રી છે?"

"હા." રમેશે ટૂંકામાં પતાવ્યું.

"પણ હવે એમને શી રીતે મનાવવા? સુરેન્દ્ર છોકરો સારો છે, પણ તેના ગરીબ ઘરને લીધે તારા બાપુજી નહિ માને."

"ઘરને શું કરવું છે? હવે એ પાસ થઈને વકિલાત કરવાનો છે. ચાલાક છે એટલે ધંધામાં સફળ થતાં વાર નહિ લાગે. બીજા કોઈનો તો વિચાર જ સુરેખાને માટે નકામો છે, એ યાદ રાખજો બા!" રમેશે સ્પષ્ટ કહ્યું.

"માનશે તો એમને સમજાવીશ. પણ તું હવે તારી વાત ક્યાં સુધી ઉડાવ્યા કરીશ?" નિર્મળાબ્હેને મૂળ વાત ઉપર આવી પૂછ્યું.

"યોગ્ય સમય આવે ત્યાંસુધી." કહીને રમેશ એ વાતને આગળ વધતી અટકાવવા ઉભો થયો અને કપડાં પહેરી સુધીરને મળવા માટે બહાર નીકળ્યો.

*

એક દિવસ બપોરે જમ્યા પછી ઉપરને માળ નિર્મળાબ્હેન તથા ગુણવંતરાય બંને બેઠાં હતાં. પાન બનાવી ગુણવંતરાયને આપતાં નિર્મળાબ્હેન ધીમેથી બોલ્યાં: "મારી એક વાત સાંભળશો?"

'શી વાત છે તે તો કહે!"

"માનો તો કહું, નહિતર નાહક ગુસ્સે થવાના હો તો લોહી-ઉકાળો શીદ કરૂં?" નિર્મળાબ્હેને કહ્યું.

"હું ક્યાં હરિશ્ચંદ્રનો અવતાર હોવાનો દાવો કરૂં છું કે તું આમ અગાઉથી વચન માગી રહી છે? આપેલું વચન ફોક કરીશ

તો પછી તું શું કરીશ?" નિર્મળાબહેનના સતત પરિચયે ગુણવંતરાયના વેપારી હૃદયમાં પણ થોડા ઘણા વિનોદને માટે સ્થાન રહેવા દીધું હતું.

"હું સુરેખા સંબંધી કાંઇક કહેવા માગું છું." નિર્મળાબહેન મુદ્દા પર આવ્યાં.

"કહેને, કોણ ના કહે છે?" પાન ચાવતાં ગુણવંતરાય ધીમેથી બોલ્યા. એ બોલવામાં જાણે એ વખતે કોઈ જાતનો પૂર્વગ્રહ દેખાતો ન હતો.

"તમારી આગળ બોલવું કંઈ સહેલું નથી. પૂરી વાત સાંભળ્યા વગર વચ્ચે જ ગુસ્સે થઈ જવાની તો તમને ટેવ છે."

"પુરૂ સાંભળીશ. બોલ તો ખરી!"

"હવે સુરેખા લગ્નને લાયક થઈ છે; એટલે એ બાબત વિચાર કરવાનો છે."

"તારા ધ્યાનમાં કોઇ લાયક મૂરતીઓ છે? તેં સુરેખાને પૂછ્યું છે?" ગુણવંતરાયે છેલ્લું વાક્ય દેખીતી ઉદારતા પૂર્વક ઉચ્ચાર્યું. સાચો ઉદાર ઉદારતાના પ્રદર્શનથી શરમાય છેઃ કૃપણ તેને માટે નજીવી તક પણ જતી કરતો નથી. નાની ખાડીઓ કે નદીઓ જરા જેટલી તક મળતાં જ છલકાવા તૈયાર થઈ જાય છે.

"મૂરતીઓ તો સુરેખાને ગમતો હોવો જોઇએ ને? આપણને ગમતા શું કામ લાગે?"

ગુણવંતરાયની જાગી ઉઠેલી ઉદારતા આટલે સુધી તો કાયમ રહી શકી. તે બોલ્યાઃ "તો પછી તેને પૂછીને કંઈક નક્કી કરો."

"સુરેખાનું મન એક સારા યુવક પર ચોંટયું છે. પણ તમને તે ગમશે?" બીતાં બીતાં નિર્મળાબહેન બોલ્યાં.

"કોણ છે પણ એ? સારો હશે તો મને કેમ નહિ ગમે?"

"સુરેખા સુરેન્દ્રને ચહાય છે, એમ મારી માન્યતા છે. એટલે એ બે વચ્ચે સારો સંબંધ જામશે." ટૂંકમાં કહીને નિર્મળાબહેન

અટકી ગયાં. ગુણવંતરાય વખતે ધીરજ ન ધારી શકે એ બીકે તે એટલું જ કહીને ચૂપ થયાં.

"એ શી રીતે બને? જ્ઞાતિમાં બીજા ઘણા કેળવાયેલા યુવકો છે. સુરેન્દ્ર જેવા ગરીબના ઘેર આપણી છોકરી અપાય ખરી?"

"એમાં શો વાંધો? વરમાંથી ઘર થાય." જૂની ઢબે ગુણવંતરાયને સમજાવવા નિર્મળાબહેને પ્રયત્ન કર્યો.

"ના, ના. એ તો નહિ બને." ગુણવંતરાયના અણગમાએ તેમને સખત બનાવ્યા.

"તમે જાણો છો? આજકાલ કૉલેજની યુવતીઓ આંતરજાતિય લગ્નો પણ કરે છે. ત્યારે આ તો છોકરી બિચારી ગરીબ ને સીધી છે, કે જ્ઞાતિના જ યુવાનને ચહાય છે." નિર્મળાબહેને દલીલ કરી.

"એટલે શું મારે મારી પ્રતિષ્ઠા પર પાણી ફેરવવું? છોકરીને બહેકાવનાર તમે જ છો. પણ હવે તમારૂં બહુ નહિ ચાલે, સમજ્યાં?" રોષમાં ગુણવંતરાયે નિર્મળાબહેન તરફ વક્ર દૃષ્ટિ કરતાં કહ્યું. જાણે ગગનમાંથી કોપિત થયેલા કોઈ ગ્રહનું દ્રષ્ટિશર ફેંકાયું.

"આમાં પ્રતિષ્ઠાને શો સંબંધ છે? છોકરો વકિલાતની પરીક્ષામાં પાસ થયો છે; બંનેનાં દિલ પણ હળી ગયાં છે. જરા વિચાર કરો. બહુ તાણવા જતાં તૂટી જાય, તે પણ જરા વિચારો."

"એટલે? શું હું એ છોકરીની બાલીશતાને આવી બાબતમાં પણ નીભાવી લઉં એમ? એ નહિ બને. એને કહી દેજે, કે એના ખોટા ખ્યાલ છોડી દે." ગુણવંતરાય વધુ તપ્યા.

"છોકરી ક્યાં તમને કે મને કહેવા આવી છે, તે એનું નામ લ્યો છો? બિચારી ગાય જેવી છે. બીજા લોકોની છોકરીઓ જેવી હોત તો ખબર પડત તમને." નિર્મળાબહેને સુરેખાનો બચાવ કર્યો.

"સારૂં. તમારી વાત મને મંજુર નથી. મારે લાયક જમાઈની શોધ કરી લાવ્યાં છો!" જરા રોષ ઓછો કરતા ગુણવંતરાય લુખ્ખું હસ્યા.

"તમે લાયક કહો તેને બીજાં બધાં સ્વીકારે, એમ આ ઘરમાં આજ સુધી ચાલતું આવ્યું છે. પણ હવે છોકરાં મોટાં ને સમજુ થયાં, તમારી આણ પણ આજ સુધી ઠીક ચાલી, હવે જરા સંતોષ માની ઉદાર થાઓ ઉદાર!" નિર્મળાબહેને ગુણવંતરાયને પીગળાવવા પ્રયત્ન કર્યો.

"મારે તમારા ડહાપણની જરૂર નથી. આજ સુધી દરેક બાબતમાં મેં તમને નમતું આપ્યું છે; પણ હવે હું તેવી રીતે નમતું હરગીજ નહિ આપું. મારે કુટુંબની આબરૂ સાચવવી છે, સમજ્યાં?"

"સાચવો તમે તમારે! છોકરાંની આંતરડી કકળશે તેનો તો ખ્યાલ કરો!" જરા ગળગળા અવાજે નિર્મળાબહેન બોલ્યાં અને ઉઠીને ચાલતાં થયાં.

ગુણવંતરાયના મનમાં છેલ્લા વાકયથી સહજ ઉદારતા પ્રગટી, પણ તે નિર્મળાના જવા સાથે જતી રહી. તેઓ આ બાબત ઉંડા વિચારમાં પડી ગયા. સુરેન્દ્રને શી રીતે પસંદ કરી શકાય તે ગુણવંતરાયના રૂઢ વિચારોમાં ગ્રાહ્ય ન બની શકયું. તેમને એ બાલીશ વાત પ્રત્યે મનમાં જ રોષ આવ્યો. સુરેન્દ્ર સાથે સુરેખા હવે વધુ હળેમળે તે પણ એમને ઠીક ન લાગ્યું. આથી તેમણે બીજે જ દિવસે ઘરમાં કહી દીધું કે—"આવતી કાલે બધાંને સુરત જવાનું છે; તૈયારી કરો."

"કેમ એકાએક?" નિર્મળાબહેને પૂછયું.

"વેપારના અંગનું કામકાજ છે."

"અમે તથા સુરેખા અહીં રહીએ તો કેમ?"

"ના, હવે કોઇને અહીં રહેવાનું નથી." ગુણવંતરાય રોષભર્યા અવાજે બોલ્યા.

નિર્મળાબહેન આનું કારણ કંઇક અંશે કળી શકયાં. તેમણે એક નિઃશ્વાસ મૂકયો અને મૂગાં મૂગાં સુરત જવાની તૈયારી કરવા માંડી.

# [ ૨૦ ] પહાડ પીગળ્યો

સુરેખા બી. એ. પાસ થઈ ગઈ હતી, એટલે હવે તેને કૉલેજમાં જવાની ઉપાધિ ન હતી. આથી તેણે એકાદ માસ ચંદ્રપુરમાં રહેવા માતાને જણાવ્યું, પણ તેના બાપના જહાંગીરી હુકમને માન આપવાનું હતું એટલે તેની માતાએ તેને સમજાવીને સુરત આવવા તૈયાર કરી. સુરેખાનું મન સુરેન્દ્રનો સહવાસ છોડવા કબૂલ ન હતું. પણ તેના પિતાના નિશ્ચયને ફેરવવા તે અસમર્થ નીવડી. પહેલાં તો તેના પિતાને પણ પ્રસંગ આવતાં તે બે શબ્દો સંભળાવી શકતી હતી; પણ હમણાં હમણાં તે તેના પિતાથી અકારણ સંકોચ અનુભવતી બની ગઈ હતી. તેનું કારણ તેને પોતાને પણ સ્પષ્ટ સમજાતું ન હતું.

"બા, અઠવાડિયું તો વધુ રોકાવ. પછી આખું વરસ સુરત તો છે જ ને!" સુરેખાએ માતાને કહ્યું.

"તારા બાપુજી કોઈ રીતે રોકાય તેમ નથી. મેં તેમને સમજાવવા પ્રયાસ કરી જોયો પણ માનતા નથી. હવે વધારે જક કરવી નકામી છે."

નિરાશ મને સુરેખા સુરત જવા તૈયાર થઈ. તેના હૃદયની વ્યથા તે સુરેન્દ્રને જ માત્ર જણાવી શકી. સુરેન્દ્ર પાસ થયો હતો અને તેને ચંદ્રપુરમાં વકીલાત કરવાની સનંદ પણ મળી ગઈ હતી, એટલે તેણે ચંદ્રપુરને જ પોતાનું કાયમનું નિવાસસ્થાન બનાવ્યું હતું.

"સુરેખા, મને ભય લાગે છે, કે મેં તને કોઈક કમભાગી પળે ચાહવાની શરૂઆત કરેલી છે. મારો ને તારો યોગ જામવો મને તો મુશ્કેલ લાગે છે." સુરેન્દ્ર નિરાશાભર્યા સ્વરે બોલ્યો. રોજ કાવ્યમાધુર્યથી નીતરતી એની આત્મવીણા જાણે આજે બેસૂરી બની ગઈ હતી.

પ્રણયિની આ નિરાશાએ સુરેખાના હૃદયને આઘાત પહોંચાડ્યો. તે વેદના છુપાવતી બોલી: "મુશ્કેલ શાનો છે? મને તારાથી કોઈ વિખૂટી પાડનાર નથી. બે માસ સુરત જવાનું થયું તેમાં આટલી નિરાશા!"

"ના, તેનું તો મને ખાસ દુઃખ થતું નથી; પણ તારાં ને મારાં લગ્ન કદાચ સંભવિત નહિ બને, એવી મને બીક છે."

"એવી બીક રાખીશ જ નહિ: હું તારી થઈ ચૂકી છું. હવે કોઈ અન્યની થાઉં, એ વાત આકાશકુસુમવત્ માનજે, મારા સુરેન્દ્ર!" કહી લાગણીવશ સુરેખાએ સુરેન્દ્રના હાથ પર પ્રેમના અર્ક સરખું એક મીઠું ચૂંબન લીધું.

ભગ્ન હૃદયે સુરેખા સુરત આવી, પણ પોતાનો પ્રાણ તે સુરેન્દ્ર પાસે મૂકીને આવી હતી. પ્રાણહીન, હૃદયહીન સુરેખા પોતાના જ જેવા નિર્જીવ, પિતાના બંગલામાં નિરાશાપૂર્વક કાળ ગાળવા લાગી. હવે તેના દિવસ દોહ્યલા થઈ પડ્યા હતા. કૉલેજમાં જવાનો વ્યવસાય પણ હવે રહ્યો ન હતો. બહાર ફરવા જવાનું જાણે સુરેખાને ગમતું જ નહિ. આ સ્થિતિમાં સુરેન્દ્રમય બનેલી સુરેખા સુરેન્દ્ર વિષે જ વિચારો કર્યા કરતી હતી. આઠ દશ દિવસે સુરેન્દ્રનો પત્ર આવતો તે વાંચતી, વિચારતી અને તેનો લાંબો જવાબ લખી પોતાનું હૃદય ઠાલવતી. કોઈ સુરેખાને વિચારતન્દ્રામાંથી એકાએક જાગૃત કરતું તો તે ખીજાઈ જતી. ધીમે ધીમે તેનો સ્વભાવ ચીઢીઓ થઈ ગયો. પોતાની માયાળુ માતા તરફ પણ તે વારંવાર ખીજવાટ દાખવવા લાગી. માતા આ સમજતી હતી, પણ લાચાર હતી. છતાં માતાએ એટલું તો મન સાથે નક્કી

કર્યું હતું કે ગમે તે પ્રકારે ગુણવંતરાયને મોડાવહેલા સમજાવ્યા સિવાય છુટકો થવાનો નથી.

ફરી સુરેખાની તબિયત લથડવા લાગી. ફરી ડૉકટરના નિષ્ફળ ઉપચારો શરૂ થયા. એક બે વાર તો સુરેખાએ રોષપૂર્વક ડૉકટરની આવેલી દવા ગટરમાં ફેંકી દીધી તે તેની માતાએ તથા વડોદરાથી બેનની ખબર કાઢવા આવેલા રમેશે પણ જોયું. સુરેખાનું દર્દ દવાથી મટે તેમ ન હતું તે રમેશ તથા નિર્મળાબહેન સમજ્યાં. તેમણે બંનેએ સુરેખા પ્રત્યે બને તેટલું પ્રેમાળ વર્તન ગખવા માંડયું.

“ બહેન, થોડા દિવસ વડોદરા આવવું છે ? બાને પણ સાથે લઈશું. ” રમેશે સુરેખાને પૂછયું.

“ ના, મને કયાંય જવાની ઇચ્છા નથી. ચંદ્રપુર જવાથી મારી તબિયત ઠીક થઈ હતી તેથી ત્યાં જ વધુ વખત રહેવાની જરૂર હતી, છતાં બાપુજીએ ન માન્યું. હવે મને કયાંય જવાની ઇચ્છા નથી. ” સુરેખા કંટાળો દર્શાવતાં બોલી.

“ ઠીક, હું કાલે વડોદરા જાઉં છું. ફરી વિચાર કરજે, ત્યાં આવવાથી તારી તબિયત જરૂર સુધરશે. ત્યાં બાપુજીનું રાજ્ય નથી ! ” રમેશ સહજ હસ્યો.

સુરેન્દ્ર પ્રત્યેના પ્રેમની તથા તેમાં પિતા તરફથી લેવાતા વાંધાની હકીકત સુરેખાએ માલતીને કરી હતી. પ્રણયાર્દ્ર હૈયું છેવટે તો મૂંઝવણમાં સમભાવી જીગરનો સહકાર શોધે જ છે. સાગરનો સુંવાળો સહચાર શોધતી પ્રણયાર્દ્ર નદીઓ પણ કીનારા સાથે ઝીણો કીલકોલ અવાજ કરી પ્રેમના માર્ગમાં પળેપળે આવતી નડતરો વ્યકત નથી કરતી ? અને સરિતા–સખીની આ પ્રણય–કથનીમાં સમભાવ દાખવતો કીનારો પોતાની શુષ્કતા તજી, થોડે સુધી પીગળતો પીગળતો વાત સાંભળવાના રસમાં આગળ તણાતો પણ કયાં નથી જતો !

માલતી પણ પોતાની સખીની પ્રણયકથની સાંભળતાં દ્રવી જતી અને તેનું કોમળ હૈયું સુરેખાના દુઃખમાં સમભાવપૂર્વક સાથે જવા તત્પર બનતું.

"બહેન, ચિંતા કરી દેહને ગાળી નાખશો નહિ. રમેશભાઇ તથા તમારી માતાનું તમને છત્ર છે, પછી વાંધો નથી." માલતીએ દુઃખ પામતી સુરેખાને આશ્વાસન આપ્યું.

"બહેન, માતા બીચારી શું કરે ? ભાઈનું જો ચાલે તો મને સુખી કરવા આકાશમાંના તારા પણ ચૂંટી આપે તેમ છે. પરંતુ આ વાતમાં તો તેનું પણ શું ચાલે ? મને લાગે છે કે મારે નશીબે કરૂણ આક્રંદ જ લખાયેલું છે." એક વખતની તેજસ્વી સુરેખા નશીબમાં માનતી થઈ હતી. માણસ જ્યારે બધી બાજુથી નાસીપાસ થાય છે ત્યારે છેવટે તે અદ્રશ્ય પર ભરોંસો રાખતો થાય છે. હતાશ નેપોલિયને પણ નહોતું કહ્યું કે, 'Waterloo was written in the book of God?'

"સુરેખાબહેન, તમારા જેવાં આવી નિરાશા અનુભવે છે, તેથી મને તો નવાઈ લાગે છે. તમે જ નહોતાં કહેતાં કે દૃઢ સંકલ્પબળ આગળ મુશીબતના પહાડો પણ ખસી જાય છે ?"

"પહાડો હોત તો હું ખસેડી શકત; પણ મારા પિતાની કિલ્લેબંધી ખસેડવાની મારામાં તાકાત નથી."

"હિંમત રાખોઃ બધું ય ઠીક થઈ જશે. તમારૂં દુઃખ જોઈ તમારા બાપુજી પણ સમજશે. હમણાં કાંઈ વાંચતાં નથી ?"

"ના. આ 'દિવાને સાગર' મને કંઈક શાંતિ આપે છે. બીજું કાંઈ ગમતું નથી." ટેબલ પર પડેલા પુસ્તક તરફ પોતાની કમળનાળ જેવી આંગૂલી ધરી સુરેખા બોલીઃ

"પીડા ઘાયલ તણા ઉરની, ઘવાયાં હોય તે જાણે."

થોડીવારે સુરેખા ફરી બોલીઃ "આ પંક્તિ મને બહુ ગમી ગઈ છે. મારા ઘવાયેલા ઊરને માટે એ મલમપટ્ટાનું કામ કરે છે."

"હા," કહી મંદ હાસ્ય કરતી માલતી પુસ્તક ઉઠાવી પાનાં ફેરવવા લાગી. પલંગમાં સૂતેલી સુરેખા તે જોઈ રહી હતી. તેને થયું કે પોતાના ભાગ્યની કિતાબ આમ અત્યારે કોઈ અદ્રશ્ય વિધાતા ઉથલાવી તો નહિ રહી હોય! એમાં એકાદ પણ તેજસ્વી જીવનનું પાનું લખાયું નહિ હોય?

આ સ્થિતિમાં મહિનાઓ વીતી ગયા. વચ્ચે વચ્ચે રમેશ આવી સુરેખાને વડોદરા આવવા સમજાવવા લાગ્યો. છેવટે સુરેખાને પણ વડોદરા જવા ઇચ્છા થઈ અને ગુણવંતરાયે પણ સુરેખાની સ્થિતિ જોઈ સચિંત મને નિર્મળાબહેન વગેરેને વડોદરા જવા સંમતિ આપી.

*

વડોદરા આવ્યા પછી સુરેખા જાણે વધુ મૂક્ત બની ગઈ હોય એમ મન સાથે અનુભવ કરી રહી. રમેશ તેને પ્રસન્ન રાખવા રાતદિવસ તત્પર રહેતો; અને સુરેખાને અનુકૂળ વાંચન. હરવું ફરવું તથા આનંદ વિનોદ વગેરે માટે તે કાળજીભરી ગોઠવણ કરવા લાગ્યો. પરિણામે સુરેખાની પ્રકૃતિ ઠીક થવા લાગી. અસીલોના કામ-કાજના બહાને વડોદરા આવેલો સુરેન્દ્ર પણ સુરેખાને એકવાર મળી શક્યો. તેણે રમેશની સૂચના પરથી સુરેખાને હિંમત આપી તથા તેના શરીરની કાળજી રાખવા સમજાવી. સુરેન્દ્રના આ આશ્વાસનની સુરેખા પર સારી અસર થઈ અને તેનામાં કંઈક નવી આશાનો સંચાર થયો.

નિર્મળાબહેન તથા સુરેખા વડોદરા હતાં તે દરમ્યાન ત્યાંની કૉલેજમાં બી. એ. માં ભણતી તેમની જ જ્ઞાતિની પ્રમિલા નામની એક યુવતી સાથે તેમને પરિચય થયો. પ્રમિલા પ્રથમ તો અમદાવાદ કૉલેજમાં હતી, પણ થોડા વખતથી તેના એક કાકા વકીલ થઈ

વડોદરામાં કાયમના રહેવા આવ્યા હતા, એટલે તેના પિતાએ તેને અમદાવાદ કોલેજમાંથી બદલી તેના કાકા પાસે રાખવા ખાતર વડોદરા કોલેજમાં દાખલ કરાવી હતી. વળી અમદાવાદમાં તેની સખી અરૂણાનો અભ્યાસ પુરો થઇ જવાથી ત્યાં એકલાં રહેવાનું તેને માટે અગવડભર્યું પણ બન્યું હતું. તેવામાં જ તેને માટે વડોદરાની આ ગોઠવણ થઈ ગઈ.

પ્રમિલા તેના કાકા સાથે તથા ઘણીક વાર એકલી પણ રમેશને ત્યાં આવતી. પ્રમિલાના કાકા રમેશના સહાધ્યાયી હતા એટલે બંનેને સારી મૈત્રી જામી ગઈ હતી. પ્રમિલા રમેશના સરળ તથા આનંદી સ્વભાવથી તેના તરફ આકર્ષાઈ હતી. ધીમે ધીમે પણ થોડા જ વખતમાં આ આકર્ષણે પ્રેમનું સ્વરૂપ લીધું અને રમેશ તથા પ્રમિલા એકબીજા માટે અંતરમાં ગુપ્ત જાપ જપવા લાગ્યાં.

નિર્મળાબહેને પ્રમિલાની પ્રથમ મુલાકાતે જ તેની સાથેનો પોતાનો જૂનો સબંધ શોધી કાઢ્યો. "બહેન, તું તો મારી પિતરાઈબહેન હસમુખના દિયરની છોકરી થાય."

પ્રમિલા તે વાક્ય સાંભળી ચૂપ ઉભી રહી. નિર્મળાબહેન તેના મુખ ભણી તાકી રહ્યાં હતાં. છોકરીનો આકર્ષક ચહેરો જાણે એમને ગમી ગયો. પાછળથી તેમણે જાણ્યું કે તે છોકરી રમેશને ચહાતી હતી, અને રમેશને પણ તે પસંદ હતું. આ વાત જાણતાં તો નિર્મળાબહેનના આનંદનો પાર જ ન રહ્યો. આ બાબત છુપી છુપી રીતે તેમણે સુરેખા સાથે કેટલાય દિવસ સુધી ચર્ચા ચલાવ્યા કરી અને એ ચર્ચામાં વહી રહેલા મિષ્ટ રસાલાપની લ્હાણ માણી. પ્રમીલાને તો આ મા–દિકરી પાસે જ જાણે રહી જવાનું મન થતું, પણ તે અધિકાર હજી પ્રાપ્ત થયો ન હોવાથી તે લાચારી અનુભવતી.

લાંબો વખત વડોદરા રહ્યા પછી ગુણવંતરાયે બધાંને સુરત બોલાવ્યાં. રમેશને પણ તેમણે તેડાવ્યો હતો. આવતી લગ્નસરામાં સુરેખાનો લગ્નોત્સવ ઉજવી નાખવા તેમણે નિશ્ચય કર્યો હતો. આ

નિશ્ચય તેમણે રમેશ તથા નિર્મળાબહેનને જણાવ્યો. સાથે પોતે પસંદ કરેલા બે ત્રણ યુવકોનાં નામ પણ લીધાં.

કહેવાની જરૂર નથી કે આમાંનું એકે નામ નિર્મળા તથા રમેશને ગમ્યું નહિં. સુરેન્દ્રનું નામ લેવાની તો તેમની તુરત હિંમત ન ચાલી, પણ ગુણવંતરાયે પસંદ કરેલા યુવકોની ખોડ ખાંપણો આગળ લાવી બતાવવા પ્રયત્ન કર્યો; પણ તેથી તો ગુણવંતરાય ઉલટા ખીજવાઈ ગયા, ને બોલ્યા : "તો જોઈ લાવજો તમે કોઈ મોટો રાજાનો કુંવર !"

"રાજાના કુંવરને શું કરવો છે ? છોકરીને પસંદ હોય તે ગરીબ હોય તહોય રાજાના કુમારથીયે વધુ છે." નિર્મળાબહેને ગંભીર સ્વરે કહ્યું. તેમણે જોયું કે, હવે સિદ્ધાન્તની લડાઈ લડવાનો સમય પાકી ગયો છે.

"એને તો પેલો સુરેન્દ્ર પસંદ છે, ખરૂં ને ?" ગુણવંતરાયે ગર્જના કરી. નિર્મળાબહેન જાણતાં હતાં કે ગર્જના પછી વરસાદ અને પછી શાંતિ પ્રસરે છે; એટલે તે ચૂપ રહ્યાં.

"કેમ રમેશ, તારો શો વિચાર છે ?" પત્નીને ચૂપ જોઈ ટેકો મેળવવા ગુણવંતરાય બોલ્યા. પણ નિષ્ફળ ! ટેકો ન મળ્યો. તે પડતાં પડતાં માંડ બચી ગયા.

"એમાં મારા વિચાર કરતાં બેનના વિચારની વધુ કિંમત છે." રમેશનો જવાબ મળ્યો ને ગુણવંતરાય પળવાર ચૂપ રહ્યા. આધાર શોધવા કે રોષ દર્શાવવા ખાતર, તે સમજાયું નહિ.

"તું પણ અક્કલમંદ છે કે શું ? જરાય લાંબો વિચાર કરે છે કે નહિ ?" થોડી વારે ગુણવંતરાય ઉકળીને બોલ્યા.

"લાંબો વિચાર કરૂં છું, માટે જ આપ જેવા વડીલનો વિરોધ કરવાની ફરજ પડે છે." રમેશ બોલ્યો.

"શું વિચાર કરે છે, ધૂળ ?"

"કેટલીક વાર ધૂળથીયે નજીવી બાબતોનો વિચાર કરવો પડે છે. તેમ નથી થતું તો પાછળથી પસ્તાવું પડે છે."

"એટલે?"

"આજે ભણેલાં યુવક–યુવતીઓને મન લગ્નનો કોયડો ગંભીર થઇ ગયો છે. રોજ રોજ છાપામાં વાંચીએ છીએ કે, એ માર્ગમાં અવરોધ નડતાં યુવક–યુવતીઓ કરૂણ રીતે આપઘાત કરે છે. એવા કીસ્સાઓની એક ફાઇલ મેં રાખી છે, જે હું તમને આપવા જ વડોદરાથી આ વખતે સાથે લાવ્યો છું." રમેશે પિતાને ચર્ચાથી પર થતા અટકાવ્યા.

"પણ એ તો સ્વચ્છંદી છોકરાંઓનું કામ. મને એ પસંદ નથી."

"સુરેખાને પૂછ્યા વગર તેનું લગ્ન ન કરવા માટે તમે પણ મને એકવાર વચન આપેલું છે." નિર્મળાબહેને તક જોઈ મૌન તોડ્યું.

"પણ તેની કોણ ના પાડે છે? પણ તેના હિતેચ્છુ વડીલ તરીકે મને થોડીઘણી તો તક મળવી જોઈએ ને?" ગુણવંતરાય રોષ છોડી દલીલે ચઢ્યા.

"પણ જેને આખા ભવનો સાથી શોધવાનો છે, તેને તમારા કરતાં વધારે તક મળવાની જરૂર નથી?"

આ વખતે ગુણવંતરાય રમેશે કહેલી વાત પર વિચાર કરી રહ્યા હતા. નિષ્ફળ પ્રેમીઓના કરૂણ આપઘાતના કીસ્સા તેઓ પણ વાંચતા જ હતા. સુરેખાની લથડેલી તબિયત તેમને યાદ આવી. તે જાણે કર્તવ્યમૂઢ જેવા બની ગયા. નિર્મળાનું છેલ્લું વાક્ય તેમના મગજમાં ન ઊતર્યું; છતાં તે બોલ્યા: "ઠીક, તમે એને સમજાવી જુઓ. હવે એક બે દિવસમાં જ આનો નિર્ણય કરી લેવો પડશે. કારણ, પેલા છોકરાઓને ઘણા સારા ઘરની કન્યાઓ માટે પૂછપરછ થઈ રહી છે; એટલે મારે તાકીદે જવાબ આપવો પડશે."

“આપી દેજો. સુરેખાને જીવાડવી હોય તો તે બધાને ના પાડી દેજો.” ભારપૂર્વક નિર્મળાબહેન બોલ્યાં. ગુણવંતરાય રોષને અંતરમાં જ દબાવી દઈ, એ વાક્યનું બળ સમજવા પ્રયત્ન કરી રહ્યા.

એ આખી રાત ગુણવંતરાયે અજંપામાં ગાળી. ઘણા મનોમંથન પછી તેઓ સુરેખાના ભલા માટે, તેની ઇચ્છા પ્રમાણે જ થવા દેવું ઠીક છે, એમ નિર્ણય કરી શક્યા. વખતે લાડકી સુરેખા કંઇક કરી બેસે તો? છેલ્લા કેટલાય મહિનાઓથી તે તેમનાથી અતડી રહેતી હતી તેનો પણ તેમને ખ્યાલ આવ્યો. પિતાના હૃદયમાં ઉંડો રહેલો વાત્સલ્ય ભાવ પ્રગટી નીકળ્યો. જાણે રેતમાં વહેતી સ્નેહની ફલ્ગુ પ્રગટ થઈ. એ ફલ્ગુએ એમના રોષ, ઘમંડ સૌને ધોઈ નાખ્યાં. એ રાતમાં થોડી પળોમાં જ જાણે તેમના માનસમાં ભૂકંપજનિત ક્રાન્તિ જેવી ક્રાન્તિ થઈ. સવારે ચા પીતાં જ ગુણવંતરાયે નિર્મળાને કહ્યું : “ત્યારે પેલા લોકોને શો જવાબ આપું?”

“મેં તો કહ્યું છે—ના કહી દો.”

“પછી શો વિચાર રાખ્યો છે? છોકરીને હવે આ સાલ રાખી શકાય તેમ નથી.”

“તેનો વિચાર છે તે જ મારો વિચાર છે. ખોટા ઘમંડને કાજે છોકરાંને શું કામ તાવો છો?” કરૂણ સ્વરની છાંટ નિર્મળાબહેનના અવાજમાં આવી.

“ભલે, તમારી સૌની મરજી.” ગુણવંતરાયે નિર્મળાબહેન ભણી જોયું. તેમની આંખમાં મીઠી કૃતજ્ઞતા તરવરી રહી હતી. તે ધીમેથી ગુણવંતરાયની સોડમાં લપાયાં.

ટપાલ તથા છાપાં લઈને આવતા રમેશનાં પગલાંનો અવાજ દાદરમાં થયો, ત્યારે જ એ પીઢ દંપતીને કાળ તથા સ્થાનનું ભાન થયું.

## [ ૨૧ ] લડતના રંગ

"બાપુજી, સાંજના સમાચાર વાંચવા જેવા છે." છાપાં ટેબલ પર મૂકતો રમેશ ઉત્સાહથી બોલ્યો.

"પણ, તારા બાપુજીએ વળી નવા સમાચાર આપ્યા તે તેં જાણ્યા ?" પુત્રના એકાએક આવવાથી મનમાં પ્રગટેલો સંકોચ શમાવતાં નિર્મળાબહેન હસતાં હતાં. રમેશ તે પ્રશ્ન ન સમજવાથી અવાક્ બની જોઈ રહ્યો.

"તારા બાપુજી છેવટે સુરેખાના લગ્નની બાબતમાં સુરેખાની ઇચ્છા પ્રમાણે વર્તવા સંમત થયા છે." નિર્મળાબહેને રમેશને સ્પષ્ટ સમજ પાડી.

"એમ ? ત્યારે તો બધી વાત પછી: હું પહેલાં બેનને વધામણી આપી આવું." હર્ષથી ઘેલો બની રમેશ દોડયો.

ગુણવંતરાય જાણે ગૃહસંસારના સુખની સર્વોત્તમ પળોનો આનંદ અનુભવતા હોય તેમ સ્મિત કરી રહ્યા હતા.

રમેશ ખરેખર ઝડપથી સુરેખાની પાસે ચાલ્યો ગયો. પતિ-પત્ની એકબીજાના ચહેરા તરફ જોઈ મીઠું હસી રહ્યાં.

છેલ્લા કેટલાક દિવસથી મહાત્મા ગાંધીજીએ હિંદના વાઈસરોય પર લખેલો પત્ર અને તેને અંગે છાપામાં ચાલેલી ચકચાર આખા દેશનું ધ્યાન ખેંચી રહી હતી. એ બાબતના પત્રો તથા ખુલાસા પ્રગટ થઈ ગયા હતા અને સરકારની નીતિના વિરોધમાં ગાંધીજી

કયું પગલું કયે પ્રસંગે ભરશે તેની અનેક અટકળો થઈ રહી હતી. હિંદના રાજકિય વાતાવરણમાં જાગૃતિનું એક અજબ મોજું આવી ગયું હતું. ગાંધીજીએ છેવટે પોતાની દાંડીકૂચનો પ્રોગ્રામ જાહેર કર્યો અને તેની વાત ગામે ગામ ફેલાઈ ગઈ. સશસ્ત્ર યુદ્ધના વાતાવરણથી વર્ષોથી મૂક્ત એવા ગુજરાતમાં નિઃશસ્ત્ર યુદ્ધની ભેરી વાગી. હજારો યુવક–યુવતીઓ અને વૃદ્ધ કાર્યકરો પણ જુવાનને શરમાવે તેવી શ્રદ્ધાથી ગાંધીજીના આદેશ પ્રમાણે કાયદાનો ભંગ કરી મીઠું પકાવવા તથા લૂંટવા તૈયાર થઈ ગયા. તાલુકે તાલુકે, અને ગામે ગામે યુદ્ધસમિતિઓ નીમાઈ અને સરકારના કાયદા સામે વ્યવસ્થિત રીતે ઝૂઝવાની તૈયારીઓ થઈ.

રમેશ પોતાના પિતાને છાપું હાથમાં લઈ જે નવા સમાચાર બતાવવા આવ્યો હતો ને સમાચાર, મહાત્માજીની દાંડીકૂચના અંગના હતા. એ સમાચાર વાંચી ગુણવંતરાય બોલ્યા : " ગાંધીજી ભલે મહાત્મા પુરુષ હશે, પણ ગણ્યાગાંઠ્યા માણસો આમ મીઠાનો કાયદો તોડવા નીકળશે, એથી કંઈ સરકાર થોડી જ ડરી જશે ?"

સુધીરના સહવાસથી ગાંધીવાદની અસર તળે આવેલા રમેશે માત્ર એટલું જ કહ્યું : " જોઈએ શું થાય છે તે! મહાત્માજી કંઈ ઓછી દીર્ઘદ્રષ્ટિવાળા પુરુષ નથી."

ગાંજીધીની દાંડીકૂચ શરૂ થઈ. તેમણે કૂચ દરમ્યાન રસ્તામાં આવતાં ગામોની જનતાને અજબ રીતે જાગૃત કરી. સ્ત્રીઓમાં પણ ચેતન આવી ગયું. દેશમાં ચારે તરફ મીઠાના કાયદાનો ભંગ થવા લાગ્યો. પરદેશી કાપડ વગેરે ઉપરનું પીકેટીંગ સ્ત્રીઓએ ઉપાડી લીધું. વાનરસેનાના નામથી બાળકો પણ આ પ્રવૃત્તિમાં ભાગ લેવા લાગ્યાં. ચારે બાજુ ધરપકડ અને પછી લાઠી ચાર્જ શરૂ થઈ ગયા. છતાં ગાંધીજીએ પ્રગટાવેલી તમન્ના જુલમથી દબાઈ જાય તેમ ન હતું. એક પછી એક નવા કાર્યકરો જૂના પકડાયેલા કાર્યકર્તાઓનું સ્થાન લઈ લડત આગળ ધપાવવા લાગ્યા. ચંદ્રપુરના કાર્યકર્તાઓ બીનજકાતી

મીઠું લાવવાનો પ્રયાસ કરતાં પકડાયા. તેમની જગાએ નવા કાર્યકરોએ ખડા થઇ લડતનું કાર્ય આગળ ચલાવવા માંડયું. તેઓ પકડાય તે પછી ચંદ્રપુર પૂરતી લડતની જવાબદારી સુધીરને માથે આવવાની હતી. આટલા વખત સુધી તે બેસી તો રહ્યો જ ન હતો; પણ સરકારની આંખે ચઢી તેની ધરપકડ થાય તેવા ઉદ્દામ કાર્યક્રમમાં તે હજી પડયો ન હતો. પણ તેવો કાર્યક્રમ હાથ લેવાની પળ હવે નજીક આવી રહી હતી.

સુધીરે સુરેન્દ્રને કયારનો આ કાર્યમાં ભાગ લેતો કરી મૂકયો હતો. બીજા પણ ત્રણ ચાર ચંદ્રપુરના વકીલો આ લડતમાં પડયા હતા. ઠેરઠેર જાણીતા કવિઓ, ડૉકટરો, વકીલો, બેરીસ્ટરો વગેરે આ લડતમાં પડયા હતા અને તેથી બીજાઓને પણ તે માટે પ્રેરણા મળતી હતી. તાલુકામાં આગેવાન ગણાવા ખાતર અને લોકપ્રિય થવા ખાતર પણ કેટલાક વકીલો તો આ લડતમાં પડયા હતા. બીજા લોકો લડતમાં ઝંપલાવતા હતા, તેમાં પણ કોઈ કોઈ લોકો નામના મેળવવા ખાતર લડતમાં પડતા હતા. રાષ્ટ્ર માટેની લાગણીથી પ્રેરાઇને જ મોટો ભાગ ઝંપલાવતો હતો તેની ના નહિ; પરંતુ તમામને એ જ પ્રકારની લાગણી હતી, એમ કહી શકાય નહિ. સુરેન્દ્ર ઉંડી દેશદાઝની લાગણી ધરાવતો હતો છતાં તેના જેવા નવા વકીલને ઝંપલાવવું કે નહિ તે પ્રશ્ન શરૂઆતમાં ખૂબ મૂંઝવી રહ્યો હતો. પણ સુધીરે તેની મૂંઝવણ ટાળી દીધી.

"બીજા વકીલો, બેરીસ્ટરો અને કવિઓ આ વખતે ઝંપલાવી ચૂકયા છે; હવે તમારે વિચાર કરવાનો વખત જ નથી. તમારે તો એ સૌની આગળ ઝંપલાવવાની અગત્ય હતી. પણ હવે જેમ વખત જાય છે તેમ મોડું થાય છે, તેનો ખ્યાલ કરી તૈયાર થાઓ." કહી સુધીરે તેને તૈયાર થવા સૂચના કરી.

"તમે હજી કેમ પકડાયા વગર રહી ગયા છો?" સુરેન્દ્રે સુધીરને પૂછયું. પકડાવું એ તો એ વખતે નવયુવકોને મન એક જાતની લ્હાણુ જેવું થઈ પડયું હતું.

"તમારો સાથ કરવા ખાતર જ." સુધીર હસ્યો. અને ખરેખર બંને સાથી બન્યા. સુધીર ચંદ્રપુર સંગ્રામ સમિતિનો પ્રમુખ અને વકીલ સુરેન્દ્રરાય મંત્રી બને એમ નક્કી થયું. તેમની આગળના કાર્યકર્તાઓની ધરપકડ થઈ તે જ પળે આ બંને યુવાનોએ લડતનું સુકાન સંભાળી લીધું. વર્તમાનપત્રોમાં પ્રાંત પ્રાંતના સમાચારો આવતા તેમાં આ સમાચારો પણ પ્રગટ થતા. રમેશ તથા ગુણવંતરાય સુરત જીલ્લાના સમાચારો જેટલો, બલ્કે તેથી પણ વધુ રસ ચંદ્રપુરના સમાચારમાં લેતા ને તે સમાચારોની ચર્ચા કરતા.

સુરેખાએ સુરેન્દ્ર પર છેલ્લો લખેલો પત્ર તેને મળ્યો તે વખતે સુરેન્દ્ર મંત્રી તરીકે નામ નોંધાવી ચૂક્યો હતો. એ પત્રમાં સુરેખાએ ચાલુ લડતના પ્રસંગોની રસભરી ચર્ચા કરી હતી અને પોતે સ્વયંસેવિકા તરીકે પિકેટિંગ માટે બહાર પડવા ઇચ્છતી હતી તેમ પણ જણાવ્યું હતું. આ પત્રથી સુરેન્દ્રનો ઉત્સાહ શતગુણ વધી ગયો. તેણે સુરેખાને પત્ર લખી પોતાની તૈયારી જણાવી. સુરેખા તે પત્ર વાંચી આનંદ તથા ભયમિશ્રિત લાગણી અનુભવી રહી. આ લડતમાં પડવાની પ્રત્યેક સમજુ માણસની ફરજ હતી, એમ તે માનતી હતી અને પોતાના પિતાની છુટ ન હોવાથી જ તે લડતમાં પડતાં અટકી ગઈ હતી, છતાં તેના મનમાં સુરેન્દ્ર માટે ભીતિ લાગવા માંડી. પ્રેમ ગમે તેવી કલ્પના પ્રણયીને કરાવી શકે છે. વખતે સુરેન્દ્રને લાઠીમારથી ઈજા થશે તો? તેણે એક બે વાર તો સુરેન્દ્રને લડતમાં ન પડવાનું લખી દેવાનો વિચાર કર્યો; પણ તેનો અમલ કરતાં તે શરમાઈ. એ પત્ર વાંચી સુરેન્દ્ર શું કહે? સુધીર શું કહે? પોતે સુરેન્દ્રને ઉત્સાહ આપવો જોઈએ તેના બદલે એવું તે લખાય? સુરેખા આવી મૂંઝવણથી કંઈ લખી શકી નહિ. ઉલટો બીજે દિવસે તેણે સુરેન્દ્ર તથા સુધીરને તેમના રાષ્ટ્રસેવાના કાર્યમાં પડવા બદલ અભિનંદનનો પત્ર લખ્યો. પોતાથી વીરનારી ન થવાય તો પણ વીરોને પ્રેરણા આપવાનું કાર્ય તો થઈ શકે તેમ હતું. તે કાર્ય બજાવવામાંથી પણ પોતે પાછી પડે એ સુરેખા માટે જરાય સંભવિત ન હતું.

લડત પૂર જોસમાં ચાલતી હતી. ખાનદાન ઘરનાં યુવક–યુવતીઓ ટપોટપ લડતમાં ઝંપલાવી રહ્યાં હતાં. કેટલાક આદર્શઘેલા યુવાનોએ સારી સારી કારકીર્દિને લાત મારી સ્વરાજ્ય માટેની ગાંધીજીની લડતમાં ઝૂકાવવા માંડયું હતું. આ પવન એવો તો પ્રચંડ હતો કે ગુણવંતરાયને બીતિ લાગતી કે વખતે સુરેખા કે રમેશ આ લડતમાં ઝંપલાવી બેસશે તો પીડા ઉભી થશે. આથી તેમણે નિર્મળાબહેનને આ વાત સમજાવી અને બંને છોકરાં તે તરફ આકર્ષાય નહિ તે માટે કાળજી લેવા સૂચવ્યું હતું. ઘણીવાર તો આ નવયુવાન તથા યુવતીઓના આત્મભોગની વાતો છાપામાં વાંચી ગુણવંતરાય પણ તેમનાં વખાણ કરતા. પણ પછી તેની ભળતી છાપ સુરેખા કે રમેશ પર ન પડે તે માટે, 'વાણીયા વાણીયા ફેરવી તોળ' એ ન્યાયે તેઓ વાતને જુદો ઝોક આપી દેતા. 'બાપની આશાઓને માથે પાણી ફેરવ્યું ! આ લોકો પતંગિયાની પેઠે ભાન ભૂલે છે ! ભાવિ કારકીર્દિ હાથે કરીને બગાડે છે !' આવી આવી ટીકા કરી, પોતાનો વિરોધ દર્શાવવા મિથ્યા પ્રયત્ન કરતા.

રમેશ તો પિતાની ઈચ્છા જાણી ચૂપ રહ્યો હતો. પણ સુરેખાએ એક બે વાર પિકેટિંગ માટે નામ નોંધાવવા નિર્મળા પાસે સંમતિ માગેલી. પણ તેના બાપનો તે બાબતમાં વિરોધ હોવાથી પ્રેમાળ માતાએ છોકરીને જેમતેમ સમજાવી શાંત દબાવી રાખી હતી. પિતાએ સુરેન્દ્ર સાથેના લગ્નની સંમતિ ઉદારતાથી આપેલી, તે વાતની કૃતજ્ઞતાને લીધે પણ સુરેખા પિતાની મરજી વિરુદ્ધ આચરણ કરવા તૈયાર થઈ શકી નહિ.

બે ત્રણ દિવસમાં જ સુરેખાએ સુધીર તથા સુરેન્દ્રને લખેલા પત્રનો જવાબ આવ્યો. તેમાં તેઓએ સુરેખાનો આભાર માની પોતાની પ્રવૃત્તિ ટૂંકમાં જણાવી હતી. 'આજે અમે સંગ્રામ સમિતિનો ચાર્જ સંભાળ્યો છે, એટલે ચાર આઠ દિવસમાં જ પકડાવાની અપેક્ષા રાખીએ છીએ.' એમ પણ તેમણે જણાવ્યું હતું. સુરેખા આ સમાચારથી અંતરમાં કંઈક વ્યગ્ર બની; પણ તેની વ્યગ્રતાને વધારી મૂકે તેવો બનાવ તો બે દિવસ પછી બન્યો.

# [ ૨૨ ] ચંદ્રપુરનું સરઘસ

સુરેન્દ્ર અને સુધીર બધી રીતે તૈયાર તો થઈ જ ગયા હતા. ધરપકડ, લાઠીચાર્જ, અપમાન વગેરે જે થાય તે અહિંસક રીતે સહન કરી લેવાની સંપૂર્ણ તૈયારી તેમની સમજ પ્રમાણે તેમણે કરી લીધી હતી. તો પણ પોતાને પકડાતાં સહજ એકાદ સપ્તાહ વીતી જશે, એમ તેમની માન્યતા હતી. તેમની ધરપકડ પછી હોદ્દાપર આવવા સારૂ નિમાયેલા સમિતિના કાર્યકર્તાઓનો પણ તેવો જ ખ્યાલ હતો. પણ એવા બનાવો બન્યા કે તેઓ બે જ દિવસમાં પકડાઈ ગયા.

મહાત્માજી જે ટુકડી લઈ દાંડી જવા નીકળેલા તે ટુકડી મહાત્માજીના પકડાયા પછી નવા સ્વરૂપે સજીવન બની હતી. ધારાસણાના મીઠાના અગરો પર અહિંસક ધસારો કરી તે અગરો પ્રજાકિય માલિકીના બનાવવા રાષ્ટ્રદેવનો આદેશ થયો હતો. આ ધસારા માટે દેશના જુદા જુદા પ્રાંતોમાંથી સ્વયંસેવકોની અહિંસક ટૂકડીઓ ધારાસણા ભણી કૂચ કરી રહી હતી. ધારાસણામાં તેમજ પ્રાંતે પ્રાંતમાં ધરપકડ, લાઠીમાર, વગેરેની ઝડી વરસી રહી હતી. ધારાસણાની આ ટુકડીના નાયકો પકડાતાં આખા દેશમાં હડતાળ પાડવા મહાસભાની વણલખી આજ્ઞા ફરી વળતી અને નાનાં નાનાં ગામડાં પણ આ આજ્ઞાનો અમલ કરી લડતને રંગે ચડાવતાં હતાં.

સમિતિના પ્રમુખ તરીકે સુધીર બહાર પડયો તેને બીજે દિવસે જ આવી હડતાળ ચંદ્રપુરમાં પણ પડી અને સાંજે સરઘસ કાઢવાનું નક્કી થયું.

સુરેન્દ્ર તથા સુધીરે બીજા કાર્યકર્તાઓ સાથે થોડી મંત્રણા કરી, સાંજે ચાર વાગે સરઘસમાં ભાગ લેવા આખા ગામમાં દાંડી પીટાવી સ્વયંસેવકોદ્વારા લોકોને ખબર આપી.સરઘસ સમિતિના કાર્યાલય આગળથી નીકળી ગામમાં ફરી પુનઃ ત્યાં જ આવી જાહેર સભાના રૂપે મળી છેવટે વિસર્જિત થશે એમ પણ જણાવવામાં આવ્યું હતું.

ચંદ્રપુરના સત્તાવાળાઓનો જીવ તો કેટલાય દિવસોથી તાળવે ચોંટયો હતો. કયે પ્રસંગે ચંદ્રપુરના મહાસભાવાદીઓ શું કરશે તેની તથા સરકાર કોઈ પ્રસંગે કેવો વિષમ હુકમ આપી દેશે તેની હંમેશાં તેમને ફીકર રહ્યા કરતી હતી. પોલીસ, લાઠી, વૉરંટ, બધું તૈયાર તો હતું જ; પણ તેનો ડાગડિમાગ વિરાટ પ્રજાસમૂહના દૃઢ નિશ્ચય સામે લાંબો વખત ન ટકી શકે એ આ તાલુકાના નાના મોટા અમલદારો પણ સમજતા હતા; તેથી તેઓ પોતાને ઉપરથી ઠપકો ન મળે તેની કાળજી રાખી કુનેહથી કામ લઈ રહ્યા હતા. છતાં બહારની દેખીતી સખ્તાઈ બતાવવામાં તે મણા રાખતા ન હતા. આજ સુધીમાં ચંદ્રપુરમાં પકડાયેલા કાર્યકરોને તેમણે તેમની સમજ પ્રમાણે ઓચિંતા પકડી સરકારનો કડપ પ્રજામાં મજબૂત બનાવ્યો હતો. એક બે વાર હળવા લાઠીચાર્જ પણ કરેલા તથા દરરોજ હથિયારબંધ પોલીસથી ભરેલી એક મોટરલોરી શહેરમાં બે ત્રણ વાર નિષ્કારણ ઘૂમાવવામાં આવતી. સત્તાનો પ્રભાવ બતાવી લોકોમાં ભય ઉત્પન્ન કરવા માટે આ બધું હતું. પણ ખરી રીતે તો સત્તાવાળા પોતે પણ આવતી કાલે શું થશે તેની આશંકાથી અંતરમાં ધ્રૂજતા હતા; છતાં સિંહનો સીનો બતાવવા મથી રહ્યા હતા.

સાંજે સાડાત્રણના સુમારે તો શહેરમાંથી થોકબંધ સ્ત્રીપુરુષો આવી સમિતિના મકાન આગળના મેદાનમાં ઉભરાવા લાગ્યાં. ‘ મહાત્મા ગાંધીની જય ’ તથા ‘ ઇન્કિલાબ ઝિન્દાબાદ ’ ના અવાજોથી

શહેર ગાજી ઉઠયું. કેસરી સાડીઓ પહેરેલી સ્ત્રીઓની એક ટુકડી રાષ્ટ્રિય વાવટાઓ ફરકાવતી એક તરફ ઉભી હતી. તેઓ ગાતાં હતાં—

'હમ લેંગે સ્વરાજ લેંગે'

બીજી એક તરફ શ્વેત ખાદીધારી ખુલ્લા માથાવાળા યુવાનોની ટૂકડી ખડી હતી. તેમનાં શ્વેત વસ્ત્રો તથા ઉત્સાહભર્યાં વદન જોતાં તે જાણે રાષ્ટ્રયજ્ઞની વેદીમાં હોમાવા તૈયાર થયેલાં પવિત્ર હુતદ્રવ્યો જેવા લાગતા હતા. એક સ્વયંસેવક થોડી થોડી વારે રણશીંગું ફુંકી નગરજનોને આમંત્રી રહ્યો હતો.

લગભગ પોણાચાર થયા અને સંગ્રામ સમિતિના સભ્યો તૈયાર થઈ મેદાનમાં આવ્યા. લોકોનો ઉત્સાહ જોઈ તેમનાં મન પુલકિત થયાં. તેમને જોતાં જ માનવમેદનીએ ગર્જના કરી. 'ઇન્કિલાબ ઝિન્દાબાદ !' સુધીરે હસતે વદને સહુને નમસ્કાર કરી, હાથ ઉંચો કરી શાન્ત થવા સૂચના કરી. થોડી વારમાં સહુ શાન્ત થઈ ગયા. પછી સુધીર ગંભીર સ્વરે બોલ્યો:

"ભાઇઓ તથા બહેનો, તમારો ઉત્સાહ જોઈ અમને આનંદ થાય છે; પણ એક વાત તમને જણાવવાની છે. આજે આ સરઘસ નહિ કાઢવા અમને અહીંના મેજીસ્ટ્રેટ સાહેબે મનાઈ હુકમ પહોંચાડયો છે. પરંતુ હું માનું છું કે, આજની સ્થિતિમાં આ સરઘસ કાઢવું એ આપણો પ્રાણાંતપણાનો ધર્મ છે. તેથી તે હુકમનો અનાદર કરી સરઘસ કાઢવાનો અમે નિશ્ચય કર્યો છે. માટે લાઠી ખાવાની, પોલીસના પગતળે ચગદાવાની કે ધરપકડની જેમને બીક હોય તે સવેળા પાછા ચાલ્યા જાય. જેઓ છેવટ સુધી અહિંસક રહી, ગમે તે ભોગે સહન કરવામાં માનતા હોય તેમણે જ આ સરઘસમાં ભાગ લેવાનો છે. ફરી કહું છું કે છેવટ સુધી સંપૂર્ણ અહિંસક રહેવાનું છે."

"અમે કશાથી ડરતા નથી; અમે સરઘસમાં આવીશું: અમે પોલીસથી બીતા નથી." એમ જુદા જુદા અવાજો લોકોમાંથી સંભળાયા. સુધીર તથા સુરેન્દ્રે એક ઉંચા ઝંડા પર ફરકતો રાષ્ટ્રધ્વજ હાથમાં લીધો અને સરઘસની રચના કરવા સ્વયંસેવકોને સૂચના

આપી, તે મોખરે ગોઠવાયા. દશેક મિનિટમાં તો સરઘસ વ્યવસ્થિત ગોઠવાઈ ગયું. સ્ત્રી, પુરુષ, બાળક સૌ સમજપૂર્વક શિસ્ત પ્રમાણે વર્તતાં થઈ ગયાં હતાં એટલે સ્વયંસેવકોનું કામ સરળ બન્યું હતું. સ્ત્રીસેવિકાઓ પણ શિસ્તબદ્ધ બની યથાસ્થાને ગોઠવાઈ ગઈ. સરઘસમાં વચ્ચે વચ્ચે સ્વયંસેવકો તથા સેવિકાઓ 'પરદેશી માલનો બહિષ્કાર કરો', 'દેશી કાપડ પહેરી લડતને ટેકો આપો.', 'હિંસા કરતાં અહિંસા મોટી છે.' વગેરે જાતજાતનાં સૂત્રો લખેલાં મોટાં વસ્ત્રોનાં બોર્ડ વાંસના આધારે ઉંચાં રાખી ચાલતાં હતાં.

સરઘસના મોખરેથી સ્વયંસેવકો પ્રેરક સમૂહ ગીત ગવરાવતા હતા અને સૌ તે ઝીલતાં હતાં.

શૂરા જાગજો રે, કાયર ભાગજો રે,
શૂરા જાગજો રે, કાયર ભાગજો રે,
માથું મૂકો સાચવવા સાચી ટેકને રે; સાચી ટેકને રે. (૨)
શૂરા જાગજો રે, કાયર ભાગજો રે,
શૂરા જાગજો રે, કાયર ભાગજો રે.

આખા સમૂહના માનસમાં શૌર્ય અને ટેકની તમન્ના ખીલી ઉઠી હતી. ધીમે ડગલે સરઘસ આગળ વધી રહ્યું હતું. પણ બજારમાં જતાં જ મુખ્ય ચોકમાં સરઘસ અટકીને ઉભું. પાછળવાળા લોકો ઉત્સુક થઈ થઈ ઉંચી ડોકે જોવા લાગ્યા: 'શું છે? શું છે?' 'પોલીસ આવી, સુધીરભાઈને તથા સુરેન્દ્રરાયને પકડ્યા હશે.' જાણ્યા જોયા વગર અટકળ કરી, સરઘસનો પાછળનો કેટલોક ભાગ ખંડિત થઈ ગયો. કોઈ કુતુહલથી, કોઈ ભયથી તો કોઈ નિકટના પ્રેક્ષક બનવાના લોભથી આગળ શું છે તે જોવા ચાલ્યાં; પણ છેક પાસે જવાને બદલે તે દૂરથી જ જોતા ઉભા રહ્યા.

ખરેખર પોલીસ અમલદારો સજ્જ થઈ આવી પહોંચ્યા હતા. તેમણે જ સરઘસને અટકાવ્યું હતું. સ્થાનિક પોલીસ અમલદારો તથા મેજીસ્ટ્રેટ પણ સુધીરને ઓળખતા હતા. આ લડતમાં તે જોડાયો

હોવાથી મનમાં તેના પર ખીજાતા પણ હતા, છતાં લાચારીથી મીઠો વર્તાવ જ રાખતા.

"કેમ સુધીરભાઈ, છેવટ ન જ માન્યું કે ?" ફોજદારે દમામ-ભેર પચીસ ત્રીસ લાઠીધારી પોલીસો સાથે આવી સરઘસના મોખરે ઉભા રહેતાં પૂછ્યું. વ્યાયામવીર સુધીરને ફોજદારનો એ દમામ હાસ્યાસ્પદ લાગ્યો. પોતે ધારે તો એક જ આંચકે, એકાદ લાઠી ખૂંચવી લઈ, તે વડે આ બધા સીપાઈઓને બે જ મિનિટમાં નસાડી શકે તેમ હતું. છતાં ફોજદાર સાહેબ એ નિર્જીવ બળ ઉપર ટદ્દાર ચાલતા હતા એથી તે મનમાં જ હસ્યો. સાથે સાથે પોતાના જેવા જવાબદાર અહિંસક સેવકથી આવો ખ્યાલ જ ન કરાય તે ભાન તેને થયું ને તે મનમાં જ પશ્ચાત્તાપ કરી રહ્યો.

"માનવા જેવું હોય તો મનાય ને ?" સુરેન્દ્રે જવાબ આપી દીધો.

"અમે અમારા નિશ્ચયમાં અડગ છીએ. આપ આપની જે ફરજ હોય તે બજાવી શકો છો." સુધીરે ફોજદારને મૂક્ત કર્યો.

"ઈન્કિલાબ ઝિન્દાબાદ ! ઇન્કિલાબ ઝિન્દાબાદ !" વસ્તુ-સ્થિતિ સમજી ગયેલા સરઘસના ટોળાએ અવાજ કર્યો.

ફોજદારે પાછળ દ્રષ્ટિ નાખી, તેમાં સત્તાવાળાઓને સહજ એવો રોષ હતો. તે સુધીર તથા સુરેન્દ્ર તરફ જોઈ બોલ્યા: "તો હું તમને આગળ વધવા દઈશ નહિ. તમે વિખરાઈ જાઓ તો સારૂં."

"તેમ નહિ બને. આગળ વધવા દેશો તો આગળ વધીશું; આગળ નહિ જવા દો તો આ ચોકમાં જ તમે ખસો તેની રાહ જોતાં ખડા રહીશું." સુધીર બોલ્યો.

"અમે ખસવાના નથી. સમજી જાઓ સુધીરભાઈ, મારે લાચારીથી લાઠીમાર શરૂ કરવો પડશે." ફોજદારે પોલીસ પલટન તરફ એક નજર નાખી.

"અમે મક્કમ છીએ. આપનો સમય બગાડવા માગતા નથી." સુરેન્દ્રે ઠંડો ટોણો માર્યો.

"ઠીક, નાયબફોજદાર, તમે આ લોકોને અહીં અટકાવો, હું હમણાં આવ્યો." ફોજદારે મૂછોના આંકડા ચઢાવી ટટ્ટાર ઉભેલા નાયબ ફોજદારને સરઘસને સંભાળવાનો ભાર સોંપ્યો ને પોતે સાઈકલ પર ચઢી ઝડપથી ચાલ્યા ગયા.

સરઘસ શાંત રીતે બેસી ગયું અને 'રઘુપતિ રાઘવ રાજા-રામ'ની ધૂન મચાવવા લાગ્યું. સમૂહના આશ્રયે કાયરો પણ મર્દ બની બેઠા હતા. સુધીર તથા સુરેન્દ્ર મંદ સ્મિત કરતા આ જ પ્રસંગની વાત કરતા હતા. તેઓ હવે શું બનશે તે સમજી ગયા હતા. અડધા કલાક પછી સાયકલને બદલે ઘોડેસ્વાર થઈ ફોજદાર સાહેબ આવી પહોંચ્યા. તેમણે દમામથી સુધીર તથા સુરેન્દ્રને પકડવાના હુકમો આપી દીધા. કદાચ એ હુકમો મેળવવા જ ફોજદાર મેજીસ્ટ્રેટ પાસે જઈ આવ્યા હશે, એમ મોખરાના માણસો સમજી શક્યા.

સુરેન્દ્ર તથા સુધીર શાંતિથી તાબે થયા. તેમણે લોકોને શાંત અને અહિંસક રહી લડતને વેગ આપવાનો સંદેશો આપ્યો ને પોતાના નવા નિવાસસ્થાને જવા પોલીસ સાથે ચાલતા થયા. પોલીસે એક હળવો લાઠીચાર્જ કર્યો અને સરઘસને વિખેરવા ફોજદાર સાહેબ રોષથી લાલ પીળા બની ઘોડો ચારે બાજુ ઘૂમાવવા લાગ્યા. દશ પંદર મિનિટમાં તેમનું કામ ખલાસ થઇ ગયું એટલે મૂછ પર હાથ નાખતા એક વિજયી વીરની પેઠે તે ત્યાંથી ચાલ્યા ગયા. પ્રજાના એ રક્ષકોને અત્યારે પ્રજાનાં માથાં ફૂટે કે હાથ પગ ભાંગે તે જોવાની પણ પરવા ન હતી.

આ સમાચાર બીજે દિવસે વર્તમાનપત્રોમાં પ્રગટ થયા. સુરેખાના વાંચવામાં આવતાં જ તે અતિશય વ્યગ્ર બની ગઈ. તેની આંખમાંથી આંસુનાં બિંદુ પડી, વર્તમાનપત્રના નિર્જીવ કાગળને ભીંજવી રહ્યાં. પણ એ કાગળ શું ખરેખર નિર્જીવ હતો? ના, તેમાં સુરેન્દ્રનું નામ અંકાયેલું હતું, તેના સમાચાર હતા. એટલે તે સુરેખાને મન સજીવથી પણ વધુ મહત્વનો હતો.

## [ ૨૩ ] કેદીની મુલાકાત

સુરેખાએ વાંચ્યું કે, સુધીર તથા સુરેન્દ્રને કાચી જેલમાં રાખેલા છે, એટલે તે ચંદ્રપુર જઈ તેમને મળવા અધીરી બની. તેણે માતાને પોતાની ઇચ્છા જણાવી. માતાએ કહ્યું: "તારા બાપુજીને પૂછ્યા પછી વાત."

"વાતે વાતે બાપુજીને પૂછવાનું? તમારાથી તો તોબાહ! ભગવાન!" સુરેખાએ કંટાળી કહ્યું.

"ચંદ્રપુરમાં બીજું ઘરનું પણ કેટલુંક કામ છે, એટલે તારા બાપુજી ના નહિ પાડે. તું ધીરી થા." નિર્મળાબહેને હસીને સુરેખાને કહ્યું.

તે સાંજે નિર્મળાબહેને ચંદ્રપુર જવાની વાત કાઢી ગુણવંતરાયને કહ્યું: "આજ કાલ કરતાં કેટલાય મહિના થઇ ગયા, હવે ચંદ્રપુર ક્યારે જવું છે?"

"જોઉં છું. હમણાં તો આ સ્વરાજની ધાંધલમાં કાંઇ ઉકલતું જ નથી. જોને પેલો સુરેન્દ્ર પણ કેદમાં ગયો." ગુણવંતરાય બોલ્યા.

"ગયો જ તો. ભલભલા ગયા છે ને!" નિર્મળાબહેન બોલ્યાં.

"સુરેખાને લાગ્યું તો હશે જ." ગુણવંતરાયે ધીરેથી પૂછ્યું.

"લાગે તો ખરૂં જ ને! સ્ત્રીનું હૃદય કાંઈ પુરુષો જેવું કઠોર નથી હોતું." પતિની કઠોરતાનો ગર્ભિત નિર્દેશ કરતાં હોય તેમ નિર્મળાબહેન બોલ્યાં.

"બધાય પુરુષ કઠોર અને સ્ત્રીઓ તમે બધીયે કોમળ–દયાની દેવીઓ જાણે!" ગુણવંતરાયે કટાક્ષ કર્યો.

"ના, ના એવું તો નહિ; પણ પુરુષ તે પુરુષ જ. જુઓને, મારી કે સુરેખાની કોઈ વાત તમારે ગળે ન ઉતરે તો તમે અમને કેટલાં ધમકાવી કાઢો છો? અમારી આર્જવતા તમને જરાય પીગળાવે છે?"

"તમે તદ્દન જુઠાં છો." મધ્યમ વયના પુરુષોની રસિકતાના પ્રતિક સમી વાણી ગુણવંતરાયના મુખમાંથી નીકળી. વય વધતાં રસિકતા વધતી હશે કે ઘટતી હશે? ગમે તે હો, પણ ગુણવંતરાયની રસિકતા તો વયના વધવા સાથે પરિપક્વ બની હતી અને તે પરિપકવતાએ યૌવનનું છીછરાપણું, સંકોચ, અધીરાઈ વગેરેને દૂર કર્યાં હતાં.

પછી ચંદ્રપુરમાં ગુણવંતરાયે કરેલી ધીરધારની વાતો નીકળી. એ લોકોના હિસાબ કિતાબ માટે ઘણા વખતથી ચંદ્રપુર જવાની અગત્ય હતી. પણ એક મહત્વનો મુકર્દમો લઢવામાં ગુણવંતરાય કેટલાક વખતથી રોકાયા હતા એટલે તેમને વખત મળતો ન હતો.

"ત્યારે હવે રમેશને એ લોકો સાથે માથાઝીક કરતાં શીખવા દો. આ વખતે તેને અમારી સાથે ચંદ્રપુર મોકલો. એ પણ બધી માહિતી તો મેળવે!" નિર્મળાબહેને કહ્યું.

ગુણવંતરાયને પણ એ વાત ઠીક લાગી. પોતાના વતનમાંના કામકાજને અંગે રમેશ માહિતગાર થાય તે ઈષ્ટ હતું. તેમણે રમેશ સાથે સુરેખા તથા નિર્મળાને થોડા દહાડા ચંદ્રપુર જઈ આવવા સંમતિ આપી. તે જ દિવસે રમેશને ખબર અપાઈ ગઈ; અને રમેશ વડોદરાથી બારોબાર માતા તથા બહેન સાથે ચંદ્રપુર આવ્યો. કામકાજ

સબંધી સૂચનાઓ તથા કાગળપત્રો ગુણવંતરાયે નિર્મળા સાથે મોકલાવ્યા હતા, તે રમેશે સંભાળી લીધા.

સુરેખા માટે ગુણવંતરાયે ખાસ તાકીદ કરી હતી. "છોકરીને ક્યાંય તોફાનમાં જવા દેશો નહિ. હું અહીં જ રાખત, પણ અહીં એ એકલી રહે એટલે મારો જીવ ઉંચો રહે ને તમારો જીવ પણ ઉંચો રહે, માટે એની સંભાળ બરાબર રાખજો. સરઘસમાં કે બીજા કોઈ ધાંધલમાં જાય નહિ તેની કાળજી રાખજો." નિર્મળાએ આ બાબત ગુણવંતરાયને નિશ્ચિંત રહેવા કહ્યું હતું ને જણાવ્યું હતું કે, "તમારા કરતાં મને એની ઓછી ચિંતા નથી." આ વાત સાચી હતી. પણ બંનેની ચિંતા કરવાની પ્રણાલિકામાં ફેર હતો તે ગુણવંતરાય સમજતા હતા; છતાં સ્પષ્ટ સમજાવી શક્યા નહિ. બધે પ્રસંગે બધા જ પ્રશ્નોના રદીયા વ્યવહારમાં આપી શકાતા નથી.

ચંદ્રપુર આવતાં જ સુરેખાના આગ્રહથી રમેશ સુરેખાની સાથે લૉક–અપ જેલ પર બનતી ઝડપથી ગયો અને તેણે સુધીર તથા સુરેન્દ્રની મુલાકાતની અરજી આપી. લાંબો વખત રાહ જોવડાવ્યા પછી, કેટલીક જરૂરી તથા બીનજરૂરી પૂછપરછ પછી મુલાકાતની માગણી મંજુર થઈ. એક મજબૂત સળીયાવાળો દરવાજો ખોલી સુરેખા તથા રમેશને અંદર લીધાં ને તે દરવાજાને કાળજીપૂર્વક તાળું લગાવવામાં આવ્યું. પછી અંદરનો બીજો દરવાજો ખોલી ભિતરના ચોગાનમાં સુરેખા તથા રમેશને લઈ જવામાં આવ્યાં. ત્યાં કોટડીઓની હાર હતી. તપાસ કરતાં માલમ પડ્યું કે, સુરેન્દ્ર તથા સુધીરને જુદી જુદી કોટડીમાં રાખ્યા હતા.

જેલર અને એક બીજા પોલીસ સીપાઈ જેવા ઇસમની હાજરીમાં મુલાકાત આપવામાં આવી. પહેલી મુલાકાત સુરેન્દ્રની થઈ. તેનો ચહેરો નિસ્તેજ બન્યો હતો, છતાં સુરેખાને જોતાં જ તેના ચહેરા પર હાસ્યની વિજળી ચમકી ઉઠી.

"સુરેખા! રમેશ! તમે? એકાએક?" તેણે આશ્ચર્યચકિત બની પૂછ્યું.

"હા, અમે તમારી પાછળ પાછળ." રમેશથી બોલાઈ ગયું.

"કેમ સુરેખા, સુરતથી ક્યારે આવ્યાં?" સુરેન્દ્રે પૂછ્યું.

"આજે–હમણાં જ." સુરેખાનો અવાજ કંપતો હતો.

પ્રિયતમના વિખરાયેલા બાલ સમારવા તેના મનમાં ઉત્કંઠા થઈ આવી, પણ વચ્ચે લોખંડની જાળી નડતી હતી, અને પાસે ઉભેલા જેલ સત્તાના બે નોકરો પણ એ લોખંડથી જરાય ઓછા જડ ન હતા. તેમને શું પ્રેમ કે પ્રેયસીના ઊરની સમજ નહિ હોય? વખતે હશે. પણ અહીં તેઓ પ્રેમની ફીલસુફી સમજવા ઓછા આવ્યા હોય છે? આમ ધારી સુરેખાએ પોતાની ઇચ્છાને રોકી દીધી.

રમેશ સુરેન્દ્ર સાથે થોડી વાત કરી પાસેની કોટડીમાં સુધીર હતો ત્યાં જઈ ઉભો. સુધીરનું મોં જેવું ને તેવું હસતું અને આનંદી હતું તે રમેશ જોઈ શક્યો. તેના મનમાં સુધીર માટે જે માન હતું તે વધી ગયું. સાચા અહિંસક માનસની ભાવના તેણે સુધીરમાં જોઈ.

સુરેન્દ્ર સાથે સંકોચપૂર્વક થોડી વાતો સુરેખાએ કરી. સુરેખાની આંખમાં આંસુ આવ્યાં. સુરેન્દ્રે તેને હિંમત આપી, બહાદુર બનવા કહ્યું, અને આંખ લૂછતી સુરેખા સુધીરવાળી કોટડી આગળ જઈ ઉભી. "કોણ સુરેખાબેન! કવિ તો મારી સાથે જ આવી ગયો છે. હવે તમે?"

"કવિને તો હું પાછો લઈ જવા માગું છું." સુરેખા સખ્ત બની બોલી ગઈ.

"તમારા પ્રેમની બેડી કરતાં સરકારની બેડી વધુ મજબૂત છે તો!" સુધીર સુરેખાને ખોટું ન લાગે તેવા ભાવથી સહજ હસ્યો.

"તો હું ય તેની સાથે તે બેડી સ્વીકારી લઈશ." કંઈક વિચારમાં ને વિચારમાં સુરેખા બોલી ગઈ.

પછી તેણે સુધીરના સ્વાસ્થ્યની અને પંડિતજી વગેરેની ખબર પૂછી. અને પછી વખત પૂરો થઈ જવાથી બંને ભાઈબેન પ્રણામ કરી સુધીરની કોટડી આગળથી ચાલ્યાં. સુરેન્દ્ર જાળીના સળીયા

પકડી ઉભો જ હતો; ત્યાં સુરેખા પળવાર ઉભી રહી. જેલર પણ પળ વાર ગમ ખાઈ ઉભો રહ્યો.

"કાલે કેસ ચાલશે. તે વખતે તું આવજે. તને છેલ્લી જોવાની ઇચ્છા રહે છે." સુરેન્દ્ર બોલ્યો.

"જરૂર આવીશ, તું કહીશ ત્યાં; તારી સાથે પણ આવવા દે તો આવવા તૈયાર રહીશ." સુરેખાએ સળીઆ પકડી ઉભેલા સુરેન્દ્રની આંગળીઓ પકડી લઈ ચૂંબન કર્યું. જેલર તથા રમેશ નીચું જોઈ ગયા. તેમાં નીચું જોવા જેવું શું હશે વારૂ? પોતે એવો નિખાલસ પ્રેમ જીવનમાં ઉતારી શકયા નથી, એથી તો તેઓ શરમાયા નહિ હોય? કે પછી એ પ્રેમના ક્ષેત્રમાં બાધા જેવા જ હતા? ના, તેમ તો ન હતું. તેમ હોત તો પેલા સીપાઈ જેવા દેખાતા માણસમાં ને તેમનામાં ફેર શાથી હોત? તે માણસ સુરેખાનું કાર્ય જોતાં સહજ હસ્યો; ને પોતાનું તે હાસ્ય બીજામાં પ્રેરવા તેણે પ્રયાસ કરી જોયો પણ તે નિષ્ફળ ગયો. તેણે તુરત જ હાક મારી: "ચાલો બહેન, હવે સમય પૂરો થઈ ગયો."

સુરેખા ચાલી, પાછું વાળી એક બે વાર તેણે જોયું ને દરવાજામાં થઈ બહાર નીકળી. દરવાજો દેવાઈ ગયો ને તેનાં ડામરવાળાં કમાડ સુરેન્દ્રની આંખે ધોળે દહાડે અંધારપછેડો તાણી ઉભાં. અંધારી જેલમાં પધારેલી મૂર્તિમાન વિદ્યુતદેવી ચાલી જતાં ઘન અંધકાર છવાઇ ગયો.

**तमसो मा ज्योतिर्गमय।** સુરેન્દ્ર બબડ્યો: તે પ્રભુને ઉદ્દેશીને કે તેજમૂર્તિ પ્રિયતમાને ઉદ્દેશીને બોલ્યો તે સ્પષ્ટ સમજાયું નહિ. સૂફી કવિઓ પ્રભુને પણ પ્રિયતમા બનવા કહે છે, તે કંઇ અર્થવિહિન તો નથી જ. હરેક જીવતા માણસને કોઇક વાર તો પ્રિયતમાના પ્રેમનો અનુભવ કરવાની તક મળે છે. ને તેવી તકે તેને પ્રિયતમાથી વધુ લોકોત્તર કાંઇ જ રહેતું નથી. પ્રભુ! ના તે પણ

પ્રિયતમા સમક્ષ એ ક્ષણે તો ઝંખવાણો પડે છે. એટલે તેને ઝંખવાણો ના પાડવા ખાતર સૂફીવાદીઓ તેને જ પ્રિયતમા બનાવી દે છે, તે યોગ્ય છે. પ્રિયતમામાં પ્રભુનાં, સકળ સ્થાવર જંગમનાં દર્શન કરવાં એ તો જીવનની સૌથી ઉચ્ચ સિદ્ધી છે એ કોણ નથી જાણતું?

ઘેર આવતાં જ સુરેખાને હૃદય પ્રદેશે મનોમંથનનો નવો સંગ્રામ શરૂ થયો. સ્થૂળ સંગ્રામ કરતાં માનસિક સંગ્રામ ઓછો કપરો નથી. સ્થૂળ સંગ્રામ એ તો બહારની વાત છે. એનાં પરિણામ જો મનને અસર ન કરે તો એ નિરર્થક જ રહે છે. પણ મનનાં મંથન-મનનો સંગ્રામ ભારે બલિષ્ઠ છે. તે પળમાં માણસના જીવનમાં પલટો આણે છે. એ એક પળમાં નવું જગત સરજે છે, ને સંહારે છે પણ તેટલી જ ઝડપથી. સુરેખાએ સુરેન્દ્ર તથા સુધીર સાથેની વાતચીત અને પોતે ઉચ્ચારેલા શબ્દો ફરી ફરી યાદ કર્યા. તેણે સુરેન્દ્રને શું કહ્યું હતું? 'તારી સાથે આવવા તૈયાર રહીશ.' બસ તેણે તૈયારી કરવી જ જોઇએ. 'ગમે તે થાય, પિતા કોપે કે પ્રભુ, પણ તે તો જશે જ તેના પ્રિયતમ સાથે, તેની બેડીમાં સાથે બંધાવા માટે.' સુરેખાએ નિશ્ચય કર્યો અને તે નિશ્ચયને અનુરૂપ કાર્યક્રમ તેણે મન સાથે ગોઠવી દીધો.

આ કાર્ય પૂરૂં થતાં જ તેનું મંથન શમી ગયું. તેના મનમાં, હૃદયમાં વજ્રની કઠોરતા આવી ગઈ. રમેશ તથા નિર્મળા કાંઈ જાણી શકે તે પહેલાં તો સુરેખા ચંદ્રપુરમાં ઘૂમી વળી અને પોતાની જુની સહિયરોને મળી તેટલીને જાગૃત કરી, લડતમાં ઝંપલાવવા પ્રેરણા આપી રહી.

કેટલાંક માણસોનું વ્યક્તિત્વ જ એવું હોય છે, કે જે બીજાં પાસે સહજમાં ધાર્યું કરાવી શકે છે. સુરેખા પણ તેવું જ વ્યક્તિત્વ ધરાવતી હતી. એક જ દિવસમાં—અરે માત્ર ત્રણ ચાર જ કલાકમાં તો તેણે ચંદ્રપુરની નારીઓમાં ગેબી મંત્ર ફૂંકી દીધો.

## [ ૨૪ ] સુરેન્દ્રને પગલે

આજે દહાડે ચંદ્રપુરની કોર્ટમાં લોકોની ભારે ઠઠ જામી હતી. નાના મોટા સહુ સુધીર તથા સુરેન્દ્રનો મુકદ્દમો સાંભળવા એકઠા મળ્યા હતા. સુરેખા, નિરંજના તથા તેમની સાથે બીજી પણ બે ત્રણ સ્ત્રીઓ કોર્ટમાં હાજર હતી. સખત શિક્ષા થશે એની તો સહુને ખાત્રી હતી; તે છતાં કોર્ટ શું ફેંસલો આપે છે તે જાણવા કોઇની પણ ઉત્સુકતા ઓછી ન હતી. સુરેખા પણ કંઈ લાખો નિરાશામાં અમર આશા છુપાવી બેઠી હતી. નગરના વિનયી ગૃહસ્થોએ સ્ત્રી-સન્માનની ભાવનાથી મોખરાનો એક બાંકડો સ્ત્રીઓને બેસવા માટે ખાલી કરી આપ્યો હતો. સુરેખા તે બાંકડાના એક ખૂણે બાંકડાનો જ એક ભાગ બની ગઇ હોય તેટલી જડતાથી બેઠી હતી.

લોકોના નમસ્કાર ઝીલતા સુરેન્દ્ર તથા સુધીરને કોર્ટમાં લાવી આરોપીના પાંજરામાં ખડા કરવામાં આવ્યા. સુરેન્દ્રની આંખ કોઈકને શોધતી વિકળ બની રહી હતી. તેણે પેલા બાંકડામાં કાંઈક જોયું ને જાણે બાંકડો સજીવ બન્યો. સુરેખા પળવાર ચંદ્રથી પોયણી ખીલે તેમ ખીલી ઉઠી. તેમની મૂક આંખો લાખલાખ વાતો કરી રહી. સુધીરે પણ સુરેખાને જોઈ આછું સ્મિત કર્યું.

કામ ચાલતાં વાર લાગી નહિ. આરોપીઓએ પોતાનાં લેખીત નિવેદનદ્વારા કોર્ટના કામકાજમાં પોતાનો અવિશ્વાસ જાહેર કરી બચાવ કરવા ના કહી, એટલે કોર્ટનું કામ સરળ બની ગયું. હંમેશની રીતે ચૂકાદો જાહેર કરવામાં આવ્યો. બંને આરોપીઓને ચાર ચાર માસની સખત કેદની શિક્ષા ફરમાવવામાં આવી. એ હુકમ સાંભળતાં જ કોર્ટમાં 'મહાત્મા ગાંધીની જય'નો પોકાર કોઈએ કર્યો ને તે સહુએ યંત્રવત્ ઝીલી લીધો. પોલીસો રાતાપીળા થઈ અક્કડ બની આંખથી ગુસ્સો દાખવી રહ્યા, પણ સાગર સમ ઉછળતી માનવમેદની કાબુમાં રહી નહિ.

શિક્ષા પામેલા બંદીવાનોનું મૂલ્ય લોકોની નજરે પ્રથમ કરતાં ઘણું વધી ગયું. લોકોએ તેમને પાછા જેલમાં લઈ જતી વખતે નમસ્કાર કરી કરી, બહુ માન આપ્યું. એક માણસ તો ફૂલના બે હાર લઈ આગળ આવ્યો, પણ પોલીસોએ તેને ધમકાવી ધકેલી કાઢ્યો ને કેદીઓને ઝડપથી લઈ તેઓ ચાલ્યા ગયા.

આ વખતે સુરેખા આંસુની માળા સુરેન્દ્રને અર્પણ કરી રહી હતી. તેનાં મોતી વેરાઈ રહ્યાં હતાં, તે સુરેન્દ્રે જતાં જતાં જોઈ લીધું. નિશ્વાસ નાખી તે જેલની દીવાલોમાં પુરાવા ચાલ્યો ગયો. સુરેખા મુક્ત ખરી? તેણે મનમાં વિચાર કર્યો. કોઈ મુક્ત નથી. ગુલામીની અસહ્ય દીવાલો આખા રાષ્ટ્રને ઘેરી વળી છે ત્યાં કોણ મુક્ત હોઈ શકે? એ દીવાલો બધાને દેખાતી નથી; જ્યારે પોતાની નાનકડી જેલની દીવાલો સહુની નજરે પડે છે, એટલો જ તેમાં ફરક છે, એમ સુરેન્દ્ર સમજ્યો.

કોર્ટમાંથી ઘેર આવી સુરેખા તુરત જ સુરેન્દ્રને આપેલું વચન પાળવા તૈયાર થઈ. તેણે નિશ્ચય કર્યો કે, કાં તો સુરેન્દ્રની પાછળ જેલમાં જઈશ અને તેમ નહિ બને તો બહાર રહી સુરેન્દ્રનું કામ આગળ ધપાવીશ. આ નિશ્ચય તેણે રમેશને પણ જણાવ્યો નહિ, અને તે પોતાને કામે લાગી ગઈ.

સુરેખાએ જોયું કે શહેરમાં હડતાળ તો પડી હતી, પણ સરઘસ કે જાહેર સભા જેવું કાંઈક ગોઠવાવું જોઈતું હતું; તે ગોઠવવા તેણે પોતે જ વિચાર કર્યો. બે એક કલાકમાં તો સુરેખાએ થોડા પ્રયાસે ઉત્સાહી સ્ત્રીઓને 'ઇન્કિલાબ ઝિન્દાબાદ' પોકારતી, સમિતિ કાર્યાલય આગળ ખડી કરી દીધી. સમિતિના નવા મંત્રી સુરેખાને સારી રીતે ઓળખતા હતા. તેમને સુરેખાએ કહ્યું: "આજે તમે થાક ખાઓ. આજે અમારો વારો છે."

મંત્રી સમજતો હતો કે આવી લડતમાં થાક હોય જ નહિ. થાક ખાવાની વાત જ આવા પ્રસંગે શરમજનક હોય છે. સુરેખાનો ઉત્સાહ જોઈ તે નરમાશથી બોલ્યો: "બેન, અમે સરઘસની આગેવાની લઈ સરઘસ કાઢવા તૈયારી કરીએ છીએ. તમે..."

"ના, ના. મારું માનો. આજે અમે સ્ત્રીઓ જ સરઘસ કાઢીશું. અમને તાલીમ લેવા દો. તમે આવતી કાલના વ્યૂહ ગોઠવવા માંડો." સુરેખાએ પોતાની મક્કમતા જણાવી.

છેવટે રાષ્ટ્રધ્વજ સાથે સુરેખાની આગેવાની નીચે સ્ત્રીઓનું સરઘસ નીકળ્યું. દશ જ મિનિટમાં થાકીપાકી પોલીસ 'સવરાજવાળા'ને ગાળો ભાંડતી તૈયાર થઈ ગઈ. બજારનું નાકું ઘેરી પોલીસ ખડી થઈ ગઈ. રાષ્ટ્રગીત ગાતી સુરેખાની મંડળી પણ મક્કમપણે ઉભી રહી. શું કરવું તે પોલીસ અમલદારોને સૂઝ્યું નહિ. અડધો કલાક એમ જ વીતી ગયો. છેવટે ફોજદારે આવી જાહેર કર્યું કે, 'તમને દરેકને પકડવામાં આવે છે, માટે પોલીસ ચોકી પર ચાલો.' સુરેખા તે માટે તૈયાર હતી. બીજી સ્ત્રીઓમાં પણ તેની હાજરીથી અજબ હિંમત આવી હતી. બધી સ્ત્રીઓને પોલીસ ચોકી પર લાવી બેસાડી રાખવામાં આવી. છેવટે છેક મોડી સાંજે 'ફરી આવું ધાંધલ કરશો તો સખત સજા થશે' એમ તાકીદ આપી બધાંને છોડી મૂકવામાં આવ્યાં. સુરેખાને આથી નિરાશા થઈ. ન તો કાર્યક્રમ અમલમાં

મૂકાયો કે ન તો જેલમાં જવાયું. એટલે તેણે મનમાં નવો વ્યૂહ ગોઠવવા માંડ્યો.

પણ તે સાંજે જ તેને કોઈ ખાસ વ્યૂહ ગોઠવવાનો ન રહ્યો. કારણ સરકાર પક્ષે જ તેને વ્યૂહ રચી આપ્યો. મૂંઝવણમાં પડેલા પોલીસ અમલદારે મેજીસ્ટ્રેટને બધી હકીકત જણાવી, સુરેખાની બલા ચંદ્રપુરમાંથી તાકીદે દૂર કરવાની અગત્ય સમજાવી. મેજીસ્ટ્રેટે આજના બનાવ પરથી તે વાત સ્વીકારી અને સુરેખાને એક હુકમ પહોંચાડવામાં આવ્યો. તેમાં ચોવીસ કલાકમાં ચંદ્રપુરની હદ છોડવા તથા તે દરમ્યાન જાહેર ભાષણ, સરઘસ કે બીજી પ્રવૃત્તિમાં ભાગ ન લેવા ફરમાવ્યું હતું.

સુરેખાની ઓચિંતી પ્રવૃત્તિ જોઈ રમેશ તથા નિર્મળા સહજ ડરી ગયાં હતાં. તેમણે તેને બહુ બહુ સમજાવી, પણ સુરેખાએ કાંઈ પણ માન્યું નહિ. લાચાર નિર્મળાએ તારથી આ ખબર ગુણવંતરાયને આપી પોતાની જવાબદારી હળવી કરી. વધુ પડતી કડકાઈ ચાલે છે ત્યાં કુટુંબતંત્ર પણ રાજતંત્ર જેવું શુષ્ક બને છે. જવાબદારી માટેનું વધારે પડતું મહત્વ જ ઘણીવાર જવાબદારી ટાળવાના રાહ શોધાવે છે.

સુરેખા સંગ્રામસમિતના મંત્રી પાસે પહોંચી. તેણે તે જ વખતે પોતાને સંગ્રામસમિતિમાં સામેલ કરવા જણાવ્યું તથા પેલો મનાઈ હુકમ બતાવ્યો. પણ મંત્રીએ તેમ કરવા પોતાની અશક્તિ બતાવી કહ્યું: "આ સંગ્રામસમિતિની યોજનામાં તલભાર જેટલી વધઘટ કરવાની અમને સત્તા નથી, માટે માફ કરો."

"તો મને આજે જ અબઘડી આ મનાઈ હુકમનો ભંગ કરવાની તક મેળવી આપવા તો કંઈક કરી શકશો કે નહિ?"

"એટલી બધી શી ઉતાવળ છે?" મંત્રી હસ્યા.

"છે જ. સરકારી તંત્ર કરતાં વધુ ઉતાવળ–ઝડપ અને વધુ સંગ્રામ–વ્યુહ ગોઠવવા એ બેની આપણને ખાસ જરૂર છે."

"ઠીક, તમે કહો તે ગોઠવણ કરીએ." મંત્રી સુરેખાનું પાણી જાણુતા હતા એટલે બોલ્યા.

"આજે રાત્રે જાહેર સભા ગોઠવો. તેમાં હું ભાષણ કરી, આ હુકમનો ભંગ કરૂં." સુરેખાને આજે રાત્રે જેલમાં દાખલ થઈ જવું હતું. સુરેન્દ્ર આજે ભોંયપર ચટાઈપર કે કામળા પર પડયો રહે ને પોતે ઘેર રહી તળાઈમાં આળોટે એ તેને મન અસહ્ય થઈ પડયું હતું.

મંત્રીએ શહેરમાં જાહેરાત કરી, સભાની તૈયારી કરાવવા માંડી. નાનકડા શહેરમાં પોલીસને પણ આ વાતની ખબર મળી ગઈ, અને તેમણે પણ તૈયારી કરી લીધી. રમેશે સુરેખાને ઘણી આર્જવતા પૂર્વક સમજાવી પણ તેણે માન્યું નહિ. નિર્મળાબહેનનાં આંસુની પણ તેણે અત્યારે પરવાહ કરી નહિ. આટલા દિવસથી જંપી ગયેલી સુરેખા સુરેન્દ્રની પ્રેરણાથી એકાએક જોગમાયા જેવી યુદ્ધવિલાસિની બની ગઈ હતી. માત્ર તેનું યુદ્ધ અહિંસક હતું એટલો જ ફેર હતો.

રાત્રે સંગ્રામસમિતિના મંત્રીને પ્રમુખપદે જાહેરસભા થઈ. તેમાં સુરેખાએ સરકારની નીતિની ઝાટકણી કાઢતું તીખું, ઢીલા પોચા માણસને પણ પાણી ચડાવે તેવી જોરદાર ભાષામાં છટાદાર ભાષણ કર્યું. તેણે જાહેર જીવનને ગૂંગળાવવાના, નાગરિકોને અપમાનજનક હુકમો આપવાના તથા વગર હુકમે મોઢાની ધરપકડો કરવાના સરકારના પ્રયાસોને મહા જૂલમ તરીકે ગણાવ્યા હતા. તે તથા તેવા બીજા જુલમોમાં સરકારને સાથ ન આપવા તથા તેનો સામનો કરવા અને લડતને વેગ આપવા તેણે જોરદાર શબ્દોમાં જાહેર પ્રજાને ભલામણ કરી હતી.

ભાષણ ખતમ થયું, અને ઇરાદાપૂર્વક કોઇએ પ્રથમથી ગોઠવણ કર્યા મુજબ સુરેખાને હારતોરા પહેરાવવામાં આવ્યા.તાળીઓના ગડગડાટથી મેદાન ગાજી ઉઠયું. સરકાર પક્ષે આટલી ધીરજ રાખી એ ઓછી ન લેખાય. તુરત જ તેમણે સુરેખાની ધરપકડ કરી અને તેને તે જ

વખતે જાપ્તામાં રાખવા માટે લૉક-અપમાં લઈ જવામાં આવી. અકસ્માત એવું બન્યું કે, તે જ દિવસે સુધીર તથા સુરેન્દ્રને દક્ષિણની કોઇક જેલમાં રવાના કરી દીધેલા હોવાથી સુરેન્દ્રવાળી ખાલી કોટડીમાં જ સુરેખાને પૂરવામાં આવી. "હાશ!" જાણે જેલમાં પૂરાતાં સુરેખાનો આત્મા જરા વિરામ પામ્યો. સુરેન્દ્રનાં સ્મરણે જીવંત બનેલી એ કોટડી પહેલે દિવસે તો સુરેખાને સ્વર્ગ સમાન લાગી, અહીંની લૉક-અપમાં સ્ત્રીકેદીઓ માટે ઈલાહીદો ભાગ ન હોવાથી તેનો કેસ ચાલી નિકાલ થાય ત્યાં સુધી તેને તે જ કોટડીમાં રહેવાનું હતું, તે જાણી તે બહુ આનંદ પામી. પ્રફુલ્લ મનથી કામળાપર પડેલી સુરેખા આંખ મીંચી પોતાની કલ્પનામાં પ્રિયતમ પાછળ વનમાં ભટકતી દમયંતી તથા સીતાને યાદ કરી રહી. પોતે પણ આજે એમ જ પ્રિયતમ પાછળ જેલમાં આવી હતી ને? તે પળવારમાં મન સાથે જ હસી, સીતા ને દમયંતીના આદર્શને તો પોતે પોચાપણું કહી આજ સુધી હાંસી કરતી હતી, ત્યારે પોતે જ તે માર્ગે ક્યાંથી ચઢી ગઈ? પ્રેમનો સ્પર્શ જ એવો હશે કે પોતે ખરેખર સતી દમયંતી થવા લોભાઈ હતી? તે ફરી હસી. નિર્જીવ જેલની દિવાલો જીવનમાં પહેલી જ વાર આ હાસ્ય જોઈ સ્તબ્ધ બની ઉભી હતી. આવી અજબ યુવતીને પોતાને ખોળે સુવાડી તે જાણે પુલકિત બનતી હતી. તેને વાચા હોત તો જરૂર તે આ રસિક પ્રણયિની સાથે વાતે વળગી જાત.

રમેશનો બીજો તાર ગયો ને ગુણવંતરાય ધુવાંફુવાં થતા આવી પહોંચ્યા. તેમણે છોકરીને માટે ચંદ્રપુર આખું તળે ઉપર કરી નાખ્યું. અમલદારોને મળ્યા, આગેવાનોને મળ્યા, વકીલોને મળ્યા. છેક છેવટે જેલમાં જઈને સુરેખાને પણ મળ્યા. તેમણે સુરેખાને માફી માગી લેવા સમજાવી, પણ તે એકની બે ન જ થઈ. ગુણવંતરાય હાર્યા, ને લમણે હાથ દઈ ઘેર ચાલ્યા ગયા.

ત્રીજે દિવસે કોર્ટમાં કામ ચાલ્યું. સુરેખાએ ગુન્હો કબુલ કર્યો ને તેને બે માસની આસાન કેદની સજા થઈ. મેજીસ્ટ્રેટે તેને બ વર્ગમાં મૂકવા ભલામણ કરી. કોર્ટમાંથી નીકળતી સુરેખાને જ્યારે સહુ અભિનંદન આપતું હતું ત્યારે ગુણવંતરાયની આંખમાંથી બે આંસુ ટપકી પડ્યાં

# [૨૫] સુરેન્દ્રની બીમારી

ગુણવંતરાય સુરેખાના મુકર્દમાની જંજાળમાં પોતાનો મુકર્દમો તો સાવ ભૂલી જ ગયા. સુરેખા સાબરમતી જેલમાં હતી, એટલે તેને વખતો વખત મળી તેઓ ખબર કાઢી આવતા હતા અને તેના છુટવાના દિવસો ગણતા પોતે ચંદ્રપુરમાં જ રહ્યા હતા. રમેશને તેમણે સુરતનું કામ સંભાળવાનો ભાર સોંપી દીધો હતો અને પોતે વહાલી પુત્રીની પ્રતિક્ષા કરતા બેઠા હતા. લાંબા વખતના વિચારોના મંથનોથી તેમનું હૃદય પલટાવા લાગ્યું હતું. કોણ જાણે કેમ પણ સુરેખા પર વધુ ગુસ્સે થવાને બદલે તે તેના પર વહાલભર્યાં પત્રો લખી રહ્યા હતા.

છેવટે સુરેખા જેલમાંથી છુટી. તેને લેવા માતાપિતા બંને જેલના દ્વાર પર હાજર હતાં. સુરેખાએ તેમને પ્રણામ કર્યાં ને તે માતાની ગોદમાં લપાઈને રડી પડી.

"ચાલ બેટા હવે, ગઈ ગૂજરી ભૂલીજા; જલદી ઘેર જઈએ." નજીક તૈયાર રાખેલી ગાડીનો નિર્દેશ કરતાં ગુણવંતરાય બોલ્યા.

ઘેર આવ્યા પછી સુરેખાએ પિતાને બદલાયેલા જોયા. તે બાળક હતી ને જે વહાલ પિતા રાખતા હતા, તેવું વહાલ તેની પ્રત્યે ફરી દર્શાવી રહ્યા હોય એમ એને લાગ્યું. આઠ દશ દિવસે તબિયત ઠીક થયા પછી

પોતે શું કરવું તેનો વિચાર સુરેખાએ કરવા માંડયો. લડત ચાલુ હતી પણ લોકોમાં પહેલાંના જેવો ઉત્સાહ ન હતો. સુરેન્દ્રને છુટવાની હજી દોઢેક મહિનાની વાર હતી, ત્યાં સુધી પોતે કંઇક સેવાકાર્ય તો કરવું જ જોઈએ, એમ તે વિચારી રહી હતી. પણ જ્યારે તેના પિતાએ તેને આગ્રહપૂર્વક સુરત તેડી જવાનો વિચાર જણાવ્યો ત્યારે સુરેખા મૂઝવણમાં પડી. ગુણવંતરાય એટલા બધા સ્નેહથી તેની સાથે વર્તતા હતા કે તે વર્તનના જવાબમાં વિરોધ કરવાનું અશક્ય બની જતું હોય તેમ સુરેખાને લાગ્યું. ચંદ્રપુરની બીજી સ્ત્રીઓ પણ હવે રાષ્ટ્રિય લડતમાં ભાગ લેતી ઓછી થઈ ગઈ હતી, એટલે સુરેખાનું મન પણ જરા પાછું પડયું.

સુરત જઈ રાષ્ટ્રિય લડતને ઉપયોગી એવું કાંઈક શાંત રચનાત્મક કાર્ય કરવું ને સુરેન્દ્ર બહાર આવે ત્યાં સુધી રાહ જોવી એ જ ઠીક હતું એમ સુરેખાને લાગ્યું; આથી તે સુરત જવા તૈયાર થઈ. ગુણવંતરાય તેની સંમતિ મળવાથી મનમાં રાજી થયા અને સુરેખાને તેના ભૂતકાળના વર્તન માટે જરા સરખોય ઠપકો આપ્યા વગર તુરત સહકુટુંબ સુરત તરફ રવાના થઈ ગયા.

સુરત આવ્યા પછી સુરેખા સુરતની લડતનો અભ્યાસ કરવા લાગી તથા તેમાં પોતે કયી રીતે ઉપયોગી થઈ પડે તે વિચારવા લાગી. એક બે વાર તો તેણે લડતમાં નામ આપવા વિચાર કરી જોયો, પણ ગુણવંતરાયના વ્હાલભર્યા શબ્દો તેને અટકાવી રહ્યા. ગુણવંતરાયે સુરેખાને કહેલું: 'બેન, તને મારા તરફથી દરેક જાતની છુટ છે, એમ સમજજે: પણ કાંઇક નવું કાર્ય કરે તે પહેલાં મારી સલાહ જરૂર લેજે. ચંદ્રપુરમાં કર્યું તેમ મને પૂછ્યા વગર ઉતાવળે કાંઈ કરીશ તો મને દુ:ખ થશે, એટલું યાદ રાખજે. હું તારી સ્વતંત્રતામાં હવે આડો તો નહિ જ આવું; છતાં તારા પિતા તરીકે સલાહ આપવાની લાલચ જતી કરી શકતો નથી."

આ શબ્દો ગુણવંતરાય એટલી નિખાલસતાથી અને સ્નેહપૂર્ણ ભાવથી બોલ્યા હતા કે તે સુરેખાને કાયમ યાદ રહી ગયા. તેણે પિતાને પૂછ્યા વગર કાંઈ ન કરવા નિશ્ચય કર્યો હતો. સુરેખા પર પ્રતિબંધ મૂકવાથી આઘાતનો પ્રત્યાઘાત જ થશે, એમ ડૉ. રાવે ગુણવંતરાયને સમજાવ્યું હતું ને ગુણવંતરાય ચંદ્રપુરમાં રહ્યા રહ્યા લાંબા વિચાર પછી તે સમજી શક્યા હતા. એટલે એમણે પોતાની કડકાઇને મુલાયમ કરી નાખી હતી. ઘણીવાર એવું બને છે કે લોખંડની બેડી તોડી શકાય છે, પણ પ્રેમની–સ્નેહની કાચા સુતરની બેડી તોડવી મૂશ્કેલ થાય છે. વરના જેટલો જ સ્નેહનો, કે પ્રીતિનો ઉગ્ર વિરોધ માણસથી નથી થઈ શકતો. બંદુક સામે બંદુક ફોડવી સહેલ છે, પણ અહિંસક શાંત માનવીને તમાચો મારતાંય સામો માણુસ અકળાય છે, મૂંઝાય છે. માણસના અંતરમાં રહેલો દિવ્ય આત્મા એવું આચરણ કરતાં સંકોચ પામે છે. તે બહારના માણસને પળવાર સ્થંભિત કરી રાખે છે. સુરેખા પણ પિતાના વિરોધને કદાચ ફરી એકવાર અવગણી શકી હોત, પણ તેમના સ્નેહભર્યા વર્તાવને અવગણવા તે અશક્ત બની ગઈ. અહિંસાનું પ્રેમનું બળ કેવું હોય છે તે મન સાથે જ તે વિચારી રહી.

આમ બે અઠવાડિયાં તો વિતી ગયાં. હવે સુરેન્દ્રને છુટવાની એકાદ માસની જ વાર હતી. સુરેખાએ શાંતપણે દારૂતાડીનાં પીઠાં પર પિકેટિંગ કરવા નામ આપવા નિશ્ચય કર્યો. પણ તે વાત તે તેના પિતાને જણાવે તે પહેલાં જ સુરેન્દ્રનો જેલમાંથી પત્ર આવ્યો. તેમાં તેની માંદગીના સમાચાર હતા. તે છેલ્લા પંદર દિવસથી સખત બિમાર હતો ને ઘણો અશક્ત બની ગયો હતો. જો તબિયત સુધરશે નહિ તો પંદર દિવસ વહેલો તેને જેલમૂક્ત કરવામાં આવશે, એમ ડૉક્ટરનું કહેવું હતું. આ સમાચાર વાંચી સુરેખા ઘણી જ ઉદાસ બની ગઈ.

"કેમ મોં ઉતરી ગયું છે, બેટા સુરેખા!" વ્હાલભરી નિર્મળાએ સુરેખાને ઉદાસ જોતાં પૂછ્યું.

"કંઈ નહિ, આ પત્ર જો." સુરેખાએ સુરેન્દ્રનો પત્ર માતા તરફ ફેંક્યો. નિર્મળા પ્રેમાળ માતા તો હતી જ, તેમાંય છેલ્લા કેટલાક મહિનાઓથી તે સુરેખાની સખી જેવી પણ બની ગઈ હતી.

ગુણવંતરાય આ વાત જાણી, 'આપણે શું કરી શકીએ?' એટલું બોલી ચૂપ રહ્યા. પણ સુરેખાએ તે પત્ર વડોદરા રમેશને મોકલી આપ્યો ને સુરેન્દ્રની ખબર કાઢી આવવા તેને લખ્યું. રમેશે બીજે જ દિવસે 'પોતે ખબર કાઢવા જાય છે' એવી ખબર સુરેખાને આપી અને તે જેલમાં સુરેન્દ્રની મુલાકાત માટે નાશીક તરફ ઉપડ્યો. સુરેખાને આ સમાચારથી સહજ શાતા વળી. પ્રણયીને માટે કંઈક કરી શકાયાનો પણ સંતોષ તેમાં હશે.

સુરેન્દ્રની માંદગી ગંભીર પ્રકારની હોવાથી તેને વહેલો છોડી દેવામાં આવ્યો. તેની ઈચ્છાથી તેને લઈ જવા રમેશને તારથી સુરત ખબર આપવામાં આવ્યા હતા. તાર મળતાં સુરેખા પણ નાશીક તરફ ઉપડી અને જેલના દરવાજે રમેશની સાથે સુરેન્દ્રને ભેટવા ઉત્સુક હૈયે તે પણ હાજર થઈ ગઈ.

રુગ્ણ, ફીક્કો ચહેરો, ઊંડી ઉતરી ગયેલી આંખો અને હાડપીંજર જેવું સુરેન્દ્રનું શરીર જોઈ સુરેખાનું હૃદય બળીને ખાખ થઈ જવા લાગ્યું. તેનો સુરેન્દ્રને મળ્યાનો આનંદ અદૃશ્ય થઈ ગયો. સુરેન્દ્રે એક મ્લાન હાસ્ય સુરેખા ભણી જોઈને કર્યું, પણ તે સુરેખાને હસાવી શક્યું નહિ. સુરેખાના મનમાં કંઈ કંઈ ભયંકર વિચારો આવી ગયા અને સુરેન્દ્ર તથા રમેશ સાથે ભાડાની ટેક્ષીમાં બેસતી વખતે તે લગભગ રડવા જેવી બની ગઈ હતી. છતાં તેણે છાતી કઠણ કરી, મોં ફેરવી લઈ જેમતેમ ધૈર્ય મેળવી લીધું. દ્રવતા હૃદયના અશ્રુધોધને રોકવો એ ઘોડાપુરના પાણીને રોકવા જેટલું જ દુષ્કર કાર્ય છે. નિશ્ચયની લોખંડી દિવાલોને પણ તે ઘણીવાર તોડી ફોડી નાખી

જળજળબંબાકાર કરી મૂકે છે. લાગણીહિન હૃદયના મરૂપ્રદેશને પણુ તે ઘણીકવાર પ્લાવિત કરી દે છે અને કઠોરને કોમળ બનાવે છે. હિમાલયની ગંગા કરતાં હૃદયની ગંગા ઓછી ચમત્કારી નથી; છતાં પ્રેમના આદેશથી અત્યારે સુરેખા તે દુષ્કર કાર્ય સાધી શકી.

રમેશની ઇચ્છા સુરેન્દ્રને વડોદરા લઈ જવાની હતી, અને તેમાં સુરેન્દ્રની સંમતિ મળી. સુરેખાને પણુ તે પસંદ પડયું અને ગુણવંતરાયને તારથી ખબર આપી તે ત્રણે વડોદરા ગયાં. સુરેન્દ્રની માતાને પણુ તાર કર્યો હતો. બીજે જ દિવસે તેની માતા બોર બોર આંસુ પાડતી વડોદરા આવી પહોંચી. સુરેન્દ્રને સારવાર માટે સરકારી હોસ્પિટલમાં લઈ જવામાં આવ્યો હતો; અને તેની માતાને તેમના આગ્રહને લીધે તેની પાસે સુશ્રુષા માટે રાખવામાં આવ્યાં. તેમને સુરેખાની તથા રમેશના માણુસોની મદદ તો હતી જ. સુરેખા તો આખા દિવસમાં બને તેટલો વખત સુરેન્દ્રની પાસે જ ગાળવા પ્રયાસ કરતી. સુરેન્દ્રની માતાને વખતો વખત કંઈ કંઈ બહાને છુટાં કરી તે સુરેન્દ્ર પાસે બેસી તેના માથાના બાલમાં આંગળીઓ ફેરવ્યા કરતી. અને આ પ્રણુયોપચારથી શાંતિ અનુભવતો દર્દી ઘણી વાર દુઃખ ભૂલી નિદ્રાધિન થઈ જતોઃ તે જોઈ સુરેખા આનંદ પામતી.

વડોદરા આવ્યા પછી સુરેન્દ્રની તબિયત સુધરવા લાગી. સુરેખા તથા પ્રમિલાનો વિનોદ, માતાની સ્નેહભરી લાગણી, તથા રમેશની સરળતાભરી હૃદય પૂર્વકની કાળજી, એ બધું દર્દીને તેનું દુઃખ ભૂલાવી સ્વસ્થ બનાવવા શક્તિમાન થયું. તેમાંય સુરેખાની પ્રેમોપચાર ભરી સુશ્રૂષા તો સુરેન્દ્રને સંજીવિનીસમ બની રહી હતી. જે પ્રેમ ચંદ્ર કે સૂર્યરૂપ બની કોચલું વગી સુતેલાં પુષ્પોને ખીલવે છે, ઉંઘી ગયેલાં સરોવરોનાં નીરને ઉન્માદે ચઢાવી વહેતાં કરે છે, અને જે પ્રેમ મેઘરૂપે વરસી શુષ્ક ધરાને નવપલ્લવિત કરે છે તે પ્રેમ સુરેખાના હૃદયમાં ઉછળતો હતો. એ પ્રેમના અમીવર્ષણે સુરેન્દ્રની થાકીને સૂતેલી આરોગ્ય શક્તિ જાગી ઉઠી. પ્રેમનો સુધાકર અહર-

નિશ તેના મુખપર ઝૂકી ઝૂકીને અમીવર્ષણ કરી રહ્યો હતો. પછી શું કમીના રહે ?

સુરેન્દ્રની સુધરતી તબિયત જોઈ સહુને આનંદ થયો. પણ તે આનંદ લાંબો વખત ટક્યો નહિ. ચારેક દિવસ પછી વળી તેનું સ્વાસ્થ્ય ઉથલો ખાતું હોય તેમ વધુ બગડયું. બળ વગરનો દેહ પ્રેમના અમીને પચાવવા પણ જાણે અશક્ત નીવડયો. ડોકટરો પણ નિરાશ થયા. તેમણે નવી નવી દવાઓ અને નવાયુગની વૈદકિય વિશિષ્ટતાના પ્રતિકસમાં ઈન્જેકસનો આપવા માંડયાં. પણ દરદી તેમને નિરાશ જ કરી રહ્યો. દર્દની માત્રા ઘટવાને બદલે વધતી ચાલી. દરદી વખતો વખત બેશુદ્ધ બની જવા લાગ્યો. રમેશ, સુરેખા તથા સુરેન્દ્રની માતા—બધાં ગભરાયાં. પ્રમિલાના કાકાએ સુરેન્દ્રને છેવટે મુંબઈ લઈ જવાની સલાહ આપી. એક ખાનગી ડોકટરની અંગત સલાહ પણ લીધી ને છેવટે મુંબઈ લઈ જવાનું નક્કી થયું.

સુરેન્દ્રની માતા તો છોકરાનો જીવ બચાવવા ગમે તે કરવા તૈયાર હતી. મુંબઈ કે વડોદરા તેને મન ગૌણ હતાં. રમેશ પૈસા કાંકરાની પેઠે વાપરતો હતો, તે પણ તે જોતાં હતાં; પણ સુરેન્દ્ર સારો થઈ તે પૈસા આપી દેશે, એમ માની તે માત્ર સુરેન્દ્રના આરોગ્યની જ ચિંતા કરી રહ્યાં હતાં. સુરેન્દ્રે પોતે પણ પોતાને મુંબઈ લઈ જવાની વાત સ્વીકારી એટલે તે પ્રમાણે કરવા રમેશે ગોઠવણ કરવા માંડી.

સુરેન્દ્રના વોર્ડના જ એક બે દર્દીઓ તો મુંબઈ જવાની વિરુદ્ધ હતા. તે કહેવા લાગ્યાઃ "ભલા માણસ, મુંબઈનું નામ મોટું છે. ત્યાંથી જ ઉલટા ઘણા દર્દીઓ કંટાળીને અહીં આવે છે." પણ તેમની તે સલાહ કોઈએ સાંભળી નહિ. સલાહ લેવાની તથા સાંભળવાની પણ દરેક કામમાં અમુક મર્યાદા હોય છે. તે મર્યાદા ગયા પછી સલાહ બીનઉપયોગી અને ઘણીવાર તો અળખામણી પણ લાગે છે.

## [ ૨૯ ] દર્દીનું મનોમંથન

સુરેન્દ્ર વડોદરા હતો તે દરમ્યાન ગુણવંતરાય પણ એક વાર આવી તેની ખબર જોઈ ગયા હતા. સુરેન્દ્ર માટે હવે તેમના મનમાં સ્વજન જેવી ભાવના જાગી હતી, એટલે તે તેના માટે કાળજી ધરાવતા થયા હતા. સુરેન્દ્ર માટે રમેશ જ બધા પૈસા ખર્ચે છે, તેવું કંઇ ખાસ તેમના સમજવામાં કે જાણવામાં ન હતું. છતાં સુરેન્દ્રને સાજો કરવામાં પાંચપચીસનો ધક્કો વેઠવો પડે તો તે માટે તે તૈયાર હતા. તેમણે રમેશને પણ આ વાત જણાવી હતી અને તેના જવાબમાં રમેશ માત્ર ચૂપ જ રહ્યો હતો. ઘણીક વાર નિરર્થક જણાતી ચૂપકીદી જ ભારે અર્થવાહી હોય છે. મૌનની કાર્યસાધકતા વાચાને હંમેશ પાછળ જ રાખતી આવી છે અને રાખશે પણ ખરી.

સુરેન્દ્ર સાથે રમેશ મુંબઈ ગયો તે વાત તો ગુણવંતરાયને ખાસ વાંધા પડતી ન લાગી, પણ સુરેખાનું મુંબઇ જવું તેમને ગમ્યું નહિ.

“સુરેખાની ત્યાં શી જરૂર છે હવે? રમેશ છે એટલું બસ નથી?” ગુણવંતરાયે નિર્મળાને કહ્યું.

“એણે મુંબઈ બરાબર જોયું નથી એટલે ગઈ હશે. આવશે; શી ઉતાવળ છે! રમેશને લખજો કે એને પ્રમિલા તથા તેના કાકા પાછા

ફરે તેની સાથે મોકલી આપે." નિર્મળાએ ગુણવંતરાયના વિરોધના મુદ્દાને ગૌણ બનાવતાં કહ્યું.

સુરેન્દ્રને મુંબઈ લઇ ગયા ત્યારે પ્રમિલાના કાકા સુરેન્દ્રના જૂના મિત્ર હોવાથી સાથે જવા તૈયાર થયા. પ્રમિલાએ મુંબઇ જોયું ન હતું એટલે તે પણ સાથે જવા તૈયાર થઈ, અને તે બધાં રમેશ તથા સુરેન્દ્રની માતા સાથે સુરેન્દ્રને લઈ મુંબાઈ આવી પહોંચ્યાં. રમેશના એક મિત્રને અગાઉ તારથી ખબર આપેલા હતા, એટલે તેણે મુંબઇની એક લોકપ્રિય હૉસ્પિટલ પાસે જ સગવડવાળા બે રૂમ રાખી લીધા હતા. બીજે દિવસે તે હૉસ્પિટલના મુખ્ય ડૉક્ટર સાહેબને યોગ્ય ફી વડે સંતુષ્ટ કરી સુરેન્દ્રની વિઝિટ લેવડાવી અને સંતુષ્ટ થયેલા ડૉક્ટરે સુરેન્દ્રને તાકીદે હૉસ્પિટલમાં દાખલ કરવા લખી દીધું. કહેવાની જરૂર નથી કે સરકારી તેમજ સાર્વજનિક હૉસ્પિટલમાં નોકરી કરનારા ડૉક્ટરોને ખાનગી વિઝિટો કરી ફી લેવાની તેમ જ કેટલીકવાર સ્વતંત્ર હૉસ્પિટલો ચલાવવાની છુટ મળેલી હોય છે. આ છુટ આપવાનું કારણ તો લોકોની અગવડ દૂર કરવાનું તથા સારા નિષ્ણાતોની સલાહ તથા વૈદકિય સહાયનું ક્ષેત્ર સંકુચિત ન કરી દેવાનું હોય છે; પણ એ છુટના ગેરલાભો હૉસ્પિટલના સંચાલકો નહિ જાણતા હોય! પોતાને વધુમાં વધુ ફી મળે અને પોતાની હૉસ્પિટલ હોય તો તે વધુ ખીલે તેવી રીતે સાર્વજનિક હૉસ્પિટલનો ઉપયોગ તે ડોકટરો કરવા પ્રેરાય, એ મનુષ્ય-સ્વભાવ જોતાં ઘણું સ્વાભાવિક છે. જુદા જુદા ડોકટરો પાસે દર્દી બનીને જવાનો પ્રસંગ જેને આવે છે, તેને ભાગ્યે જ આનો અનુભવ થયા વગર રહે છે. શ્રીમંત અને સુખી લોકોને તો આ વસ્તુ સામે કદાચ ફરીયાદ ન હોય, પણ પ્રશ્ન ગરીબ અને મધ્યમ ગરીબોનો છે. હૉસ્પિટલમાં જગા મેળવવા માટે જ્યારે ગરીબો જગાના અભાવે દિવસોથી ધક્કા ખાઈ રહ્યા હોય છે; ત્યારે સારી ફીની લાગત આપનાર ઘણીકવાર મોડા આવી પાછલે બારણેથી હૉસ્પિટલમાં પહેલો જગા મેળવી લે છે. અને ખાનગી

હૉસ્પિટલવાળા ડૉક્ટરો ઘણીવાર સાર્વજનિક હૉસ્પિટલમાં બેસીને જ ત્યાં આવતા દર્દીને પોતાની ખાનગી હૉસ્પિટલમાં આવવાની સલાહ આપે છે. દર્દી જેવો ગરજાઉ માણસ આલમભરમાં બીજો કોઈ નથી. એટલે તે ડૉક્ટરના કથનમાં પોતાનું હિત માની લે છે, ને સાર્વજનિક હૉસ્પિટલમાં મફત દવા લેવા આવ્યો હોય છે છતાં, તે વિચાર પડતો મૂકી, ડૉક્ટર સાહેબના ખાનગી દવાખાને તેમના કહેવા પ્રમાણે જઈ સારી ફી આપી, દવા લઈ આવે છે. આવા બધા પ્રસંગોએ શું ડૉક્ટરો દર્દીના હિત માટે જ આવી ભલામણો કરતા હશે? પોતાનું હિત તેમને સાંભરતું જ નહિ હોય?

વડોદરાની હૉસ્પિટલમાં પેઈંગ વૉર્ડ (પૈસા ભરીને માવજત કરાવવાના વિભાગ) માં સુરેન્દ્રને રાખેલો હતો; પણ સામાન્ય વિભાગ કરતાં ત્યાંની વ્યવસ્થા રમેશની નજરમાં સારી જણાઈ ન હતી. કેટલીક બાબતોમાં તો સામાન્ય વિભાગ કરતાં ત્યાં ઓછી સગવડ છે એમ રમેશને લાગ્યું હતું, એટલે મુંબઈમાં તેણે સુરેન્દ્રને સારી સાર્વજનિક હૉસ્પિટલમાં જ રાખી, ડૉક્ટર જણાવે તે દવાઓ તથા ઈન્જેક્સનો પોતાના ખર્ચે લાવી આપવાનું નક્કી કર્યું હતું. આથી તેમણે પ્રથમ જ ડૉક્ટર સાહેબને વિઝિટ આપી સરળતાથી હૉસ્પિટ-લમાં જગા મેળવી લીધી, તથા સુરેન્દ્રની તબિયત વધુ બીમાર હોવાથી ડૉક્ટર સાહેબને વિનતિ કરી, પોતાનો એક માણસ કાયમ તેની પાસે રાખવા દેવાની પરવાનગી પણ મેળવી લીધી.

સુરેખાએ મુંબઈ બે વખતે જોયું હતું. તે કૉલેજમાં હતી તે વખતે ગુણવંતરાય સાથે ગુણવંતરાયના એક સ્નેહીના મહેમાન તરીકે મુંબઈ આવી હતી, અને જોવા લાયક જગાઓ જોઈ પણ લીધી હતી; નિર્મળાએ સુરેખા મુંબઈ જોવા ગઈ હશે, એમ કહ્યું તે ગુણવંતરાયને પસંદ પડ્યું નહિ.

"મુંબઈ ક્યાં નથી જોયું એણે? અને પ્રમિલાના એને શા

વાદ ? આજે જ રમેશને લખું છું કે, એને પહેલી ગાડીએ અહીં મોકલી દે." ગુણવંતરાય જરા તપ્યા.

"પણ હવે આટલી બધી ધમાધમ શી ? ત્યાં કોઈ સુરેખાને ખાઈ જવાનું છે ?"

"તું જાણે ! નાહક મને ખીજવ નહિ."

"તમે જાતે જ ખીજાઓ છો. ધૂળ રાખ જેવી વાતમાંય મગજને તપાવી મૂકો છો." નિર્મળાબહેન બોલ્યાં.

"સારૂં, હું શાંત થાઉં છું. પણ છોકરીને બોલાવી લેવી પડશે." કંઈક સમાધાનીના સૂરથી તે બોલ્યા.

થોડીવાર રહી નિર્મળાબહેન બોલ્યાં: "જુઓ, હું કહું તેમ કરીએ. હું જાતે જ કાલે મુંબઈ જાઉં ને સુરેન્દ્રની ખબર કાઢતી આવીશ તથા સુરેખાને સમજાવીને તેડી લાવીશ. રમેશનું કહ્યું તે નહિ માને. વળી સુરેન્દ્રની માતાને પણ મારા જવાથી ઠીક લાગશે. આજે રમેશને લખો, કે કાલે સ્ટેશને મને લેવા માટે હાજર રહે."

"એમ કરો ત્યારે તમે પણ સહેલ કરી આવો." સહજ મલકાતા ગુણવંતરાય બોલ્યા.

બીજે દિવસે એક નોકર સાથે નિર્મળાબહેન સુરતથી મુંબઈ જવા ઉપડયાં. રમેશ સ્ટેશને આવેલો જ હતો. સીધાં તે હૉસ્પિટલમાં ગયાં. દર્દીની મુલાકાતે આવનારાઓ માટે તે સમય મુકરર થયેલો જ હતો, એટલે નિર્મળાબહેન આવ્યાં તે વખતે પ્રમિલા, સુરેખા, સુરેન્દ્ર-ની માતા, પ્રમિલાના કાકા તથા બીજાં એક બે માણસ સુરેન્દ્રના ખાટલા પાસે એકઠાં થયેલાં હતાં. પ્રમિલા તથા સુરેન્દ્રની માતા ખાટલા પાસે સ્ટૂલ પર બેઠાં હતાં. બાકીનાં માણસો ભોંય પર શેતરંજી ઉપર બેઠાં હતાં. નિર્મળાને જોતાં જ સૌને આનંદ થયો. સુરેખાને પણ માતાને જોતાં જ મનમાં ઘણો આનંદ આવ્યો. તે કયાં જાણતી હતી કે તેની માતા તેને ઉપાડી જવા માટે આવી હતી ?

નિર્મળાએ પ્રેમથી સુરેન્દ્રના માથે હાથ ફેરવ્યો. એક તકિયાને અઢેલી તે ખાટલામાં બેઠો હતો. નિર્મળાબહેનનો સ્નેહભાવ જોતાં તેની આંખમાંથી આંસુ પડયાં. સુરેખાનું અંતઃકરણ પણ ગદગદિત થઈ ગયું. તે ઉઠીને અશ્રુ છુપાવવા બહાર ચાલી ગઇ.

"કેમ ભાઈ, હવે ઠીક છે ને?" નિર્મળાએ સુરેન્દ્રને પૂછ્યું.

"મને કંઈ સમજ પડતી નથી, પણ ડોક્ટરો સારૂં છે એમ જણાવે છે." સ્વસ્થ થતાં સુરેન્દ્ર બોલ્યો.

"ચિંતા કરીશ ના, સારૂં જ થઈ જશે." નિર્મળાબહેન નીચે બેસતાં બોલ્યાં. પછી સુરેન્દ્રની માતા સાથે તે વાતે વળગ્યાં.

નિર્મળાબહેને જ્યારે સુરેખાને પોતાની સાથે સુરત આવવાનું કહ્યું ત્યારે તે માતાના ખોળામાં મોં ઘાલી રડી પડી. નિર્મળાએ તેનો વાંસો પંપાળતાં લાંબો વખત રડવા દીધી. દુઃખની શલ્યા મૂક્ત રૂદનથી પીગળતી તો નહિ હોય? ગમે તે હો, પણ માતાના અંકમાં પડી રૂદન દ્વારા અવ્યક્ત હૃદયવ્યથાને માત્ર રૂદનથી જ વ્યક્ત કરવી એ કોઇ પણ પુત્રીને માટે જેટલું સાધ્ય છે, તેટલું જ એ વ્યથાને વગર કહે ઓળખવાનું પ્રેમાળ માતાને માટે પણ સાધ્ય છે. પ્રેમ નીતરતી માતાની ભીની આંખ રડતી પુત્રીની હૃદયવ્યથા માત્ર આંખથી જ પી જાય છે.

રૂદનનો આવેગ શમ્યા પછી નિર્મળાએ પુત્રીને પ્રેમાળ વચનોથી સમજાવવા માંડી. તે સમજાવટમાં પુત્રી પ્રત્યેની પ્રેમભરી સહાનુભૂતિ પ્રગટપણે વહી રહી હતી. સુરેખાએ પ્રથમ તો માથું હલાવી જીદથી ના પાડી કહ્યું: "હું આ પ્રસંગે તમારૂં કોઈનું કહ્યું માનવાની નથી."

પુખ્ત વયની પુત્રીની આ જીદમાં પણ નિર્મળાબહેન તો તેનું નિર્દોષ બાલપણુ જ નિરખી શકયાં. સુરેખાને સ્થળે રમેશ હોત તો તેને તેમણે એક બે શબ્દો જરૂર કહ્યા હોત; પણ પુત્રીઓ પ્રત્યે માતાઓને કંઈક સ્વાભાવિક પક્ષપાત જ હોય છે અને પુત્રીઓ પણ તેનો યોગ્ય પડઘો પાડે છે જ.

"બહેન, તારા બાપુ હવે તારી સાથે કેટલી સાલુકાઇથી વર્તે છે તે તું ભૂલી જ જવા માગે છે ? ચાર છ દિવસ સુરત આવી જા, પછી તારી ઇચ્છા હશે તો હું જ તને અહીં આવવા માટે તારા બાપુજીની રજા અપાવીશ. મારી ખાતર પણ માનીજા દીકરી. હું તારા દિલનું દુઃખ જાણું છું, છતાંય તને લઈ ગયા સિવાય ચાલે તેમ નથી" નિર્મળાબહેનની આંખ ભીની થઈ.

થોડી વારમાં માતા પુત્રીના અશ્રુઓનો સંગમ થયો અને એ સંગમના પવિત્ર પ્રવાહમાં સ્થળ, કાળ અને મર્યાદા ભૂલી મા–દીકરી શુચિ સ્નાન કરી રહ્યાં. અને એ વિધિ પુરો થયો ત્યારે સુરેખા પોતાનો નિશ્ચય ગુમાવી બેઠી હતી. તેને માતાની સાથે જતાં દુઃખ થતું હતું અને વ્હાલસોયી માતાને ના પાડતાં પણ એટલું જ દુઃખ થતું હતું. અંતે માતૃસ્નેહ વિજયવંત થવા લાગ્યો.

નિર્મળાબહેને ગુણવંતરાયને પત્ર લખી જણાવ્યું કે પોતે બે ત્રણ દિવસ પછી સુરેખાને લઈને આવી પહોંચશે. અને પોતે મુંબઈની નવી વિશિષ્ટતાઓ જોવા રોકાયાં છે એમ જણાવ્યું. ખરી રીતે સુરેખાને બે ચાર દિવસ વધુ રહેવાની તક આપવા જ તે રોકાયાં હતાં. પણ માતા પુત્રી વિષે જેટલું સમજે છે એટલું પિતા ભાગ્યે જ સમજે છે. આથી ઘણીક વાર માતાને પુત્રીનું સખીત્વ પણ આચરવું પડે છે. માતા વગર પુત્રીનું જીવન પાંગળું રહે છેઃ તે પુરેપુરૂં ખીલતું નથી ને ખીલે તોપણ તેમાં ભભક રહેતી નથી.

સુરેન્દ્રની હૉસ્પિટલમાં લગભગ છ માસથી હૉસ્પિટલની સંચાલક સમિતિએ નવો અખતરો કર્યો હતો. તે અખતરો સ્ત્રી તથા પુરુષ પરિચારકાઓને તથા લેડી ડૉકટરો અને પુરુષ ડૉકટરને સાથે કામ કરવાની તક આપવાનો હતો. સભ્યો પૈકી કેટલાક તો આથી વિરુદ્ધ હતા અને પુરુષ વિભાગમાં સ્ત્રી–પરિચારિક (નર્સ) કે લેડી ડૉકટરને આવવા દેવાથી લાભને બદલે નુકસાન છે, એમ તે માનતા હતા. એક સભ્યે તો ઉગ્ર બની જઈ એટલે સુધી પણ કહેલું કે, "તમે ત્યાં પ્રેમ-

સંપર્કની શાળા સ્થાપવા માંગો છો ? જુવાન સ્ત્રી–પુરુષોને રાતદિવસ એકઠાંરાખી, તમે શું મેળવવા માગો છો ? સંસ્થાનું નામ એથી કલંકિત થશે અને નોકરોની કાર્યદક્ષતા ઘટશે.”

પણ તે સભ્યની આ વાતને બીજા નવમતવાદી સભ્યોએ હસી કાઢી. સ્ત્રીપુરુષની સમાનતા, પરસ્પરનો વિશ્વાસ વગેરે કેળવવાની અગત્ય તેઓ સમજતા હતા અને મુખ્ય વૈદકિય અમલદાર પણ તે જ મતના હતા, એટલે છેવટે નવમતવાદીઓનું કહેવું માન્ય થયું ને સમિતિએ એક વર્ષ માટે આ અખતરો શરૂ કરવા પરવાનગી આપી હતી. સ્ત્રીપુરુષોની વચ્ચે જાતિય તોફાન ન જાગે તે ખાતર તેમની વચ્ચે લાંબું અંતર પાડી તેમને દૂર દૂરથી એક બીજાની વાસના જગાડવાના દુર્નિવાર સાધન જેવાં રાખવાં એ ઠીક છે ? કે તેમને સાથે રહેવાની તક આપી તેમનું કૃત્રિમ આકર્ષણ, કુતુહલ અને અવિશ્વાસ ઓછાં કરવા પ્રયાસ કરતાં, જો ભયંકર પરિણામો આવે તો તે સહેવા તૈયાર રહેવું એ ઇષ્ટ છે ? આનો નિર્ણય કરતા પહેલાં માણસે પોતાના જુદા જુદા અનુભવોને કામે લગાડવા જ પડશે.

કુમારી અરૂણા આ હોસ્પિટલમાં એકાદ વર્ષથી ફ્રી–પ્રેક્ટિશનર તરીકે કામ કરતાં હતાં. થોડા વખતથી તે કામચલાઉ સબ આસિસ્ટંટ સર્જનની ખાલી જગ્યાએ નિમાયાં હતાં. સુરેન્દ્રના અહીં આવ્યા બાદ સાત આઠ દિવસે તેમનો અચાનક ભેટો થઈ ગયો. સુરેન્દ્રવાળા વૈદકિય વિભાગમાં તેમની કામગીરી આવી. દર્દીઓનો પ્રોગ્રેસ તપાસી દરરોજ સવારમાં ડોકટર ચક્કર મારવા (રાઉન્ડ લેવા) આવે તે પહેલાં કેસ ઉપર તે હકીકત લખી લેવાની તેમની ફરજ હતી. તે પ્રમાણે દર્દીઓને પ્રશ્નો પૂછી, નોંધ કરતાં તે ૧૭ નંબરના દર્દી પાસે આવ્યાં ને તેના ખાટલાને લગાવેલું કેસનું બોર્ડ હાથમાં લઈ નામ જોતાં જ તે ચમકયાં. બોર્ડ તેમના હાથમાંથી પડી ગયું તે પાસે ઉભેલા પુરુષ પરિચારકે ઉપાડી લઈ, તેમને આપવા માંડયું. પણ ડોકટર સાહેબ તો આશ્ચર્યમાં આભાં બની દર્દી તરફ ફાટી આંખે જોઈ રહ્યાં હતાં, અને દર્દીની પણ તે જ સ્થિતિ હતી.

"તમે અહીં આ સ્થિતિમાં?" અરૂણા આશ્ચર્યને સમાવવા યત્ન કરતી બોલી. પણ તે આશ્ચર્ય અને સાથે સાથે કોઈક અગોચર હૃદયકંપ તેના આખા શરીરમાં સ્ફુરાયમાન થઈ ગયેલો દેખાવા લાગ્યો. જાણે આછા કંપતા વાદળમાંથી પૂર્ણિમાનો સંતાયેલો ચંદ્ર ઝબુક ઝબુક થવા મથી રહ્યો!

"હા. તું...તમે અરૂણા, ડોકટર તરીકે હશો!" દર્દી સુરેન્દ્ર ધીમે છતાં ઉત્સાહપૂર્વક બોલ્યો. આ વખતે તેની પાસે તેની માતા હતી, તેને તેણે અરૂણાની ઓળખાણ કરાવી. અરૂણાએ પણ માજીને સ્મિતપૂર્વક નમન કર્યું.

તે સાંજે હોસ્પિટલ તરફથી દર્દીની મુલાકાત માટે નક્કી થયેલા વખતે પોતે કામગીરી પર નહિ હોવાથી, અરૂણા પણ આવી હતી. તેનો રમેશ, સુરેખા પ્રમિલા વગેરે સાથે પરિચય થયો ને સૌને આનંદ થયો. સુરેખા અરૂણાને અને અરૂણા સુરેખાને ગુપ્ત રીતે ધરાઈ ધરાઈને જોવા લાગ્યાં. બંનેના મનમાં એક જ વિચાર-તરંગ ઉઠયો હતો. 'આ અરૂણા-સુરેન્દ્ર માટે જીવન અર્પવાનો નિશ્ચય કરી બેઠેલી પ્રેમાતુર યુવતી!' સુરેખા મનમાં વિચારી રહી હતી. 'આ સુરેખા-જે સુરેન્દ્રના હૃદયના સિંહાસને બેસી શકી છે ને સુરેન્દ્રને મન પોતાનાથીય વધુ પ્રિય છે તે સુરેખા!' અરૂણાનું મન બોલી રહ્યું. તેણે મનમાં ઉંડે ઉંડે પ્રગટતી નજેવી ઇર્ષ્યાને ઉદારતાના એક પ્રચંડ મોજાના આઘાતવડે ધોઈ કાઢી અને તે સુરેખાના મોં તરફ જોતી તેના પ્રત્યે હૃદયથી વહાલ પ્રગટ કરી રહી. 'સુરેન્દ્રની પ્રિયતમા પોતાને પ્રિય હોવી જ જોઇએ,' તેનું ઉદાર હૃદય બોલી ઉઠયું ને તે પ્રમાણે આચરવા પણ તત્પર બન્યું.

સુરેખાને ઇર્ષ્યા જ ન પ્રગટી. એના મનમાં તો પ્રથમથી જ વણદીઠી અરૂણા માટે કરૂણ-દયાનો ભાવ હતો અને તેની ઉદારતા માટે માન હતું. એટલે બંને ચિરપરિચિત સખીઓની પેઠે વાતે

વળગી. વાતનો વિષય ઘણું ખરૂં સુરેન્દ્રને જ કેન્દ્રમાં રાખી રહેતો. બંનેના હૃદયમાં પણ સુરેન્દ્ર હતો, પછી વાતમાં તે ન હોય એ કેમ બને ?

રૂગ્ણ સુરેન્દ્ર આ બન્નેનો વાર્તાલાપ સાંભળી રહ્યો હતો. નિર્મળ-ઉરની પ્રેમાળ યુવતીઓ કેટલી બધી સરળ હતી ? સ્ત્રીઓ પ્રેમની બાબતમાં વિભાગ સહન નથી કરી શકતી એ વાત ખોટી નથી ? પુરુષોને માટે એ જેટલી સાચી છે તેટલી સ્ત્રીઓને માટે તો નથી જ, એમ સુરેન્દ્રને લાગ્યું. વિચારમાં ને વિચારમાં સુરેન્દ્ર આત્મનિરીક્ષણમાં પડયો. પોતે પુરુષ હતો. પોતે શું પ્રેમ કરી રહ્યો હતો? પોતે એ બે યુવતીઓને સમાન રીતે ચાહી શકે તેમ હતું? એક હૃદય બે વ્યક્તિઓને ન ચાહી શકે તો એ પ્રેમ કહેવાય ? એને વાસનાનું ખાબોચીયું જ કેમ ન કહેવું ? પોતે અરૂણાના ઉરની અવહેલના કરી ચૂકયો હતો, છતાં તે પોતાને માટે હજુ સ્નેહ વહાવી રહી હતી, તે એની વારે વારે પોતાના પર ઢળતી, પ્રેમ નીતરતી આંખથી સુરેન્દ્ર જોઈ શકતો હતો. પોતે એ પ્રેમ માટે કેટલો નાલાયક હતો ? અરૂણાએ પેલી કવિતા પંક્તિમાં લખ્યું હતું તેમ, હવે જો એ બીજાને ખરેખર ન ચાહી શકે તો એની સ્થિતિ શી થશે ? જીવનભર એ મારા નામ પાછળ જ ઝૂર્યા કરશે ? સુરેન્દ્રનું હૃદય વેદના અનુભવી રહ્યું. પોતાના નઠોર હૃદયે એક સુકુમાર પુષ્પકળીને સળગતી જ્વાળા પર ધરી દીધી છે, અને હવે સુરેખાનું યે શું થશે તે કોણ જાણે છે ? પોતે તો એક પગ પરલોકમાં ને એક પગ આ લોકમાં મૂકયો હોય તેવી સ્થિતિમાં હતો. કદાચ તે આ લોકમાં રહેલો બીજો પગ હવે જલદી ઉઠાવી લેશે, એમ તેના ઉરમાં ઉગવા લાગ્યું. અને તેમ થાય તો સુરેખા શું કરે ? સુરેન્દ્રની આંખ વેદનાના ભારથી મીંચાઈ ગઇ. મુખ પર વેદનાની છાયા પ્રસરી રહી. વાત કરતી અરુણાએ તે જોયું ને 'કેમ શું થાય છે?' કહી સુરેન્દ્રના માથા ઉપર હાથ ફેરવ્યો, જીવનમાં પહેલી જ વાર. સુરેખા માત્ર

જોઈ રહી. અરૂણાના એ ભાવમાં એને જાણે કશું ય નવું ન લાગ્યું.

સુરેન્દ્ર મૂંગો રહ્યો. તેની કલ્પના આજે ખૂબ ઉડવા લાગી હતી. પ્રેમના નશાબાજ વિચારો શું નથી કરતા? મીંચેલી આંખે જ સુરેન્દ્ર જોવા લાગ્યો. જાણે પોતાના મૃત્યુ પછી સુરેખા રડી રહી છે: અરૂણા તેની પાસે ઉભી છે; પણ દુઃખની અતિશયતાથી તે પથ્થર જેવી બની ગઈ છે. બંને જાણે તેના સ્મરણ પાછળ જ ઝુરી મરવા માગે છે. જાણે નવા સ્વરૂપની નવી વિધવાઓ! જાણે પોતાના સ્મારક માટેની જીવતી જાગતી ખાંભીઓ! સુરેન્દ્રનું હૃદય કંપી ઉઠયું.

એ આખી રાત સુરેન્દ્રે મનોમંથનની ગડમથલ અનુભવી. પોતાની પાછળ જીવતી જાગતી ખાંભીનું કલંક ન રહે તે માટે તેણે બનતી તજવીજ કરવા મનમાં નિશ્ચય કર્યો. અરૂણાના જીવનમાં તો પોતે આગ મૂકી ચૂકયો હતો, પણ હવે સુરેખાને જીવનભર સળગતી રાખવા માગતો ન હતો. તે સળગી હોય તોપણ તેને હોલવવા નિશ્ચય કર્યો. જાણે પોતાનું મરણ આ માંદગીમાં નિશ્ચિત છે, એમ તેના મનમાં ઉગી આવ્યું. પણ તેથી હિંમત હારવાને બદલે, સુરેખા માટેના તેના પ્રેમે તેને વિચાર કરવાની શક્તિ આપી. સુરેખા માટે શું કરવું, તે બાબતના વિચારે તે ચઢયો.

સુરેન્દ્રે વિચાર કરવા માંડયો. પોતે સુરેખાને પોતાના મૃત્યુ બાદ ગમે તે યુવક સાથે લગ્ન કરવા અનુરોધ કરે તો? પણ તે વાત દેખીતી જેટલી સહેલી લાગતી હતી તેટલી આચરવી સહેલી ન હતી. અને સુરેખા પોતાના વગર બીજા કોને ચાહી શકશે? પોતાથી રૂપ, ગુણ, વિદ્યા વગેરેમાં ચઢતા અનેક યુવકો વિશ્વમાં છે. ગમે તેને તે ચાહી શકશે. અરૂણાએ પેલી શૅરની પંક્તિમાં પૂછેલો પ્રશ્ન તેના મનમાં રમી રહ્યો: 'તમને તજીને બીજાું એવું છે કોણ, કે જેને હું ચાહી શકું?' સુરેખાને આ પ્રશ્ન નહિ ઉઠે? સુરેખાને સંતોષે એવો શું કોઈ નહિ હોય? તેને સુધીર યાદ આવ્યો. 'સુધીર સુરેખાને ચહાતો હશે?' તેના મનમાં પ્રશ્ન ઉઠયો અને તેણે તેના

જવાબમાં અનેકાનેક કલ્પનાઓ કરી. સુરેખા અરૂણુ અને પ્રમિલા સાથેની વાતચીતમાં સુધીરને યાદ કરી તેની બહુ તારીફ કરતી હતી તે સુરેન્દ્રને યાદ આવ્યું. સુધીર માટે સુરેખાના અંતરતમ્ મનમાં થોડાઘણો પણ પક્ષપાત છે, એમ તેને લાગ્યું. તો સુરેખા શા માટે સુધીર પર પોતાનો પ્રેમ ઢોળતી ન થાય ? એ એક જ વાત સુરેન્દ્રને શક્ય લાગી. તેણે પોતાના વિચારોને જુદી જુદી રીતે ઉલટ પાલટ તપાસી જોયા. છેવટે તેણે સુરેખાનું ભાવિ સુધીરના હાથમાં સોંપાય, તેમાં જ સુરેખાનું સુધીરનું તથા પોતાનું પણ હિત જોયું.

આ વાતનો અમલ પોતાના મૃત્યુ પછી બરાબર થાય તેવી કંઇક ગોઠવણ કર્યા પછી મૃત્યુના દૂતની રાહ જોઈ બેસવા તેણે નિશ્ચય કર્યો. અરૂણાને પણ પોતાના નિરર્થક સ્મરણને ભૂલી જવા સમજાવવા માટે તેણે એક બે વાર તે કામગીરી પર હતી તે વખતે જ તક લઈ વાત કરી જોઈ; પણ અરૂણાએ ફરી ફરી બે વખત, પોતે એક વાર જે નિશ્ચય કર્યો છે, તે આ જીવનમાં નહિ ફેરવી શકે, એમ જણાવી દીધું. ત્રીજી વાર વળી સુરેન્દ્રે પ્રયત્ન કર્યો. અરૂણા હસીને બોલી : “ તમે એ બાબત જરાય દુઃખ ધરશો નહિ. તમે મને અપરોક્ષ રીતે જીવન જીવવાની ચાવી આપી દીધી છે, એટલે હું જીવી શકીશ. મારો પેલો ફારસી શૅર યાદ લાવો. એમાં મારૂં હૃદય વ્યક્ત થાય છે, માટે ફરી મને એ વાત કૃપા કરી કહેશો નહિ.”

સુરેન્દ્ર ખાટલામાં પડયો પડયો ડૅાકટરના પ્રફુલ્લ વદન ભણી જોતો આ સાંભળી રહ્યો. વાત અંગ્રેજીમાં અને તે પણ રહસ્ય ભરી રીતે ચાલતી હતી. સુરેન્દ્રની શય્યા એક નાનકડા રૂમમાં હતી, ત્યાં તે વખતે બીજો ગામડાનો એક વૃદ્ધ દર્દી માત્ર હતો. બીજા બે ખાટલા ખાલી હતા. અરૂણાએ તક જોઈ જરાક મઝાક કરીઃ “હવે જોજો, સાજા થઇને ફરી કોઇને એમ ભૂરકી નાખતા નહિ.”

સુરેન્દ્રના મ્લાન વદન પર ફીકકું હાસ્ય આવ્યું; પણ તેની પાછળ ઉંડી વેદના હતી. સુરેખાને બચાવી લેવા તેણે મન સાથે દૃઢ નિશ્ચય

કરી લીધો. વળી સંજોગો જોતાં તેને એમ પણ ખાત્રી થઈ, કે એ કાર્ય ડૉ. અરૂણા સિવાય બીજાથી થઈ શકશે નહિ. ડૉ. અરૂણાનો દૃઢ નિશ્ચય જોઈ તે દુઃખ સાથે મનમાં તેની પ્રસંશા પણ કરી રહ્યો. સ્ત્રીના આત્મત્યાગની જાણે પરાકાષ્ઠા નજરે નિહાળી રહ્યો !

સુરેન્દ્રને એક બે વાર સુરેખા સાથે આ વાત છેડવા મન થયું, પણ તેની હિંમત ચાલી નહિ; તેમ અનુકૂળ પ્રસંગ પણ મળ્યો નહિ. શય્યાવશ દર્દીના જેવું જગતમાં બીજું કોણ પરાધીન છે ? છતાં પરાધીનોનાં મનનું સ્વાતંત્ર્ય ઘણીવાર અજબ હોય છે. સુરેન્દ્રે પણ એ માનસિક સ્વાતંત્ર્યનો આશ્રય લીધો.

સુરેખાએ સુરેન્દ્રની તબિયત કંઈક સ્વસ્થ જોતાં માતાના આગ્રહથી થોડોક વખત સુરત જઈ આવવા તૈયારી કરી. તેણે સુરેન્દ્રને આ વાત છેક છેવટે જ કરવા નિશ્ચય કર્યો હતો. કારણ, એથી સુરેન્દ્રને દુઃખ થશે એમ તે જાણતી હતી. આથી જે સાંજે જવાનું હતું તે જ સાંજે તેણે સુરેન્દ્રને વાત કરી.

" મારા બાપુજીનો ખાસ આગ્રહ છે, એટલે મારે ચારેક દિવસ સુરત જવું પડશે." બીતાં બીતાં સુરેખા બોલી. દર્દીને દુઃખ થાય અને તેની અસર તન–મન પર થાય એ ભયથી સુરેખા ડરતી હતી.

" સારૂં, ક્યારે જવું છે ?" દર્દીએ સ્વસ્થતાપૂર્વક પૂછ્યું. સુરેખા પોતાને ચાહે છે, એ તો સુરેન્દ્રને મન સિદ્ધ વાત હતી. પરંતુ હવે તે પોતાને ઓછું ચાહતી થાય તો ઠીક, એમ સુરેન્દ્રે માન્યું હતું. આથી સુરેન્દ્રને વધુ દુઃખ થયું નહિ. અંતરમાં ઉંડે ઉંડે તો કંઈક દુઃખ હતું જ; પણ તેની ઉપર દૃઢ મનોબળનો મોટો પથ્થર મૂકી દેવાયો હતો.

" આજે સાંજે જઈશ." સુરેખા બોલી અને દર્દીએ હસતે મોઢે અનુમતિ આપી. સુરેખાને અંતરમાં તો દુઃખ હતું, છતાં સુરેન્દ્રની પ્રફુલ્લતા જોઈ તેને સંતોષ થયો.

ગરીબ બિચારી ! સુરેન્દ્ર તેની વિરુદ્ધ મનમાં કેવું કાવતરૂં કરી રહ્યો હતો એની તેને લેશ પણ ખબર હતી ? અને વિધિ એથીયે કપરૂં કાવતરૂં ગોઠવી ચૂકયો હતો તે પણ તે કયાં જાણતી હતી !

## [ ૨૭ ] અરૂણાનો પ્રિયતમ

સુધીર જેલમાં હતો તે જ વખતે તેણે જાણ્યું હતું કે સુરેન્દ્રને વડોદરાની ડફ્રીન હૉસ્પિટલમાં રાખેલો છે. તેથી તે જેલમાંથી છુટી સુરેન્દ્રની ખબર કાઢવા પરભાર્યો વડોદરા ગયો હતો. પણ ત્યાંથી તે મુંબઈ ગયાના સમાચાર તેને મળતાં તે ચંદ્રપુર પંડિતજીને મળવા ગયો. ત્યાંથી બનતી તાકીદે મુંબઈ સુરેન્દ્રની ખબર કાઢવા જવા તેની ઇચ્છા હતી; પણ પંડિતજી વધુ પ્રમાણમાં બિમાર હોવાથી તે તેમના આગ્રહથી તથા જરૂરિયાત સમજીને થોડા દિવસ ચંદ્રપુર રહ્યો. એકાદ અઠવાડિયા બાદ પંડિતજીને કંઈક ઠીક થતાં તે તુરત મુંબઈ ઉપડયો. મુંબઈ જઈ આવી બનતી તાકીદે લડતમાં ફરી ઝંપલાવવા તેની ઇચ્છા હતી.

સુરેખા મુંબઈથી સુરત ગઈ તેના બીજે જ દિવસે સુધીર મુંબઈ આવ્યો. તેને જોતાં જ સુરેન્દ્ર ખીલી ઉઠયો. "છેલ્લા ચારેક દિવસથી તને જ યાદ કર્યાં કરૂં છું." સુરેન્દ્રે સુધીરને જોતાં જ કહ્યું.

"મનોમન સાક્ષી હોય છે. હું પણ તને જોવા આવવાનું જ ઝંખી રહ્યો હતો. પણ પંડિતજી વધુ બિમાર થઈ ગયા એટલે આવતાં વાર થઈ."

"તું તો જેલમાંથી આવ્યો છે, છતાં પણ તાજો લાગે છે." સુરેન્દ્ર હસ્યો.

"હા, અને જેલમાં તાજા થવાય છે, તેથી ફરી જેલમાં જવાની તૈયારી પણ કરવાનો છું." સુધીર પણ હસ્યો. સુરેન્દ્રની તબિયતના ખબર પૂછવાનું તો બહુ જ ટૂંકા સમયમાં પતાવી લઈ બંને મિત્રો રસભર્યા વાર્તાલાપમાં આગળ વધ્યા.

"સુરેખાએ પણ ભારે હિંમત દાખવી." સુરેન્દ્ર ઇરાદાપૂર્વક બોલ્યો. સુધીર શું કહે છે તે સાંભળવા તેના કાન તત્પર બન્યા. કાન જ નહિ, તેનો આત્મા જાણે કાન અને આંખમાં આવી ઉત્તરની રાહ જોતો હતો.

"હા, સાચે જ સુરેખા વીરાંગના છે. ચંદ્રપુરના માનપત્ર વખતે તમે ભાખેલું ભવિષ્ય એ સાચું પાડશે." સુધીર હસ્યો.

સુરેન્દ્ર એ હાસ્યના ભાવ તથા શબ્દોનો અર્થ પોતાની રીતે કરવા મથી રહ્યો. તેણે આગળ ચલાવ્યું: "તે તો ફરી પણ લડતમાં જોડાવાની હતી."

"પછી શી હરકત આવી ?" સુધીરે સમજ્યા વગર જ પૂછ્યું.

"મને માંદો પડયો જાણી ડરી ગઈ હશે." સુરેન્દ્રે અર્થભર્યું હાસ્ય કર્યું. કેટલાક પ્રશ્નોના જવાબ સૂચન રૂપે જ સરસ અપાય છે. આ પ્રશ્ન પણ તેવો જ હતો.

"ઠીક, હું એને હિંમત આપીશ હવે." સુધીર બોલ્યો. તેવામાં ડૉ. અરૂણાનું આગમન થતાં સુરેન્દ્ર તેમની સાથે વાતે વળગ્યો.

સુધીરની મુલાકાત પછી સુરેન્દ્રની પ્રફુલ્લતા તથા સ્વસ્થતા સૌને આશાભરી લાગી. બીજે દિવસે તો તેની માતાએ ના પાડયા છતાં તકીયાને અઢેલી જેમ તેમ બેસીને સુરેન્દ્રે બે ત્રણ પત્રો પણ લખ્યા. કોને શું લખે છે તે તો માતાએ પૂછ્યું નહિ, પણ પુત્રને આજે ઘણા દિવસે પત્ર લખી શકે તેટલો સ્વસ્થ જોઈ માતા મનમાં જ આનંદ પામી.

હૉસ્પિટલમાં કાયમ એક માણસ–ઘણું ખરૂં સુરેન્દ્રની માતા જ–સુરેન્દ્ર પાસે હાજર રહેતી. રમેશ, સુરેખા વગેરે તેને થોડી વિશ્રાંતિ વચ્ચે વચ્ચે અપાવતાં, પણ તે સુરેન્દ્રની માતાને પસંદ તો નહોતું જ પડતું. છતાં જીવતો દેહ કંઈ થોડી ઘણી વિશ્રાંતિ માગ્યા વગર રહે છે? દેહને જો થોડાં ઘણાં વિશ્રાંતિ ને પોષણ પણ મળતાં બંધ થાય તો એ જડયંત્રથીયે વધુ નકામો બની જાય. એટલે સુરેન્દ્રની માતાને પણ વખતો વખત ખાવા પીવા માટે, નહાવા ધોવા માટે તથા થોડીક વિશ્રાંતિ માટે સુરેન્દ્રની પાસેથી દૂર થવું પડતું હતું.

આજે સુધીર તેમને જમવા મોકલવા માટે આવ્યો હતો. તે સુરેન્દ્રને પાણી, દવા તથા મોસંબી વગેરે કયાં મૂકયાં છે તે બતાવી, સુધીરને 'ભાઈ હું જાઉં છું ત્યારે' એમ કહી, સુરેન્દ્ર સામે જોતાં જોતાં નિરૂપાયે જતાં હોય એમ ચાલ્યાં ગયાં. માતાને પોતાનાં સંતાનો માટે એટલી બધી કાળજી હોય છે કે તે જગતમાં બીજી કોઈ પણ વ્યક્તિનો પોતાના જેટલો પ્રેમ પોતાનાં સંતાનો માટે હોવાનું ભાગ્યે જ સ્વીકારી શકે છે. પ્રેમાળ પત્ની, સ્નેહી પિતા, કે પ્રિય મિત્રો એ બધાંના પ્રેમ કરતાં સંતાન પરનું પોતાનું હેત માતા અદ્વિતીય માને છે. આથી ઘણીક વાર તો પ્રેમાળ પત્નીઓ છંછેડાઈ પણ જતી હશે. સાસુ કરતાં પોતાનો પતિ પરનો પ્રેમ ઉતરતી કક્ષાનો હોવાનું સ્વીકારવા પ્રેમાળ પત્નીઓ ભાગ્યે જ તૈયાર હોય છે. એમાં વધુ સાચું કોણ હશે?

સુરેન્દ્રના ખંડમાંના બીજા બે દર્દીઓ જમીને નિરાંતે ઉંઘતા હતા. કામગીરી પર એક જ પરિચારક હાજર હતો; તે મુખ્ય ખંડમાં બેસી રીપોર્ટ તૈયાર કરતો હતો. સુરેન્દ્રને સુધીર સાથે વાત કરવાની અનુકૂળતા મળી ગઈ. તે બોલ્યો: "સુધીર, હું અહીં અકળાઉં છું. મને ઘેર જવાનું મન થાય છે. અહીં કોઈની સાથે દિલ ખોલીને વાત કરવાની તક પણ મળતી નથી."

"એમ અકળાવાથી શું વળે? બીમારી મટે એટલે પછી ઘર તો છે જ ને." સુધીરે આશ્વાસન આપવાના ભાવથી કહ્યું.

"આ અત્યારે આટલી તક મળી છે. જો કે આ બે દર્દીઓ તો ચોકીદાર જેવા છે જ, પણ હવે હું અત્યારે જ ત્હને બે ખાનગી શબ્દો ભલામણ તરીકે કહેવા માગું છું." સુરેન્દ્ર સુધીર ભણી જોઈ રહ્યો. સુધીર ચૂપ જ રહ્યો.

સુરેન્દ્રે પૂછ્યું: "તું મારૂં કહ્યું માનીશ? હું હવે આ લોકમાં થોડા જ દિવસનો મ્હેમાન છું."

"માનીશ, પણ તું આમ નિરાશ ન થા. મને ખાત્રી છે કે તને સારૂં થઈ જશે."

"તો મને વચન આપ, કે હું મરતી વખતે તને જે કાર્ય કરવાનું કહી જાઉં તે કરવા તું તત્પર રહીશ, અને મને પરલોકમાં શાંતિ આપીશ." સુરેન્દ્રનું હૃદય ધબકતું હતું. આખા મકાનમાં એટલી શાંતિ હતી કે જાણે તે ધબકારા સુરેન્દ્ર સાંભળી રહ્યો. સુધીર ચૂપ હતો. તેનું વદન મ્લાન બની ગયું. પાસેના ખંડમાંના ઘડિયાળમાં એક ટકોરો પડયો અને 'સાડા બાર' એમ કોઇક દર્દી બોલી ઉઠયો. ફરી શાંતિ છવાઈ ગઈ.

"કેમ ન બોલ્યો? હિંમત નથી ચાલતી?" સુરેન્દ્રે ફરી પૂછ્યું.

"તું જીવતાં સોંપીશ તે બધુંય કરીશ. મરવાની વાત શા માટે કરે છે? મરવાથી મહત્વ વધતું હશે? એવી ગાંડી વાત મને નથી ગમતી અત્યારે." સુધીર બોલ્યો.

દર્દી સહજ નિરાશ થઈ બોલ્યો: "તું મને ખાત્રી નહિ જ આપી શકે? તારી આશાએ તો હું બેઠો છું." સુરેન્દ્રની આંખ ભીની થવા લાગી.

સુધીર આ અનીચ્છનિય પ્રસંગ લંબાવવા તૈયાર ન હતો. તે

બોલ્યો: “ખાત્રી આપુ છું જા. તું જે કહીશ તે કરીશ; પણ હવે સ્વસ્થ થા. આમ નિર્બળ શું બની જાય છે?”

ટેબલ પર બેઠેલા સુધીરનો હાથ લઈ લાગણીવશ સુરેન્દ્રે તેને ચૂંબન કર્યું. સુધીર આ જોઈ ચમક્યો; છતાં દર્દીને સ્વસ્થ બનાવવા તે બોલ્યો: “આ શું કર્યું તેં? કોના બદલે કોને ચૂંબન આપી દીધું?”

“જેને આપવાનું હતું તેને જ આપ્યું છે.” સૂતેલા સુરેન્દ્રે ખાટલામાં જ પોતાનું મોં ફેરવી ઢાંકી દીધું. એનું હૃદય–પરિવર્તન એ જ જાણતો હતો. એને મન આજથી જ જાણે સુરેખા અને સુધીર એક જેવાં થઈ ગયાં હતાં. કવિ, પ્રેમી અને દર્દી ત્રણે સુરેન્દ્રમાં એકઠા થયાં હતાં, એટલે પછી એ પ્રમત્ત બને એમાં શી નવાઈ?

તે દહાડે બપોરે પહેલી જ વાર સુરેન્દ્રને સ્વસ્થ નિદ્રા આવી. જાણે તેના માથા પરનો ભાર હળવો થઈ ગયો હોય એમ તેને લાગ્યું. સુરેન્દ્રની માતા ત્યાં આવી એટલે તેને ઉંઘતો મૂકીને જ સુધીર મુકામે ગયો. તેના મનમાં અનેક ગૂંચવણભર્યા પ્રશ્નો ઉઠી રહ્યા હતા; પણ દૃઢ મનોબળની એક જ ચાંપથી તે બધા પ્રશ્નોને દબાવી સ્વસ્થ બની ગયો.

ડૉ. અરૂણાએ સુરેન્દ્ર તથા સુરેખાના જેલ જવાના સમાચાર વર્તમાનપત્રો પરથી જાણ્યા હતા. એ વાંચતાં તેને પણ લડતમાં જોડાવાનું મન થયું હતું; પણ તેની માતા મરણપથારીએ હતી એટલે તેણે તે વિચારને જતો કર્યો હતો. તેની માતા બે માસની માંદગી પછી મરણ પામી એટલે તે આ સંસારમાં એકલી અટુલી બની ગઈ. કરોડો માનવીથી સંસાર ભરેલો હતો, પણ તેમાં તેનું કોણ? એ નિરાશામાં માત્ર સુરેન્દ્રનું સ્મરણ જ તેને જીવવા લલચાવી રહ્યું. તેણે ભાંગી જતા હૃદયને બળ આપી મુંબઈમાં વૈદકિય કામનો અનુભવ પૂરેપૂરો લઈ પછી વૈદકિય ધંધાની સાથે સાથે જ લોકસેવા કરી જીવન પૂર્ણ કરવા નિશ્ચય કર્યો હતો. મુંબાઈ આવી ત્યારે તો તેને

નોકરીની ઈચ્છા હતી, પણ પાછળથી તેને થયું કે, પોતે નોકરી છોડી ચંદ્રપુર જઈ દવાખાનું કાઢે તો સુરેન્દ્રની સાથે લોકસેવામાં સાથ આપી શકે. સંસારમાં તો તેની જીવનસંગિની ન થવાયું, પણ સેવાના કાર્યમાં તેની સહવ્રતિની બનવાની ઈચ્છા તે સેવી રહી.

માતાના મૃત્યુ પછી તેની આ ઈચ્છા વધુ દૃઢ બની અને તે ચંદ્રપુરમાં વસી, વૈદકિય ધંધાની સાથે સાથે વકીલ સુરેન્દ્રરાય સાથે હાથમાં હાથ પરોવી લોકસેવાના કાર્યમાં વિચરી રહી હોય એવાં સ્વપ્ન જોવા લાગી. એ સ્વપ્નોથી ઘેરાયેલી આંખે જ તેણે દવાખાનામાં એકાએક સુરેન્દ્રને જોયો ને તેની શારીરિક સ્થિતિ જોતાં તે ભયભિત બની ગઈ. સુરેન્દ્ર જેલમાં ગયા પછીના તેની માંદગીના સમાચાર જ તેને નહોતા મળ્યા. તે કયી જેલમાં હતો તે ચોક્કસ ન જાણતી હોવાથી પત્ર પણ લખી શકી ન હતી. અને સુરેન્દ્ર તો ક વર્ગના કેદી તરીકે મર્યાદિત પ્રમાણમાં જ પત્ર લખી શકતો, એટલે તે મુંબઈનું સરનામું જાણતો હોય તોપણ પત્ર લખી શકે તેમ ન હતું. અરૂણાએ તેને તે બદલ ઠપકો આપ્યો જ હતો અને એ ઠપકો તે મૂગે મોઢે સાંભળી રહ્યો હતો.

સુરેન્દ્રની કાળજી અરૂણા બનતી રીતે રાખતી. એક બે વાર તો તેણે મોટા ડૉકટરને અમુક અમુક દવાઓ સૂચવી સુરેન્દ્રને ફાયદો થાય એ ઈચ્છાથી તેના કેસમાં દાખલ કરાવી હતી. મુખ્ય પરિચારકને પણ તેણે પોતાના દર્દીની ખાસ કાળજી લેવા ભલામણ કરી હતી. પણ અરૂણાને ભીતિ હતી કે, વખતે સુરેન્દ્ર આ માંદગીમાંથી નહિ બચે. આ વિચારથી તે એકાંતમાં ઘણી વાર રડતી, પણ તે વાત કોઈને વ્યક્ત કરતી નહિ–કરી શકતી નહિ.

પ્રમિલા તથા તેના કાકા વડોદરા ચાલ્યાં ગયાં હતાં. સુરેખા પણ ન હતી. સુરેન્દ્રની માતા, રમેશ, સુધીર અને અરૂણા એટલાં જ હાલ સુધીરનાં સ્વજન તરીકે મુંબઈમાં હતાં. સુધીરને જવાની ઉતાવળ હતી, પણ તે સુરેન્દ્રના આગ્રહથી બે દિવસ રોકાયો.

હૉસ્પિટલમાં રાત્રે તમામ વૉર્ડના દર્દીઓની સંભાળ માટે એક સબ આસિસ્ટંટ સર્જન કામગીરી પર હાજર રહેતો અને તમામ વિભાગોમાં વખતો વખત ચક્કર લગાવી, ગંભીર દર્દીઓની તપાસ તથા નોંધ રાખતો. આજે રાત્રે તે કામગીરી ડૉ. અરૂણાને માથે હતી. સુરેન્દ્રને આજે દિવસે ઠીક હોવાથી રમેશે તેની માતાને સમજાવી મુકામ પર સૂવાડયાં હતાં અને તેમની કામગીરી પોતે સંભાળી લઈ તે હૉસ્પિટલમાં સુરેન્દ્ર પાસે સૂઈ રહ્યો હતો. સુધીર પણ તે રાત્રે તેના મુંબઈમાંના એક મિત્રને ત્યાં જ રોકાઈ ગયો હતો.

મધ્ય રાત્રીના સુમારે સુરેન્દ્રની તબિયત વધુ લથડી. તેને મૃત્યુ-સૂચક શ્વાસ થવા લાગ્યો. રમેશને તો આની ગંભીરતા ન સમજાઈ; તે માત્ર કામગીરી પરના પરિચારકને ફરી ફરી બે વાર બોલાવી લાવ્યો. તેણે આવી રબરની કોથળી ભરી આપી સેક કરવાનું રમેશ-ને બતાવ્યું; છતાં સુરેન્દ્રને ઠીક ન લાગ્યું; તેની ગભરામણ વધતી હતી. રમેશે ફરી વાર પરિચારકને સુરેન્દ્રની ગભરામણની વાત કરી, એટલે તેણે આવી સુરેન્દ્રની નાડીના ધબકારા તપાસ્યા અને તુરત જ ડયુટી પરના સર્જનને બોલાવી લાવ્યો. ડૉ. અરૂણા તુર્ત જ ત્યાં દોડી આવ્યાં. દશ વાગે તો તે સુરેન્દ્રની ખબર કાઢી ગયાં હતાં, પણ અત્યારે તેની સ્થિતિ પલટાયેલી જણાઈ. ડૉકટરે કાંડાના ઘડીયાળ તરફ જોતાં દર્દીનો હાથ લઈ નાડીના ધબકારા કાળજીથી ગણી જોયા. પછી સુરેન્દ્રના વદન તરફ જોઈ પ્રેમથી તેના માથે હાથ ફેરવ્યો. પરિચારક આભો બની જોઈ રહ્યો હતો. ડૉકટરે તે જોયું ને કહ્યું: " તેમની દવાની બાટલી લાવો જોઉં."

પરિચારક બાટલી લાવ્યો. તે હલાવી જોઈ જરા વિચાર કરી ડૉ. અરૂણાએ બીજી એક દવા લાવવા તેને સૂચના કરી. તે દવા આવતાં પરિચારકને તે આસ્તેથી દર્દીની છાતીમાં માલીસ કરવા ડૉકટરે સૂચના કરી. રમેશ જરા ગભરાયો હતો. ડૉકટરે તે જોયું ને તેને

હિંમત આપતાં કહ્યું, "રમેશભાઈ, ગભરાશો નહિ. ઠીક થઈ જશે." છતાં ડૉકટરના પોતાના મનમાં તેની ખાત્રી ન હતી. રમેશે સુરેન્દ્રની માતાને બોલાવી લાવવા વિચાર કર્યો; પણ તુરત તેને ખ્યાલ આવ્યો કે, તે આવીને શું કરશે? નાહક વારંવાર ખબર પૂછી દર્દીને હેરાન કરી મૂકશે; એવા ખ્યાલથી તેણે તે વિચાર પડતો મૂકયો.

દવા માલીસ કરવાથી તથા સેકથી સુરેન્દ્રને જરા ઠીક લાગ્યું. તે બોલ્યો: "અરૂણા, મારો જીવ ગભરાય છે. મને એકવાર જરા બોલી શકું તેવી દવા આપો. તમારી સાથે ખાસ અગત્યની વાત કરવી છે."

અરૂણાએ થોડીવાર વિચાર કર્યો; પછી તે રમેશ તરફ જોઈ બોલી: "રમેશભાઈ, બે ઈન્જેકસનોની જરૂર છે. તે ઈન્જેકસનો અહીં સ્ટોકમાં નથી. તમે બજારમાં જશો? હજી સાડાબાર જ થયા છે." ઘડીયાળ તરફ જોતાં અરૂણા છેલ્લું વાકય બોલી.

"હા, મને કાગળ પર લખી આપો. ગમે ત્યાંથી દુકાનો બંધ હશે તો બોલાવીને પણ લઈ આવીશ." રમેશ પોતાની ખીસ્સાની નોટબુક તથા પેન ડોકટર સામે ધરી બોલ્યો.

રમેશ ગયો કે તુરત અરૂણાએ પરિચારકને બોલાવ્યો ને પૂછયું: "આ દરદીને બીજા કોઈ એકાંત રૂમમાં ખસેડવાની સગવડ છે?"

"ના, બધા રૂમ ભરચક છે." પરિચારક બોલ્યો.

"આને બીજા દર્દીઓ સાથે રાખી નહિ શકાય. રૂમ ખાલી ન હોય તો આ રૂમમાંથી આ બીજા બે દર્દીઓને બીજા વૉર્ડમાં લઈ જાઓ. એટલે સત્તર નંબરને અહીં જ રાખીશું."

ડૉકટરની વાત પરિચારકને ગળે ઉતરતી ન હતી. નાહક સત્તર નંબરની ખાતર બે ખાટલા ફેરવવાની ભાંજગડ તેને ન ગમી. તેને ચૂપ જોઈ અરૂણા બોલી: "તાકીદ કરો. મોટા ડૉકટરનો તમને ભય હશે તો હું તેમને બધું સમજાવીશ. ચાલો જલદી કરો." કંઈક

દેખીતા સત્તાવાહક સ્વરે પરિચારકને તાબે થવા ફરજ પાડી. તેણે પેલા બે દર્દીઓના ખાટલા ફેરવાવી લીધા. હવે તે રૂમમાં માત્ર સુરેન્દ્રનો ખાટલો રહ્યો. બીજો એક ખાટલો હતો, પણ તે તો ખાલી હતો.

પેલા ખાટલા ગોઠવાવી દશેક મિનિટમાં પરિચારક ત્યાં આવી પહોંચ્યો. તેને અરૂણાએ કહ્યું: "હું અહીં બેસું છું. ઇન્જેકસન મંગાવ્યાં છે તે આવે એટલે તમને બોલાવું છું. ત્યાંસુધી તમે બીજા દર્દીઓની તપાસ કરો. નંબર ૨૨ અને ૨૬ ની ટેમ્પરેચર લ્યો તથા પલ્સની નોંધ કરો."

એક આંખે કાણો પરિચારક સમજ્યો કે પોતાને ડૉકટર જાણી જોઇને ખસેડવા માગે છે. તેમજ દર્દી તરફ તે જે સમભાવ બતાવી રહ્યાં હતાં અને હવે એકાંતની તક ઉભી કરતાં હતાં તેનો હેતુ પણ તે પોતાની દ્રષ્ટિ પ્રમાણે જાણી શકયો. 'સાળી લટ્ટુ બની ગઈ લાગે છે! પેલાને સુખે મરવાય દેશે કે નહિ!' તે જતાં જતાં બબડયો. પારકાની નિર્બળતાને પોતાનું લક્ષ્ય બનાવતાં માણસને વાર નથી લાગતી અને તેમાં તે પોતાની ચાતુરી સમજે છે. પણ એ ચાતુરી એ પોતાની નિર્બળતા પરખવામાં ભાગ્યે જ વાપરે છે.

પરિચારક ગયો એટલે અરૂણા સુરેન્દ્રની પાસે જ ટેબલ ખેંચી લાવી તેના પર બેઠી. તેણે પ્રેમથી સુરેન્દ્રનું માથું પંપાળવા માંડયું. પલવાર તેના મનમાં થયું કે, 'સુરેન્દ્રની અંતિમ પળે મને તેની જરા પણ સેવા કરવાની તક મળી, તેટલા પુરતી તો હું સુરેખાથીય વધુ ભાગ્યશાળી છું.'

"અરૂણા, તમે એકલાં છો ખરૂં? મારે તમને મારા મનની વાત કહેવી છે." સુરેન્દ્ર અરૂણાના પ્રેમાળ વદન તરફ જોઈ રહ્યો હતો.

"હા, સ્વસ્થ થાઓ, ને ખુલ્લા દિલે જે કહેવું હોય તે કહો." અરૂણાએ સુરેન્દ્રના કપાળપર વેરાયેલા વાળ સરખા કર્યા. એ ગણી-ગાંઠી પળોમાં અરૂણા જાણે તેના જીવનની સર્વશ્રેષ્ઠ પળો વીતાવતી

હોય તેમ અનુભવી રહી હતી. અત્યારે તેને ડોકટરની તો શું પણ ખુદ ઇશ્વરની પણ બીક ન હતી. સુરેન્દ્રના એક બોલ માટે તે સર્વસ્વ ઓવારી દેવા તૈયાર હતી.

"અરૂણા, મેં તને ભારે અન્યાય કર્યો છે. હું હવે જાઉં છું. મને માફ કરજે." સુરેન્દ્રની આંખ ભીની થઈ.

"તમે મને કંઈ કર્યું નથી. વ્હાલા સુરેન્દ્ર! તમારા પ્રેમના પ્રતાપે મારા રૂદ્ધ જીવનનાં દ્વાર ખુલ્લાં થઈ ગયાં છે. હું તેના પ્રતાપે જીવન જીવી શકીશ. પ્રેમનો સાચો આદર્શ ઉપભોગમાં નહિ, પણ ત્યાગમાં છે, એ મારા અંતરમાં ઉતરી ગયું છે. હું તમારી હતી અને જીવતાં સુધી પણ તમારી જ રહીશ."

"તું કેટલી બધી ઉદાર છે? હું તને કંઇ ન આપી શકયો." સુરેન્દ્ર દુઃખથી બોલ્યો. અરૂણાના પ્રભાવપૂર્ણ ત્યાગની જ્યોતિથી તેનું અંતર પીગળી રહ્યું હતું.

"મને તમે બધું આપ્યું છે. માત્ર મારા પ્રિયતમ, મને એકવાર તમારી પ્રિયતમા કહી સ્વમુખે બોલાવો. એ બોલ હું જીવનભર મારા અંતરમાં કોતરી રાખીશ. બોલો પ્રિયતમ, મને હવે પારકી ન રાખો."

અરૂણાએ સુરેન્દ્રના શુષ્ક ગાલપર આછું ચૂંબન લીધું. દેશકાળ ને સ્થાનનું તેને ભાન ન હતું: હતું તો તેની પરવા ન હતી.

"વ્હાલી અરૂણા, તેં તારો અધિકાર તારી તપશ્ચર્યા વડે સિદ્ધ કર્યો છે; તેનો હું સ્વીકાર કરૂં છું." સુરેન્દ્રે લાગણીવશ બની અરૂણાના હાથ પકડી તે પર પોતાના ઓષ્ઠનો સ્પર્શ કર્યો.

"મ્હારા સુરેન્દ્ર, હવે હું આ પ્રેમમુદ્રાનાં અમીવડે પ્રફુલ્લિત રહીશ. આખા જગતમાં માનવતા અને પ્રેમનો દુષ્કાળ પડશે ત્હોય મારી આ પ્રેમમુદ્રાની ઝરણી સૂકાશે નહિ." અરૂણા પ્રફુલ્લ મને બોલી.

"અરૂણા, સાંભળ. તું મને ભૂલી જજે અને સુરેખાને પણ..."

સુરેન્દ્ર બોલતો હતો તેને વચ્ચે જ અટકાવી અરૂણા બોલી:

"એ શું બોલ્યા? હું તો તમારી થઈ જ ચૂકી છું. તમે એવી વાત કરશો તો હું બહાર ચાલી જઈશ."

સુરેન્દ્ર પળવાર ચૂપ રહ્યો. ટૂંકામાં જ તે સમજી ગયો કે, અરૂણાને હવે પ્રેમના પાવકમાંથી બચાવવી મુશ્કેલ છે. તેણે થોડીવાર રહીને કહ્યું: "એક કામ તમને સોંપવું છે. બીજું કોઈ તે સાધી શકે તેમ નથી."

"ખુશીથી સોંપો. તમારાં માતુશ્રીની ચિંતા કરશો નહિ. તે મારાં જ માતુશ્રી છે; અને સુરેખાને સુખી જોવા હું આતુર રહીશ."

"એ જ મારે કહેવું છે. સુરેખા મારી પાછળ ઝૂરશે તો હું નરકમાં જ રહીશ. પણ એને હું શી રીતે સમજાવું? તું સમજે તો એ સમજે."

"તમે મને સુરેખાપરનો પત્ર લખી આપો. હું તે પત્રમાં તમે લખશો તે પ્રમાણે અમલ કરાવવા મારું જીવન સમર્પીશ."

"શાબાશ અરૂણા!" સુરેન્દ્રે ઉત્સાહથી અરૂણાનો હસ્ત ફરી ચૂમ્યો. તેનામાં નવું બળ આવ્યું હતું. આ વખતે પેલો કાણીયો પરિચારક ત્યાં આવતો હતો તે અંદરનું દ્રશ્ય જોઈ બહાર જ ઉભો રહ્યો અને પાછો જતાં જતાં બબડયો: "આ તે માંદો છે, કે ઢોંગ કરીને પડયો છે?" કેટલીક સ્થિતિઓ એવી હોય છે કે જે જાતે અનુભવ્યા વગર નથી સમજાતી, એની બિચારા પરિચારકને કયાં ખબર હતી? તે તો સવારે પોતાના મિત્રોને આ વાત કરી કેવા આશ્ચર્ય-ચકિત કરી નાખશે એ વિચારે મલકાઈ રહ્યો.

પછી સુરેન્દ્રે અરૂણાને પોતે લખેલા બે પત્રો ઉશિકા નીચેથી કાઢીને આપ્યા. તે પત્રો સુધીર તથા સુરેખાપરના હતા. તેણે કહ્યું: "તે પત્રો તું વાંચી બંનેને આપજે; ને તે પ્રમાણે વહેલામાં વહેલી તકે અમલ કરાવજે. કેમ સુધીર સિવાય સુરેખાને બીજો કોઈ યુવક ગમશે?"

"હા, ગમશે." દુઃખમાં પણ અરૂણા હસતી હતી. તે પરિસ્થિતિની ગંભીરતા ભૂલી હતી. તેને તેનો પ્રિયતમ આજે મળ્યો હતો—જીવનના છેક છેલ્લા દિવસે.

"કોણ છે એવો ? કહે તો ખરી !" આતુરતાથી સુરેન્દ્ર બોલ્યો.

"બીજું કોઈ જ નહિઃ મારો સત્તર નંબરનો પેશન્ટ." અરૂણા ફરી હસી ને તેણે લાખ ચૂંબનોના અર્ક સરખું એક ચૂંબન કર્યું. એટલામાં બહાર મોટા ખંડમાં પરિચારક સાથે કોઈ વાત કરતું સંભાળાયું ને અરૂણા જરા સ્વસ્થ થઈ.

સુરેન્દ્રે ઉતાવળે પતાવવા માંડયું: "તો હું હવે એ વાતે નિશ્ચિંત થાઉં છું."

"હું ખાત્રી આપું છું. એ કાર્ય માટે હું મારૂં જીવન અર્પતાં પણ નહિ ડરું." અરૂણા બોલી. તે જ વખતે રમેશ હાથમાં ઇન્જેકશનની ટયુબોનું નાનકડું સીલબંધ બોખું લઈ આવી પહોંચ્યો.

રમેશના હાથમાંથી પેલું બોખું લેતાં જ અરૂણા પ્રેયસી મટી ડૉક્ટર બની ગઈ. તેણે દર્દી સાથે જે રમત ખેલી હતી અને તેને છેલ્લી વિદાય આપતી હોય તેવો જે દેખાવ કર્યો હતો તે બદલ તેને પસ્તાવો થયો. તે ઊરમાં ઊંડી ગ્લાનિ અનુભવી રહી. પણ હવે તે વાત ઉખેળવામાં સાર નથી એમ તેને લાગ્યું. તેણે ઉત્સાહ એકઠો કરી પરિચારકને બોલાવ્યો અને ઇન્જેકશનની તૈયારી કરી લાવવા સૂચવ્યું. બાડી આંખ ખંધાઈથી દર્દી તથા અરૂણા તરફ તાકતો પરિચારક મલકાતો મલકાતો બહાર ચાલ્યો ગયો.

રમેશે સુરેન્દ્રને જરા સ્વસ્થ જોયો. પણ તે સ્વસ્થતા કયા બળ વડે ઉદ્ભવી હતી તેનો તેને ખ્યાલ ન આવ્યો. ઇન્જેકસન આપી રમેશ તથા અરૂણા ત્યાં જ ધીમે વાતો કરતાં બેઠાં. એટલામાં પરિચારકે તેને આવી ખબર આપી કે બાવીસ નંબરનો દર્દી ડૉક્ટરને બોલાવતો હતો. સ્ટેથોસ્કોપનું ગુંચળું વાળી અરૂણા ઉભી થઈ. તેણે જતાં જતાં સુરેન્દ્રની નાડ હાથમાં લઇ તપાસી અને બોલી: "ઠીક છે. પલ્સ નૉર્મલ થતી જાય છે."

પરિચારક બારણામાં જ ઉભો હતો. તે મનમાં હસી રહ્યો હતો.

તેના મનમાં થયું કે, 'બાઈ સાહેબને અહીંથી ઉઠવું એ માથું કપાવા જેવું લાગતું હશે! શા માટે આ હૉસ્પિટલના સંચાલકો આવા સ્ત્રી-ડૉક્ટરોને પુરુષોના વિભાગમાં રાખવાનું ઠરાવતા હશે! તેઓ આવી વાતોની સંભાવના નહિ જાણતા હોય?' અરૂણાની પાછળ પાછળ જતો પરિચારક વિચારી રહ્યો હતો.

અરૂણાએ નિશ્ચિંત કરેલા સુરેન્દ્રને રાતે તો ઉંઘ આવી ગઈ. પણ બીજે દિવસે દશેક વાગતાં તેને ફરી શ્વાસ ઉપડયો. તેની માતા આ જોઈ ગભરાયાં. 'આ અમાસનો દિવસ દર્દીને બહુ ભારે ગણાય.' તે મનમાં બબડયાં ને ઈશ્વરને અમાસ જલદી ખતમ કરી નાખવા પ્રાર્થી રહ્યાં.

બપોર થતાં પરિચારકો તથા ડૉકટરો પણ નિરાશ થયા. સુરેન્દ્ર હવે નહિ બચે તેવો તેમનો મત થયો. છતાં સુરેન્દ્રની ગરીબ માતાને ધીરજ આપવાનું તો તે ચૂકયા નહિ. પણ સાંજના ત્રણ વાગતાં સુરેન્દ્ર નશ્વર દેહ છોડી ચાલ્યો ગયો ત્યારે માતાની ધીરજ સામટી વેરાઈ ગઈ. મૃતદેહના ખાટલાને તથા તેની રડતી માતાને દવાખાનાના એક એકાંત ભાગમાં લઈ જવામાં આવ્યાં. મૃતદેહ જોઈ બીજા દર્દીઓ હબકી કે ચમકી જાય નહિ તેની ખાસ કાળજી લેવી પડે છે. ડૉકટરે આવી સુરેન્દ્રના દેહને તપાસીને લઈ જવાની રજા આપી. રડતા રમેશ તથા સુધીરના મિત્રોએ તેની વ્યવસ્થા કરી લીધી. સુરેન્દ્રની માતા તો બેભાન થઈ પડી હતી. તેના માટે આ ઘા અસહ્ય હતો. પથ્થરની મૂર્તિ હોય તેમ માત્ર અરૂણા હૃદયને કઠોર બનાવી શકી હતી. તે એક પણ આંસુ પડવા દીધા વગર સુરેન્દ્રની માતાની સારવારમાં રોકાઈ પડી હતી. તેના ઉરમાં પ્રજ્વળી રહેલા ઉંડા પરિતાપની આગમાં તેનાં આંસુ ખાખ તો નહિ થઈ જતાં હોય?

રડતે મોઢે મુંબઈથી ભાગી જતા સુધીરને, બીજે દિવસે અરૂણાએ સુરેન્દ્રનો પત્ર આપી વધુ રડાવ્યો. સુરેન્દ્રની માતાને રમેશે

સુરત આવવા કહ્યું પણ તે તો ચોધાર આંસુ પાડતાં સુધીર સાથે ચંદ્રપુર જ ગયાં. અરૂણાએ તેમને પોતાને તેમની પુત્રી ગણી કામ-કાજ જણાવવા આગ્રહથી કહ્યું. વધુમાં પોતે ટૂંક મુદતમાં અહીંથી છુટી થઈ, ચંદ્રપુર આવી ત્યાં રહી તેમની સેવા કરશે, એમ પણ જણાવ્યું. પણ આ બધાનો જવાબ સુરેન્દ્રની માતાએ માત્ર રૂદનથી જ આપ્યો.

એ દિવસ પછી અરૂણા સુરેખા પરનો સુરેન્દ્રનો પત્ર પહોંચાડવા સુરત ઉપડી. સુરેન્દ્રને આપેલું વચન પાળવા તેણે યોગ્ય પુરૂષાર્થ આદરવા માંડયો.

## [૨૮] ડૉ. અરૂણાની પ્રવૃત્તિ

અરૂણા સુરત આવી સુરેખાને મળી, પણ સુરેખાનું આક્રંદ જોતાં તે સ્થંભિત થઈ ગઈ. સુરેન્દ્રનો પત્ર આપવાની હિંમત પણ તેનાથી ન થઇ શકી. એ પત્ર સુરેખાનું દુઃખ એકદમ વધારી મૂકશે, દાઝયા પર ડામ જેવો નીવડશે એમ અરૂણાને લાગ્યું. પણ તેનાથી શું થઇ શકે તેમ હતું ? પત્ર આપ્યા સિવાય તેનો છુટકો ન હતો.

અરૂણા બે દિવસ સુરત રોકાઇ. તેણે સુરેખાનો શોકનો ઉભરો સહજ શમે એટલે પત્ર આપવા વિચાર કર્યો. ખરેખર, આ કાર્ય અરૂણાને મહાન વિકટ લાગ્યું. બળતામાં ઘી હોમવાની ક્રિયા જાણે પોતાને કરવાની હોય એમ અરૂણાને લાગ્યું. તે પણ એકાંતમાં ખૂબ રડી અને રૂદન દ્વારા મૂંઝવણનો ભાર હલકો કરી ફરજ બજાવવા કટીબદ્ધ થઈ. તેણે ત્રીજે દિવસે સુરેખા પાસે જઇ સુરેન્દ્રના પત્રની વાત કરી. આંખો લૂછતી સુરેખા 'તે પત્ર ક્યાં છે ?' એમ પૂછતી પત્ર માટે આતુરતા દાખવી રહી. અરૂણાએ ધ્રુજતે હાથે પત્ર આપ્યો. સુરેખાએ તે વાંચ્યો અને તેનું મોં અપમાન, દુઃખ અને દૈન્યથી લાલચોળ બની ગયું. જરા રોષમાં તેણે તે પત્ર પછાડયો ને મહા આક્રંદ કરવા લાગી. એ પત્રમાં મરતા સુરેન્દ્રે પોતાને ભૂલી જઈને સુધીર જેવા યોગ્ય યુવકને પોતાનો પ્રેમ અર્પવા સુરેખાને આદેશ કર્યો હતો.

અરૂણાથી સુરેખાનું આક્રંદ જોવાતું ન હતું. તેણે મન કઠણ કરી સુરેખાને આશ્વાસનના બે શબ્દો કહ્યા. પણ તેથી તો સુરેખાનો પુણ્યપ્રકોપ વધુ ભભૂકી ઉઠયો: રડતાં રડતાં તેણે સુરેન્દ્ર પ્રત્યે સખત રોષ ઠાલવવા માંડયો. "આ મારા પ્રેમનો બદલો?" સુરેખા હોઠ પીસી બોલતી હતી.

અરૂણા મૂગી રહી. શું બોલવું તે તેને સૂઝયું જ નહિ. સુરેખા ફરી બોલી: "તમે પણ આવો પત્ર લેતાં શરમાયાં નહિ? હશે, તમે શું કરો? જેવું મારૂં ભાગ્ય!" તે ફરી મોટેથી રડવા લાગી. થોડીવારે અરૂણા પોતાની ગાડીનો સમય થયો છે એમ જણાવી ઉઠી. "મારા પર ખોટું લગાડશો નહિ બહેન." એટલું જ તે બોલી શકી.

"તમે મારી બહેન છો. તમારા પર શા માટે ખોટું લગાડું? અને હવે બીજા કોના પર મારે ખોટું લગાડવાનું છે?" સુરેખા આંખો લૂછતી ઉભી થઈ અને તેણે રડતી શીકલે અરૂણાને વિદાય આપી. અરૂણા સુરેખાના મકાનમાંથી બહાર આવી ત્યારે તેણે છુટકારાનો દમ ખેંચ્યો. "કેવી સ્વમાની છોકરી છે?" તે મનમાં બબડી. અને પોતાને સોંપાયેલા કાર્યની મૂશ્કેલીઓનો વિચાર કરતી તે મોટર સ્ટૅન્ડ તરફ ચાલી.

સુરેન્દ્રના મૃત્યુથી સુરેખાનાં માતાપિતાને પણ ઉંડી લાગણી થઈ હતી. ગુણવંતરાયે સુરેન્દ્રના મૃત્યુથી સુરેખાને થનારા દુઃખની કલ્પના કરી લીધી હતી અને નિર્મળાનું માતૃહૃદય તો સુરેખાના હૃદયના પ્રત્યેક પ્રણય ધબકારાને પ્રથમથી ઓળખતું હતું; એટલે સુરેખાના હૃદયની સાથે માતાનું હૃદય પણ આક્રંદ કરી રહ્યું હતું. ગુણવંતરાય સુરેખાને આશ્વાસન આપી શકે એટલા દરજ્જે સુરેખાની નિકટ આવી શકયા ન હતા; તેથી તેઓ તો દુઃખી સુરેખાથી અપરાધીની જેમ દૂર રહેવા લાગ્યા. એ શાનો અપરાધ હશે? સુરેખાને સુરેન્દ્રની અંતિમપળે તેનાથી વિખુટી પાડયા બદલનો અપરાધ તો

નહિ હોય ? ગમે તેમ હો, પણ ગુણવંતરાય તેમણે સુરેખાનો મહા અપરાધ કર્યો હોય તેવો ભાવ અનુભવી રહ્યા હતા.

પુત્રીની સતત ચિંતા કરતી માતા સુરેખાને રાત દિવસ નજર તળે રાખતી હતી. આશ્વાસનના શબ્દો કહેવાની હિંમત તો તેનામાં પણ ન હતી. દુઃખના અતિરેકના પ્રસંગે આડંબર મિથ્યા લાગે છે. અને દુઃખના આવતા ઉભરા વખતે તો એ આશ્વાસન ઉત્તેજના રૂપ બને છે, એ નિર્મળાબેન સમજતાં હતાં. એટલે લાચારીથી રડતી પુત્રીને રૂદનનો આશ્રય લેતી જોઈ રહ્યાં હતાં. રૂદન એ જ જગતના દુઃખીઓનું એક માત્ર સર્વવ્યાપિ આશ્વાસન નથી? ઈશ્વર મદદે આવતો નથી દેખાતો તેવી પળે પણ રૂદન તો દુઃખીને પોતાની ગોદમાં લે છે. એવા રૂદન વગર જગતમાં દુઃખીઆં જીવી શકત ખરાં ?

મુંબઈથી રડતો નીકળેલો સુધીર દશેક દિવસ ચંદ્રપુર રહી સુરેન્દ્રની માતાના દુઃખમાં સમભાવ દાખવતો રડી રહ્યો. પણ પછી તે રડવાનું છોડી સ્વસ્થ થયો. રોનારને મોડું વહેલું શાંત તો થવું જ પડે છે. તેમ ન થતું હોત તો રૂદન કદાચ અળખામણું થઈ જાત. સુધીરે પોતાનું રૂદન દાબ્યું અને તે બીજાનાં રૂદન સાંભળી શકયો. દેશબાંધવોની કરૂણ ચીસો તેને સંભળાઈ ને તે પૂર્વવત્ લડતમાં ઝંપલાવવા કટિબદ્ધ થયો.

સુધીરે જોયું કે લડતમાં સહજ ઓટ આવી હતી. લોકોનો પ્રથમનો ઉત્સાહ કંઈક અંશે ઓસરી રહ્યો હતો. એકવાર જેલમાં જઈ આવેલા સેવકો બીજીવાર જેલમાં ન જવું પડે તે માટે જાત-જાતની વાગ્જાળ રચી રહ્યા હતા. સુધીરને આ જોઇ દુઃખ થયું. તેણે મળ્યા તેટલા સાથીઓને એકઠા કરી ચંદ્રપુરની લડતને દોરવા આગળ આવવા જણાવ્યું. તેમાંના કેટલાક ગુપ્ત ચળવળના પક્ષપાતી જણાયા. સુધીરને તે જાણી દુઃખ થયું. તે લોકોની કાયરતા પર તેને તિરસ્કાર આવ્યો. તેણે જે ગણ્યાગાંઠયા સાથીઓ તેની સાથે રહ્યા તેમની સહાયથી લડતના કાર્યનો વ્યવસ્થિત વ્યૂહ ગોઠવ્યો. જોત-

જોતામાં સુધીરનાં ઉત્સાહ તથા તેની દેશસેવાની ઉત્કટ ભાવનાને લીધે ચંદ્રપુરમાં ચેતન આવી ગયું. મંદ પડેલાં સરઘસો, સભાઓ, હડતાળો વગેરે શરૂ થયાં અને કાયરો પણ શરમના માર્યાં તેમાં ભાગ લેવા લાગ્યા.

ચંદ્રપુરના સત્તાવાળાઓની નજર તુરત જ સુધીર પર પડી. તેઓ સુધીરની હાજરીથી લડતમાં આવેલી તેજી સહન કરી શકે તેમ ન હતા. તરત જ સુધીરને ભાષણબંધીનો હુકમ અપાયો. સુધીરે તેનો સવિનય ભંગ કર્યો અને તેની ધરપકડ થઇ. હંમેશની ઢબે કોર્ટમાં કામ ચાલ્યું ને તેને છ માસની સખત કેદની શિક્ષા થઇ.

અરૂણા તથા સુરેખા બંનેએ આ સમાચાર વર્તમાન પત્રોદ્વારા જાણ્યા. બંનેને એમ થયું કે સુધીર સાચો વીર હતો. સુરેન્દ્રે જે કાર્ય ખાતર પ્રાણ આપ્યો હતો તે દેશની લડતની પ્રવૃત્તિમાં પડવા બંનેને વિચાર આવ્યો. પણ બંનેનાં હૃદય તાજા ઘાની વેદનાથી ભરેલાં હતાં એટલે તે વિચારોનો તુરત અમલ કરી શક્યાં નહિ. માત્ર સુધીરને પ્રસંશાથી મનમાં જ વધાવીને બંનેએ પોતાની જાત માટે ગ્લાનિ અનુભવી. વૈરાગ્ય-પ્રાપ્ત આત્મા સંસારમાં અનુભવે તેવી જ ગ્લાનિ એ હતી.

એ ગ્લાનિએ અરૂણાની નોકરી છોડાવી દીધી અને નિર્બળ બની જતી સુરેખાને વધુ નિર્બળ બનાવવા માંડી. અરૂણાએ પોતાની નોકરીનું રાજીનામું આપ્યું અને તે ચંદ્રપુર આવી પહોંચી. તેણે ચંદ્રપુરમાં ખાનગી દવાખાનું ખોલ્યું અને સુરેન્દ્રની માતાને પડેલી પુત્રની ખોટ તેમની પુત્રી બનીને પૂરવા તે મથી રહી. ચંદ્રપુરમાં એકાદ કુશળ સ્રીડૉકટરની જરૂર હતી જ; અને તેમાંએ ડૉ. અરૂણાની ફરજની ભાવના, પ્રેમાળ સ્વભાવ, સ્ત્રી તથા બાળકોને ખીલવવાની આવડત વગેરેથી તે ચંદ્રપુરના સમાજનું એક અનિવાર્ય અંગ ટૂંક મુદતમાં જ બની ગઈ. જાહેર સેવાનાં કાર્યમાં તેણે ભાગ લેવા માંડયો તેથી તો એની લોકપ્રિયતા ઘણી વધી ગઈ. ચંદ્રપુરમાં ઘેર ઘેર ડૉ. અરૂણાનું

નામ ગવાઈ રહ્યું. ધન, માન અને પ્રતિષ્ઠા બધુંય એના પર વરસાદ પેઠે વરસી રહ્યું. છતાં વરસતા વરસાદમાં પલળતો ચાલ્યો જતો માણસ અનુભવે તેવી કંઈક અણગમાની લાગણી અરૂણા ધનમાનાદિક પ્રત્યે પોતાના મનથી બતાવી રહી હતી. વરસાદમાં ઘેલાં થઈ જનારાં બાળકોની પેઠે તે વરસી રહેલાં ધનમાનાદિથી ઘેલી ન બની ગઈ. તેની અગત્ય સ્વીકાર્યાં છતાં તેનાથી બહુ પલળી જવાથી હાનિ થાય એમ તે સમજી ગઈ હતી.

સુરેન્દ્રની સ્વમાની માતા પ્રથમ તો અરૂણાથી દૂર રહેતાં હતાં. અરૂણા તેમને મદદ કરવા ઇચ્છા જણાવતી ત્યારે તેમનું સ્વમાન ઘવાતું. ઘણીવાર તો તે રડતાં. અરૂણા આનું કારણ સમજતી હતી. તેણે એવા પ્રેમ અને સલુકાઈથી કામ લીધું કે થોડા જ દિવસમાં સુરેન્દ્રની માતાના વિચારો પલટાઈ ગયા. અરૂણાને પોતાની પુત્રીની જેમ તે ચાહવા લાગ્યાં, ને નાની નાની બાબતોમાં પણ તે અરૂણાને અનુકૂળ બની રહેવા લાગ્યાં.

અરૂણા જાણતી હતી કે સુરેખાના અંતરમાં જાહેર સેવા માટે ઉંડી ધગશ છે; જેથી મોડીવહેલી ચંદ્રપુરમાં આવી તે સેવામાં ઝંપલાવશે. આથી તેણે એ ક્ષેત્રમાં સુરેખાના નિકટના સાથીદાર બની રહેવા આગળથી તૈયારીઓ કરવા માંડી હતી. સુરેખાનું દિલ જીતી તેની ગાઢ મૈત્રી સાધીને તે સુરેન્દ્રે તેને સોંપેલા કાર્યમાં સફળ થવાની આશા રાખતી હતી. તે એમ સમજતી હતી કે સુરેખાનું હૃદય જો પોતાને હાથ આવે તો પછી તે ધાર્યું કરી શકે, આથી તે સુરેખાનું હૃદય જે એકવાર સુરેન્દ્રથી સર કરાયું હતું તે સર કરવા તત્પર બની હતી.

તેણે ચંદ્રપુર આવતાં જ સુરેખા સાથે પત્રવ્યવહાર શરૂ કરી દીધો હતો. તેમાં તે ચંદ્રપુરની જાહેર સેવાની પ્રવૃત્તિઓનો વખતોવખત ઉલ્લેખ કરતી અને સુરેખાને ચંદ્રપુર આવવા આમંત્રી રહી હતી. સુરેખાને આ પત્રો વાંચી ચંદ્રપુર જવાનું અને ત્યાંના જાહેર જીવનમાં

પડી સુરેન્દ્રનું અધુરૂં સ્વપ્ન પુરૂં કરવા મન થઈ આવતું હતું. પણ તેનો અમલ તે ન કરી શકી. સુરેન્દ્રનો મૃત્યુશય્યા પરથી આવેલો છેલ્લો પત્ર તેનું હૃદય વલોવી રહ્યો હતો. સુધીરના વિચારો તે ખૂબ કરતી અને સુધીરથી જાણે ડરતી હોય એમ અંતરમાં ભય અનુભવી રહી. સુધીર થોડા જ દિવસ બાદ જેલમાંથી છુટી ચંદ્રપુર આવવાનો હતો, એ તેણે જાણ્યું હતું, એટલે તેના સંસર્ગમાં ન આવવા ખાતર જ તેણે ચંદ્રપુર જવાની મનની મુરાદને રોકી રાખી. આવી સાવચેતીનું સ્પષ્ટ કારણ તો સુરેખાને પોતાને પણ સમજાતું ન હતું. છતાં તે એ સાવચેતી આપી રહેલા મનના માનવની સલાહ અવગણી ન શકી.

રૂદન, વિચારો, અને અસ્પષ્ટ ભાવિની કલ્પનાથી સુરેખાની પ્રકૃતિ અસ્વસ્થ બનવા લાગી. દિનપર દિન જતાં તે નિસ્તેજ અને નિર્બળ બનવા લાગી. તેનાં માતાપિતા તેના માનસિક આઘાતને આ માંદગીના કારણભૂત ગણી મૂંઝાવા લાગ્યાં. છેવટે નિર્મળાબહેને ચંદ્રપુર જવાની વાત કાઢી કહ્યું: "બહેન, ચંદ્રપુર જવાથી તને આરામ થશે."

"મારે ક્યાંય નથી જવું. મને અહીં જ શાંતિથી મરવા દો." સુરેખા કંટાળીને બોલી.

"પણ અહીંની હવા તને બહુ અનુકૂળ નથી. તારા બાપુજીનો પણ ચંદ્રપુર જવા આગ્રહ છે." માતાએ પ્રેમથી કહ્યું.

"જાય બાપુજીને જવું હોય તો; હું નહિ આવું."

નિર્મળાબહેન મૂંઝાયાં. તે ચૂપચાપ બની પુત્રીના વદન તરફ જોઇ રહ્યાં. પુત્રીના હૃદયનો દુઃખભાર જો બની શકતું હોય તો પોતે ઉપાડી લે, એમ તેમના મનમાં થયું. પણ માનવી ધારે એટલું બધુંય વિશ્વમાં ક્યાં શક્ય હોય છે ?

પણ ચંદ્રપુર જવાની અનિચ્છા દાખવતી સુરેખાને ચંદ્રપુર જવાની ઇચ્છા બીજા એક જ અઠવાડિયામાં થઈ. તે દરમ્યાન એવી એક ઘટના બની ગઈ કે જેથી તેના વિચારમાં એકાએક પલટો થયો.

# [ ૨૯ ] ડૉકટર અને દર્દી

સુધીર બીજી વખતે જેલમાં ગયો તે અરસામાં ગાંધીજી તથા સરકાર વચ્ચે સુલેહ કરાવવા સારૂ સુલેહના દૂતો તરીકે જાણીતા થયેલા બે રાજદ્વારી પુરુષો મથન કરી રહ્યા હતા. તેની આછી પાતળી હકીકતો વર્તમાનપત્રોમાં આવતી હતી. પણ ટૂંક મુદતમાં જ તે વાટાઘાટો પડી ભાંગી હતી એટલે ફરીથી, એવી સુલેહનો સંભવ કોઇને જણાતો ન હતો. પરંતુ સુધીરની બીજી વારની જેલની છ માસની મુદત પુરી થાય તે પહેલાં ઇતિહાસપ્રસિદ્ધ ગાંધી–ઇર્વિન કરાર થયા અને રાજદ્વારી કેદીઓને મૂક્ત કરવાની પણ જાહેરાત થઈ.

જેલમાં સુધીરને કરાંચીના બે કેદીઓની મૈત્રી થઈ હતી. તેઓના વર્તનમાંથી સુધીર જેવા પીઢ કાર્યકરને પણ કંઇક નવી તાલીમ મળી. જ્યારે તેમને જેલમાંથી મૂક્ત કર્યા ત્યારે કરાંચીમાં મહાસભાની બેઠક ભરવા માટે તૈયારીઓ ચાલતી હતી. ઘણાખરા કાર્યકરો જેલમાં હતા અને ટૂંક મુદતમાં જ અધિવેશન ભરાવાનું હતું, એટલે કામ કરનારાઓની અછત જણાતી હતી. પરંતુ કેટલાક ઉત્સાહી યુવકો જેલમાંથી છુટી ઘેર સ્વજનોને મળવા દોડી જવાને બદલે સીધા કરાંચી પહોંચ્યા અને તેમણે મહાસભાના અધિવેશનના અંગેની તૈયારીઓમાં મદદ કરવા માંડી. સુધીર તેના જેલના સાથીદારોના આગ્રહથી તેમની

સાથે જ સીધો કરાંચી જવા તૈયાર થયો અને તેણે આ બાબત પંડિત મહેશ્ચંદ્ર તથા રમેશ પર પત્રો લખી ખબર આપી. રમેશ પરના પત્રમાં તેણે એમ પણ જણાવેલું હતું કે, કરાંચીની કામગીરી માટે તે લગભગ બે માસ ત્યાં રોકાશે અને તે પછી પણ તે તરફ કે ચંદ્રપુર આવતાં તેને વિલંબ થશે. કારણમાં તેણે જણાવ્યું હતું કે, રાજકિય લડતના સંધિકાળમાં કોઈક જાણીતા દેશનેતાની સાથે રહી રાજકિય પ્રશ્નોના ઉકેલની તાલીમ લેવા તેની ઇચ્છા હતી. અને તેથી તે કરાંચી મહાસભાની કામગીરી પુરી થયે કોઈક જાણીતા નેતાના મંત્રી તરીકે ગોઠવાઈ જવાની તક શોધી રહ્યો હતો. એ તક તેને મળશે એવી આશા પણ તેને બંધાઈ હતી.

સુરત આવેલા રમેશે સુધીરનો આ પત્ર સુરેખાને વંચાવ્યો. આ પત્ર તેણે વાંચ્યો તે જ દિવસે અરૂણાનો પત્ર પણ આવ્યો. તેમાં તેણે સુરેખાને ઘણા જ આગ્રહથી ચંદ્રપુર થોડાક દિવસ માટે પણ આવવા જણાવ્યું હતું. તેણે લખ્યું હતું: “ તમે અહીં આવશો તો હું તમારાં તન અને મન બંનેનો ડૉકટર થઈશ. મારી પાસે અરૂણા નામનો એક તમારા જ જેવો દર્દી છે, તેની સાથે રહેવાથી તમો તમારૂં દુઃખ હળવું બનાવી શકશો. સુરેન્દ્રરાયનું અધુરૂં રહેલું કાર્ય સંભાળવા તમને જરાય ઉત્કંઠા નથી ? અરે એ કાર્યનું અવલોકન કરવાની પણ ઇચ્છા નથી ? જરૂર હોવી જઇએ. તો પછી મારા પર રીસ ચઢી છે ? જો આ પત્રનો જવાબ નહિ મળે તો ચાર પાંચ દિવસમાં મારે જાતે તમારી રીસ ઉતારવા ત્યાં આવવું પડશે.”

સુરેખાએ પત્ર વાંચીને એકાદ વખત ચંદ્રપુર જઈ આવવા વિચાર કર્યો. સુધીર તેટલો વખત તો ત્યાં નથી જ. તો પછી અરૂણા સાથે રહી તેની ચંદ્રપુરમાં આદરેલી સુરેન્દ્રની પ્રિય પ્રવૃત્તિઓ અવલોકવાનું જતું શા માટે કરવું ? શા માટે પોતાના જેવી જ દુઃખી અરૂણાનો સાથ મેળવી પોતાના દુઃખને ઓછું ન કરવું ? તેણે વળતી જ ટપાલે પોતે બે દિવસમાં ચંદ્રપુર આવશે એવું અરૂણાને લખી દીધું. માતાને

પણ તેણે ચંદ્રપુર જવાની પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી અને ત્રીજે જ દિવસે તે માતા પિતા સાથે ચંદ્રપુર આવી. સ્ટેશને અરૂણા તેના સ્વાગત માટે તૈયાર જ હતી. બંને સખીઓ ભેટી પડી અને સુરેખાની આંખ ભીની થઈ.

“ હું હવે તમને મારાં દર્દી તરીકે અહીં જ રાખી દવા કરવાની છું. જુઓ પછી દર્દનું નામેય રહે છે ? ” અરૂણા બોલી.

“ લ્યો, સુરેખાને આ ડૉકટર મિત્ર અહીં સારા કામ લાગશે. ” ગુણવંતરાય હસ્યા.

“ શું કરીએ ? જુઓને ઉલટું દર્દીને શોધવા સામા આવવું પડે છે ! ” અરૂણા હસતી હસતી સુરેખાને હસાવવા મથી રહી હતી.

“ એમ કરશો તો પછી દર્દીઓ ઉલટા સામી ફી માગતા થઈ જશે. ” મૂંગી ન રહેવાની ખાતર સુરેખા બોલી; તેનું અંતર તો શોકગ્રસ્ત જ હતું.

નિર્મળાબહેને જોયું કે અરૂણા જેવી ચબરાક યુવતી જરૂર સુરેખાનો સાચો ડૉકટર બનશે અને તેની તબિયત સુધારશે. સ્ટેશને દર્દી હાથ આવતાં જ જાણે ડૉકટરે ઉપચારની શરૂઆત કરી દીધી હતી એમ નિર્મળાબહેન સમજ્યાં. તે ઔપચારિક ઠપકો આપતાં બોલ્યાં: “ સુરેખા, તું ડૉકટરને ગળે પડે એવી જબરી તો ખરી ! ”

અરૂણા હસી અને ગુણવંતરાય તે દરમ્યાન સામાન ઉપડાવી બહાર ભાડાની ગાડીમાં ગોઠવાવી પાછા આવી પહોંચ્યા એટલે બધાં સ્ટેશનની બહાર આવ્યાં. સુરેખા તથા અરૂણા જુદી જ ગાડીમાં ગોઠવાયાં અને ગાડીઓ શહેર તરફ દોડવા લાગી. જાણે મૃત્યુ ભણી દોડતાં જીવનચક્રો એક બીજાની હરિફાઈ કરતાં હોય તેમ હરિફાઈ કરતી ગાડીઓ દોડવા લાગી.

બીજે જ દિવસે સુરેખા અરૂણાની પ્રવૃત્તિથી માહીતગાર બની ગઈ. સુરેન્દ્રના મનમાં ચંદ્રપુરમાં જાહેર સેવાની પ્રવૃત્તિઓ આદરવાની

ઇચ્છા રમતી હતી, તે સુરેખા સારી રીતે જાણતી હતી. તે સેવાનો પ્રારંભ જાણે અરૂણાએ કરી દીધો હોય તેમ તેને લાગ્યું. સુરેન્દ્રના એ કાર્યને હાથ ધરવા માટે અરૂણાએ પોતાની નોકરી, વતન તથા ભાવિ ઉજ્વળ કારકીર્દિની આશા: એ બધું તજી દીધું હતું, એ સુરેખાને સ્પષ્ટ સમજાયું. માત્ર સુરેન્દ્રને યાદ કરીને રડયા કરનારી પોતાની જાત માટે સુરેખાને લાગી આવ્યું. સુરેન્દ્રના પ્રેમને અરૂણા પોતાના કરતાં વધુ લાયક હતી, એમ તેના મનમાં થયું. પળવાર તેના મનમાં સહજ ઇર્ષ્યાની લાગણી ઉગી આવી, પણ તે લાગણીને તેણે ઉગતી જ ડામી. અરૂણાનો નિર્મળ પ્રેમ તે બે દિવસથી અનુભવી રહી હતી. તેના પ્રેમમાં સુરેખા જાણે સુરેન્દ્રનું પ્રતિનિધિત્વ અનુભવી રહી. અરૂણા પ્રત્યે તેને પ્રગટવો જોઈતો સહજ ઇર્ષ્યાભાવ ન પ્રગટયો. સુરેખા મનથી જ શરમાઈ ગઈ: પોતાની નિષ્ક્રિયતા માટે, સંકુચિત પ્રેમભાવના માટે. અરૂણાના કવિહ્રદયની ઉદારતાને તે મનથી જ પ્રસંશાની અંજલિ અર્પી રહી.

બે ચાર દિવસમાં જ સુરેખામાં નવું બળ આવ્યું. તેનો વિષાદ ઓછો થઈ ગયો; સંકોચ, એકાંતપ્રિયતા એ બધું દૂર થઈ ગયું. તેણે અરૂણા સાથે જાહેર સેવાની પ્રવૃત્તિઓમાં હ્રદયપૂર્વક ઝંપલાવવા નિશ્ચય કર્યો. સુધીર માટે તેના મનમાં જે કલ્પિત ડર ઉભો થયો હતો તે પણ જાણે ચાલ્યો ગયો. સુધીર આવે તો તેની સાથે પણ તે સુરેન્દ્રના નામે સેવા-કાર્ય વિનાસંકોચે કરી શકે, એવી આત્મશ્રદ્ધા તેનાં મનમાં પ્રગટી. અરૂણાનો મૂક્ત છતાં મર્મભર્યો વિનોદ, દુ:ખના ઘાની પરખ કરી તે પર ઠંડો આશ્વાસનરૂપી મલમ લગાવવાની આવડત તથા ઉત્સાહ ભર્યું વાતાવરણ એ બધું અરૂણાને નવજીવન આપી રહ્યું. અરૂણા સુરેખાને દવા તો આપતી જ હતી પણ સુરેખાની તબિયતને સુધારનાર ખરી દવાઓ તો ઉપર જણાવી તે જ હતી. અરૂણાના સહવાસથી સુરેખાની તબિયત સારી થતી જોઈ, ગુણવંતરાય આનંદ પામ્યા. તેમણે સુરેખાને અરૂણાની સાથે રહી ફાવે તે પ્રવૃત્તિ

કરવા છુટ આપી. ડૉ. રાવે પણ ગુણવંતરાયને સુરેખાના સ્વાસ્થ્યના હિત માટે તેને બધી છુટ આપવા ભલામણ કરી હતી.

અરૂણા તથા સુરેખાએ રેંટિયાશાળા સ્થાપી, મધ્યમવર્ગની સ્ત્રીઓ માટે અભ્યાસનો વર્ગ કાડ્યો, બંધ પડેલા સેવિકાદળને સજીવન કરી સેવિકાઓદ્વારા શહેરમાં ખાદીની ફેરી શરૂ કરી. મહિલા આશ્રમના મકાનમાં એક નાનકડું સ્ત્રીઉદ્યોગાલય તો અરૂણાએ ક્યારનુંય શરૂ કરાવ્યું હતું. સ્ત્રીપુસ્તકાલયને અંગે બાળપુસ્તકાલય ખોલવા અરૂણા મથી રહી હતી અને સુરેખાનો તેમાં સાથ મળતાં તે કાર્યમાં જોઇતાં નાણાં પણ એકઠાં થઈ ગયાં. ગરીબોને માટે મફત દવાદારૂની પ્રવૃત્તિ તો અરૂણાના દવાખાનામાં ચાલતી જ હતી અને સૌ છુટથી તેનો લાભ લેતાં હતાં. થોડાક ધનિકોના ગણ્યાગાંઠ્યા કેસોમાંથી જ અરૂણાને સારા પૈસા મળતા હતા, એટલે તેણે વધુ લક્ષ્મીનો સંચય કરવાની લાલસાને તિલાંજલી આપી ગરીબો માટે મફત દવા આપવાની ગોઠવણ કરી હતી.

અરૂણાને રોજ કોઇને કોઈ ધનિક ગૃહસ્થને ત્યાં વિઝિટ માટે જવું પડતું. કોઇનું બાળક માંદું હોય, કોઈની પત્ની કે પુત્રી માંદી હોય, કોઇને ત્યાં પ્રસુતિ હોય; બધા જ અરૂણાને ત્યાં દોડી આવતા અને અરૂણાને એવો યશ હતો કે તેનાં પગલાં પડતાં જ રોગનાં પગલાં ઉપડવા માંડતાં. આવા કામકાજને અંગે તે જુદી જુદી જાતનાં સ્ત્રી પુરુષોના સહવાસમાં આવતી અને અવનવી વિગતો તેને જાણવા મળતી. કોઇના મિથ્યા થતા સંતતિનિયમનના પ્રયત્નો, કોઇની વિષય લોલુપતા, કોઈની પત્નીના શરીર માટેની બેદરકારી, કોઇની જનન અવયવોની અજ્ઞાનતા, કોઈકની પત્ની માટેની અતિ કાળજી કે અવિશ્વાસ એમ જાતજાતની હકીકતો તે જાણતી ને પોતાના અનુભવને સમૃદ્ધ બનાવ્યે જતી. એમાંની ઘણી હકીકતો તો એને એવી હાસ્યાસ્પદ લાગતી કે તે મનમાં જ તે યાદ કરી વારંવાર હસતી.

સુરેખાને તે આવો કોઈ રમૂજી કીસ્સો સંભળાવી ઘણીવાર

ખૂબ હસાવતી. પોતે આવી ઘટનાઓ પર હસતી, છતાં તેને અંતરમાં તેવી હાસ્યાસ્પદ વ્યક્તિઓ માટે પૂરતો સમભાવ હતો; અને તે સમભાવ સૌની ધ્યાન બહાર ન હતો. સુરેખાને ઘણીકવાર પોતાની બી.એ. ની ડીગ્રી નકામી લાગતી. તેને થતું હતું કે પોતે ડૉક્ટર થઈ હોત તો કેવું સારૂં? આ વિચાર તે ઘણીવાર અરૂણાને જણાવતી ત્યારે તે હસીને કહેતીઃ "મારો ધંધો પડાવી લેવો છે કે શું?"

ત્રણેક માસમાં તો સુરેખા અરૂણા પર મુગ્ધ બની ગઈ. અરૂણા જે કહે તે કરવામાં જાણે તેને આનંદ પડવા લાગ્યો. સંધિને કારણે સવિનય ભંગની લડત બંધ હતી, એટલે શહેરમાં શરૂ કરેલી સામાજીક સેવાની પ્રવૃત્તિઓના વિકાસમાં બંને સખીઓ ઉંડો રસ લઈ રહી હતી. કરાંચીથી સુધીરના પણ એક બે પત્રો આવેલા અને તેના જવાબમાં સુરેખા તથા અરૂણાએ તેને પોતાની પ્રવૃત્તિઓ જણાવી હતી. સુધીરે તે પ્રવૃત્તિઓની વિગત જાણી આનંદ પ્રદર્શિત કર્યો હતો તથા બંને સખીઓને ધન્યવાદ આપ્યો હતો. તેણે વિશેષમાં જણાવ્યું હતું કે, તે કરાંચીનું કાર્ય પતાવી યુક્તપ્રાંતોમાં ત્યાંના ખેડુતોની સ્થિતિના તપાસ માટે એક જાણીતા દેશનેતા સાથે ફરવાનો હતો, એટલે તે કામ પતાવ્યા બાદ લગભગ બે માસ પછી પોતે ચંદ્રપુર આવશે.

સુરેખાને સુધીરની પ્રવૃત્તિઓ જાણી તેના પ્રત્યે માન પ્રગટયું. સુધીર ચંદ્રપુરનો સાચો વીર હતો એમ તેને લાગ્યું. અરૂણા તો એ વાત પ્રથમથી જ સ્વીકારી ચૂકી હતી. તે સુરેખા સમક્ષ સુરેન્દ્રનાં જ્યારે જ્યારે વખાણ કરતી ત્યારે સુધીરને યાદ કરવાનું કદી ભૂલતી નહિ. સુરેખાના મનમાં સુધીર માટે પૂર્વવત્ માન અને સ્નેહની લાગણી પ્રગટી અને સુધીર આવી પોતાને પ્રોત્સાહન તથા શાબાશી આપશે તેવો ભાવ પ્રત્યેક કામ વખતે તે અનુભવી રહી. અરૂણા પણ એવું જ માનતી હોય એમ તેને લાગ્યું. મનમાં અમુક વિચારસરણી સ્વીકૃત થાય છે, એટલે માણસ તેને બધેથી પુષ્ટિ મળતી અનુભવે છે. માણસમાં કોઈ પણ સૌથી વધુ આશ્ચર્યકારક વસ્તુ હોય તો તે તેનું મન છે.

# [ ૩૦ ] અસ્પૃશ્યતાનું ભૂત

ઉત્તરપ્રાંતના પ્રવાસનું કામ પતાવી ત્યાંથી છુટા થયા પછી સુધીર ચંદ્રપુર આવી પહોંચ્યો. અરૂણાની સૂચના પરથી સ્ટેશને તેનો સત્કાર કરવા માટે સેવિકાદળ ખડું રહ્યું હતું. તાલુકા સમિતિના સભ્યો તથા પંડિત મહેશ્વંદ્ર પણ હાજર હતા. સુધીર આગગાડીના ડબામાંથી ઉતર્યો કે તુરત જ સુરેખાએ તેને ફુલહાર પહેરાવ્યો અને વંદેમાતરમ્‌ના અવાજ સાથે દેશસેવિકાઓએ નમન કર્યું. સુધીર સૌને નમન કરી પંડિતજી સાથે સ્ટેશનની બહાર આવ્યો. સ્મિત ભર્યા મુખે શોભતી સુરેખા તથા અરૂણાને ખબર પૂછી તે પંડિતજી સાથે ગાડીમાં વિદાય થયો. જતાં જતાં તેણે અરૂણાનું ચોક્કસ ઠેકાણું પૂછી લીધું અને કહ્યું: "સાંજના તમને મળીશ. ફુરસદ મળશે ને ?"

'હા' કહી સુરેખા તથા અરૂણા છૂટાં પડયાં. ઘોડાગાડીમાં બેસતાં અરૂણા બોલી: "બિચારા, કેટલા સુકાઈ ગયા છે સુરેખા ?"

સુરેખા કંઇક વિચારમાં પડી હતી. તે માત્ર વગર સમજ્યે બોલી: "હા." અરૂણા તેના મુખ ભણી જોઈ બારીક નિરીક્ષણ કરી રહી.

ગુણવંતરાયને સુરેખાના લગ્નનો પ્રશ્ન તો મૂંઝવી જ રહ્યો હતો; પણ સુરેખાની તબિયત બગડવાનો ભય તેમને ઓછો ન હતો, એટલે

સુરેન્દ્રનો ઘા બરાબર રૂઝાય નહિ ત્યાં સુધી મને કમને રાહ જોયા સિવાય બીજો રસ્તો નથી, એમ તે સ્પષ્ટ સમજ્યા હતા. રમેશનો પ્રમિલા તરફ પ્રેમ હતો તે વાત ગુણવંતરાય પણ જાણી ચૂક્યા હતા. વળી પ્રમિલા ચાલુ સાલે બી.એ. ની પરીક્ષા પણ આપી ચૂકી હતી. એટલે તેના લગ્ન માટે તેના પિતાને પણ ચિંતા હતી. પણ પ્રમિલાના કાકા જે રમેશના મિત્ર હતા તેમણે પ્રમિલાના બાપને રમેશ બતાવ્યો અને તે વાત પ્રમિલાના પિતાને પણ ગમી. ગુણવંતરાય હા પાડે તો પોતે એ સંબંધ કરવા આતુર છે, એમ તેણે જણાવ્યું. પણ રમેશે આ બાબત વિચિત્ર વલણ અખત્યાર કરી. તેણે ગુણવંતરાયને કહ્યુંઃ "સુરેખાના લગ્ન થયા પછી જ હું લગ્ન કરવાનો છુંઃ તે પહેલાં નહિ." રમેશના આ નિશ્ચયને કોઈ ફેરવી શક્યું નહિ, એટલે છેવટે પ્રમિલાના પિતા તથા ગુણવંતરાયે એકાદ વર્ષ ધીરજ રાખવા નક્કી કર્યું.

અરૂણા તથા સુરેખાનાં સહીપણાં ગુણવંતરાયને પણ ગમ્યાં હતાં. અને ચંદ્રપુરમાં સુરેખા પ્રફુલ્લ રહે છે એમ જાણી તેમણે સુરેખા તથા નિર્મળાબહેનને ચંદ્રપુર કાયમ રાખ્યાં અને પોતે પંદર દિવસ સુરત તો પંદર દિવસ ચંદ્રપુર એમ અનુકૂળતા પ્રમાણે રહેવા લાગ્યા. છોકરી સુરેન્દ્રને ભૂલી જશે એટલે બધું ઠીક થઈ જશે એમ તેમની માન્યતા હતી. અને માનવસ્વભાવ જોતાં તે માન્યતા છેક ખોટી પણ કેમ કહેવાય?

સુધીરે હવે ચંદ્રપુર તાલુકામાં જ રહીને રચનાત્મક કાર્ય કરવાનો નિશ્ચય કર્યો હતો. સુરેખા તથા અરૂણાની પ્રવૃત્તિઓને પોતાની જ ગણીને તેણે તે પ્રવૃત્તિઓ ચંપ્રપુરમાંથી તાલુકાના ગામડે ગામડે ફેલાવવા પ્રયાસ કરવા માંડયો. એ બંને સખીઓ તેની સૂચનાથી ગામડાંમાં પણ અવારનવાર જવા લાગી. સુધીરને લાગ્યું કે, આ પ્રમાણે કામ ચાલુ રહે તો બે ત્રણ વર્ષમાં ચંદ્રપુર તાલુકો બારડોલીને ટક્કર મારી શકે.

સુરેન્દ્રે મરતી વખતે પોતાને પત્રદ્વારા લખેલી હકીકત સુધીર ભૂલ્યો તો ન હતો. પણ તે હકીકત તેને ઘણી જ અનુચિત લાગતી હતી. એટલે કોઇ કોઈ વાર સુરેખાને જોતાં તેને એ વિચાર આવતો તોપણ તે સખ્તાઇથી તે વિચારને દાબી દેતો. એવે પ્રસંગે તેના હૃદયમાં માત્ર સુરેખા પ્રત્યે કરૂણાનો ભાવ પ્રગટી રહેતો. એ કરૂણામાં બીજો કોઈ છુપો ભાવ હોવાની સુધીરને ખબર ન હતી. પણ માનવીને અમુક વસ્તુની ખબર ન હોય તેટલા પરથી ઓછો તે તેનાં પરિણામથી બચી શકે છે? મનને—પોતાના જ મનને પુરેપુરૂં પારખવું એ તો જગતનો મહાજટિલ કોયડો છે.

અરૂણાને આ સેવાના કાર્યમાં ઘણો આનંદ આવતો. તેવા આનંદને જ તેણે જીવનના ધ્યેય તરીકે માન્યો હતો. અને તેનું તેવું જ બીજું ધ્યેય સુરેખાને સુરેન્દ્રની ભલામણ પ્રમાણે સુખી કરવા મથવાનું હતું. આ બંને ધ્યેય તરફ તે ધીમી પણ લક્ષ્યવેધી કૂચ કરી રહી છે, એમ તે માનતી હતી.

સુધીર અને સુરેખા પરસ્પરના સંસર્ગમાંથી જ મોડાં વહેલાં આકર્ષણનો ચમકારો અનુભવશે એમ તેની માન્યતા હતી. જો કે આ માન્યતા જુઠી પડે એની તેને પુરેપુરી બીક તો હતી જ, છતાં માનવ હૃદયની સ્વાભાવિકતામાં તેને શ્રદ્ધા હતી. એક સર્વાનુભવરસિકા કવયિત્રીની દ્રષ્ટિએ તે સુરેખા તથા સુધીરનાં હૃદય—વ્હેણોનો અભ્યાસ કરી રહી હતી. વળી તે માનતી હતી કે સુરેખાને જીતાય તો સુધીરને જીતવાની વાત લેશ વિસાતમાં ન હતી. સ્ત્રી ડગે તો મેરૂ ડગ્યા બરાબર છે. તેના ડગ્યા પછી બીજા કોઈની અડગ રહેવાની તાકાત જ નથી હોતી, એમ તે માનતી હતી. આ માન્યતા અનુસાર ધાર્યાં પરિણામ લાવવા માટે તે મથી પણ રહી હતી. આવા કાર્યમાં અડગ ધૈર્ય અને શાંતિની હંમેશાં આવશ્યકતા હોય છે, એ પણ તે સમજતી હતી.

સુરેખા પણ સુરેન્દ્રના પત્રની હકીકત યાદ કરતી ને રડતી; પણ તે રૂદન ધીમે ધીમે મંથન પણ જગાવતું હતું. તે મંથનમાં સુધીરના વિચારો આવી તેને મૂંઝવતા. કોઈ કોઇવાર તે સુધીરની તથા સુરેન્દ્ર-ની સરખામણી પણ મનમાં કરવા લાગતી. પણ સુધીરનો વિચાર પોતે શા માટે કરે છે? એવો પ્રશ્ન માનસસરોવરમાં ઉઠતાં જ વિચાર-ના રાજહંસો પાંખો ફફડાવી ઉડી જતા અને તે દાંત પીસી મનને મજબૂત બનાવી ઉડી જતા પંખીઓ તરફ અણગમા ભરી દ્રષ્ટી નાખી રહેતી.

તાલુકાનાં મોટાં મોટાં ગામો તથા કસ્બાઓમાં રેંટિયાના વર્ગો, ખાદી પ્રચાર તથા અસ્પૃશ્યતા નિવારણ કરવા માટેનો પ્રચાર કરવા માટે અરૂણા તથા સુરેખા સુધીરની સાથે તથા કોઈકવાર એકલાં પણ જવા આવવા લાગ્યાં. અસ્પૃશ્યતાનું કલંક ધોવાની આવશ્યકતા તો સુરેખા તથા અરૂણા પ્રથમથી સ્વીકારતાં હતાં. પણ તે વસ્તુને હૃદય પૂર્વક અપનાવી લઈ, તેનો પ્રચાર કરી આચારમાં મુકાવવાની ખાસ જરૂર તરફ સુધીરે તેમનું ધ્યાન ખેંચ્યું હતું અને બંને સખીઓએ તેની અગત્ય સ્વીકારી તે કાર્યને પણ લક્ષપૂર્વક અપનાવી લીધું હતું. આ કાર્યને અંગે ઘણીક વાર તે ત્રણેની વચ્ચે રસભર્યો વાર્તાલાપ ચાલતો ને અસ્પૃશ્યો પ્રત્યેની અનુકંપા ત્રણેના હૃદયમાં ઉભરાઈ રહેતી.

સુધીર ટાગોરના એક ગીતની નીચેની પંકિતઓ ગાઇને સુરેખા તથા અરૂણાને તેનો ભાવાર્થ સમજાવતો.

**હે મોર દુર્ભાગા દેશ, યાદેર કોરે છો અપમાન,**
**અપમાને હોતે હવે તાહાદેર[1] સબાર[2] સમાન!**
**માનુષેર[3] અધિકારે**
**બંચિત કોરે છો યારે**
**સન્મૂખે[4] દાંડાયે રેખે તબૂ કોલે[5] દાઉ નાઈ સ્થાન,**
**અપમાને હોતે હવે તાહાદેર સબાર સમાન.**

૧. તેઓની, ૨. સર્વની, ૩. મનુષ્યના, ૪. ઉભા રાખો, ૫. ખોળામાં.

સુરેખા તથા અરૂણા રસ તથા પ્રસંશાભરી મુખમુદ્રાસહ આ પંક્તિઓ સાંભળી રહેતી. દલિતોનાં અપમાન કરી તેમના દેહ પર પગ મૂકી દેશથી આગળ નહિ જ વધાય એમ તેમને મનમાં સ્પષ્ટ થતું.

"અંગ્રેજો આપણને અસ્પૃશ્યો જેવા ગણે એ જ દાવના આપણે તો છીએ." સુરેખા બોલી.

"એ સ્થિતિ છે જ. ને જ્યાં સુધી આપણે આપણા જ અનેક ભાઈ બહેનોને પશુ જેવાં ગણી વર્તીએ છીએ ત્યાં સુધી અંગ્રેજો પાસે સમાનતાના હક્ક માગવાનો નૈતિક દષ્ટિએ આપણને અધિકાર પણ શી રીતે હોઈ શકે ? સમાનતાના સાચા ગ્રાહકોએ પહેલાં પોતે જ તેનો પ્રારંભ કરી દેવો જોઇએ."

"ખરેખર, અસ્પૃશ્યતા નિવારણ એ સ્વરાજ્યની સાધનાનું અનિવાર્ય અંગ છે. દેશનું એ કલંક મિટાવવા મથનાર મહાપુરુષની અગમ બુદ્ધિ પણ ધન્યવાદને પાત્ર છે. સ્વાતંત્ર્ય અને ગુલામી બંને સાથે તો ન જ ઉગી શકે." અરૂણા બોલી.

"અસ્પૃશ્યતાની બાબતમાં બાપુજીને ઉંડા અનુભવો થયા છે. એ દુઃખ કેટલું દારૂણ છે, એ પણ એમને ભાન થયું છે. તેથી જ તેઓ અસ્પૃશ્યતાને સાથે રાખી આગળ કદમ ભરવા કદી કબુલ થતા નથી. સનાતનીઓ કહે છે કે, એમણે ધર્મમાં હાથ નાખ્યો છે; પણ એમાં જો કાંઈ દોષ હોય તો તે ધર્મનો જ છે; નહિ કે ગાંધીજીનો." સુધીર મહાત્માજી પ્રત્યેની માનની લાગણી દર્શાવતો બોલ્યો.

"ધર્મને નામે બોલનારાઓની વાત જ છોડો. એવાઓ ધર્મને એક જરીપુરાણો—જેમાં ટીંપુએ તાજું કે સ્વચ્છ પાણી ન જઇ શકે એવો—ઉંડો કુવો માને છે. એમાં નજર પણ નંખાય નહિ એટલો એ ઉંડો છે અને જરીપુરાણો છે માટે એનું મહત્વ એ લોકો વધુ માને છે. ભોગજોગે એ જરીપુરાણા કુવામાંથી નવું ઝરણુ ફુટે

તો પણ એ ધાર્મિક લોકો તો એને આફત જ ગણવાના." અરૂણા ધર્મને તેની નજરે યોગ્ય એવું રૂપક આપી સમજાવી રહી.

"અસ્પૃશ્યોને આજ સુધી આપણે એટલા બધા કચડ્યા છે કે, તેનું પ્રાયશ્ચિત કરવા માટે તેમને માથે ચઢાવી ઘૂમીએ તોય ઓછું છે." સુરેખા બોલી.

"એ તો આઘાતનો પ્રત્યાઘાત જ થવાનો. હજી નહિ ચેતીએ તો પછી છેવટે એમ જ થશે." સુધીરની આંખોમાં કરૂણાભર્યો વિષાદ હતો. સુરેખા પણ અંતરમાં અસ્પૃશ્યતાના કલંકની ઘોર કાલિમાનો વિચાર કરી રહી હતી. જાણે દેશની ગુલામી, તથા અવનતિના ચિત્રની પાછળ એ ઘોરતમ કલંકની પશ્ચાદ્‌ભૂમિકા ભૂતની જેમ ખડી હોય એમ તેને લાગ્યું.

"અરૂણાબહેન, આપણે આ અસ્પૃશ્યતાના ભૂતને ભગાડવું જ જોઇશે." મનથી નિશ્ચય કરતી હોય તેમ સુરેખા બોલી.

"હા, પણ તેને માટે તો મંત્રો શીખવા પડે ને સાધના પણ કરવી પડે." અરૂણા હસી.

"મહાત્માજીએ મંત્રો તો સૌને પઢાવી દીધા છે. આપણે તે સિદ્ધ કરી લેવા પડશે." સુરેખા ગંભીર ભાવે બોલી.

તે જ અરસામાં ડૉ. રાવ હાથમાંની સોટી ફરસબંધી પર ધીમેથી પછાડતા દાખલ થયા. તે બોલ્યા: "શાના મંત્રો સાધવા માંડયા છે? તમારી લોકોની તો ભારે બીક લાગે છે. જોજો કાઇને મંત્રી ન નાખો." અરૂણાએ ડૉકટરને આવકાર આપ્યો ને બધાં હસ્યાં.

પછી ડૉકટર રાવે સુધીરને પંડિતજીની તબિયતના સમાચાર પૂછયા અને વાર્તાલાપનો પ્રવાહ પંડિતજીને અનુલક્ષીને વહેવા લાગ્યો. "પંડીતજી આ વખતે બહુ લેવાઈ ગયા છે. અશક્તિ પણ ખૂબ છે." સુધીર સહજ દુ:ખિત ભાવે બોલ્યો. બંને ડૉકટર ચૂપ હતા: માત્ર બારીમાંથી વહી આવતો મુકત પવન તેને આશ્વાસી રહ્યો.

# [ ૩૧ ] ગ્રામજનતા


લ્લા કેટલાક દિવસથી પંડિતજીની બીમારી વધી ગઈ હતી. સુધીર પોતાનું દરરોજનું કાર્ય સ્વસ્થતાથી કર્યે જતો હતો; પણ તેના મનમાં પંડિતજીના સ્વાસ્થ્ય માટે ઊંડી ચિંતાએ વાસ કર્યો હતો. ડૉ. રાવ સાથેની વાતચીત વખતે તેની આ ચિંતા સતેજ બની અને તે પંડિતજીના વ્હાલસોયા પુત્રને માટે સ્વાભાવિક ગણાય તેવું દુઃખ અનુભવી રહ્યો.

“ પંડિતજી, આ વખતે બેઠા થાય ત્યારે થયા સમજવા.” તે થોડીવાર રહીને બોલ્યો.

“ ના ના, એવી ચિંતા રાખશો નહિ. ” ડૉકટર રાવ બોલ્યા. “ આરામ થઇ જશે. ઉંમર થઈ એટલે અશક્તિ તો દેખાય જ.” ડૉ. અરૂણાએ ટેકો આપ્યો. ડૉકટરો કદી મરતાને ‘ મર ’ કહેતા નથી. વખતે દવા વડે મારતા હોય તો ના નહિ, પણ વાણીથી તો હરગીજ નહિ. જગતના દર્દીઓનાં સ્નેહીઓ જાણે ડોકટરોને મન હાસ્યાસ્પદ હોય છે. તેનું કારણ એ બધાં ડોકટર નથી હોતાં એ જ હોવું જોઇએ.

પંડિતજીની બીમારી વધવાથી સુધીર તાલુકામાં ગામડાંઓની પ્રવૃત્તિઓ સંભાળવા જઈ શક્યો નહિ. તેણે એ કામ યોગ્ય સૂચનાઓ સાથે અરૂણા તથા સુરેખાને સોંપ્યું. આ બંને સખીઓ છેલ્લા કેટલાક

દિવસોથી આ પ્રવૃત્તિમાં આગળ પડતો ભાગ લેતી હતી અને ગામડાંના આગેવાનોમાં જાણીતી પણ થઈ ગઈ હતી. વળી થોડા વખતથી અરૂણાએ એક નાનકડી મોટર પણ રાખી હતી. મોટર ચલાવવાનું કામ તો તે મુંબઈ હતી તે જ વખતે તેની એક સખીની સહાયથી શીખી ગઈ હતી. આથી ગાંમડામાંની સુધીરે શરૂ કરેલી સંસ્થાઓ સંભાળવા માટે તથા પોતાની ખાદી તથા અસ્પૃશ્યતાની પ્રવૃત્તિ આગળ ધપાવવાના કામ માટે સુરેખા તથા અરૂણા સાથે એક જ મોટરમાં બેસી ગામડાંઓમાં ઘૂમી વળતાં.

ગામડાંનાં લોકો તો તેમને જોતાં જ હર્ષઘેલા બની જતાં. જાણે તેમનાં દુઃખ દૂર કરવા દયાની દેવીઓ સાક્ષાત્ પધારી હોય એમ તેઓ માનતા. ઘણીવાર તેઓ આ બંને સખીઓ વિષે ચર્ચા પણ ચલાવતા.

"શું ભગવાને રૂપ આપ્યાં છે! ને દયાનો તો પાર જ નથી." એક ગ્રામ્યજન મોટરમાંથી ઉતરી ગામમાં દાખલ થતી અરૂણા તથા સુરેખાને જોઈ બોલ્યો.

"ભાઇ, ભલાભલી પૃથ્વી છે. સુખીયાંનો કે દયાળુનો પણ કાંઇ તોટો છે! એમના દિલમાં રામ વસે છે, એટલે આટલું કરી રહ્યાં છે."

"અલ્યા, એમને છોકરાં છૈયાં નહિ હોય!" એક જરા વધુ સાદા જેવા જણાતા માણસે પ્રશ્ન કર્યો.

"નઇ કેમ હોય? એવાંને ઘેર તો ભગવાન વહેલાં વહેલાં પારણાં બંધાવે." એવા જ બીજા માણસે કલ્પના કરી જવાબ આપ્યો. ગ્રામ્યજનતા તો ઘેર પારણાં બંધાય, વહેલાં વહેલાં લગ્ન થાય અને મૃત્યુબાદ છોકરાનાં છોકરાંની કાંધે ચડી સ્મશાનમાં જવાય એને મહાભાગ્ય માને છે. દેવું હોય ને અન્નના સાંસા પડતા હોય છતાં સંતાનનું લાવલશ્કર જેને ઘેર મોટું હોય તે 'ભાગ્યશાળી' કહેવાય છે.

"તે ઇમના ભાયડા આમ રખડતાં રોકતા ટોકતા નઇ હોય?" એક ત્રીજા માણસનો પ્રશ્ન થયો.

"ઈ કણબી ગરાસિયા ભાળ્યા તે ટોકે? શેઠિયાની વાતું જૂદી છે." કોઇક જવાબ આપતું.

આવા લોકો કોઇકવાર સુધીરને પણ આવા પ્રશ્નો પૂછતા ને સુધીર તેના યોગ્ય જવાબ આપતો. અને સુરેખા તથા અરૂણાને ફુરસદે આ પ્રશ્નો સંભળાવી વિનોદ કરવાનું પણ તે ચૂકતો નહિ. બંને સખીઓ આ સાંભળી હસતી અને અભણ ગામડીઆ પ્રત્યે માતાનો વાત્સલ્યભાવ ઉરમાં અનુભવી રહેતી.

ગામડામાં બધા જ સજ્જન નથી હોતા. સુધીર તથા સુરેખા વગેરેની પ્રવૃત્તિઓના વિરોધીઓ અને કોઈ કોઈ ગૂંડા અને નિર્લજ્જ પણ ત્યાં હતા. તેઓ આ ત્રિપુટીને સામે મોંએ તો બોલી શકતા નહિ, પણ પાછળ વારંવાર તેમની બદબોઈ કરતા. કોઈ નિર્લજ્જો તેમના ગયા પછી બિભત્સ અભિનય કરી બીજા નિર્લજ્જોને હસાવતા પણ ખરા. પરંતુ આવા લોકોનું પ્રમાણ ઘઉંમાં કાંકરા જેવું હતું.

એક વાર સુરેખા તથા અરૂણા એક ગામડામાં જઈ પહોંચ્યાં. ત્યાં તેઓ પહેલાં એક બે વાર આવી ગયાં હતાં. પણ આ વખતે સામે ગામથી પરભારે આવી મોટરદ્વારા બીજે રસ્તે ગામમાં દાખલ થયાં એટલે રસ્તો ભૂલી ગયાં. ગામ મોટું હતું. એક સ્થળે મોટર થોભાવી તેમણે 'વણાટશાળા'નો પત્તો પૂછ્યો. એક દુકાન પર મૂછના આંકડા ચઢાવ લાલચોળ આંખો વાળો એક ઉંચો યુવાન બેઠો હતો. તેણે બીડી ફુંકતાં રોફથી જ પૂછ્યું: "તમે ક્યાંથી આવો છો?"

"ચંદ્રપુરથી. અમને વણાટશાળાનો રસ્તો બતાવશો?" અરૂણા બોલી. પેલા જુવાનના બીજા બે પાંચ મિત્રો ત્યાં જ ઉભા હતા, તે મૂછમાં હસી રહ્યા હતા. પેલો યુવાન હમણાં કંઇક ફારસ કરશે એમ તેમનું અનુમાન હતું; પણ તે વખતે તો તેમ ન બન્યું.

"વણાટશાળા તો ગામને પેલે છેડે છે. મને મોટરમાં લ્યો; હું સાથે આવી બતાવી જાઉં." પેલાએ શાંત મુખમુદ્રા રાખી કહ્યું.

પણ તેના એકઠા થયેલા મિત્રોમાં એક મંદ હાસ્યનું મોજું ફરી વળ્યું.

અરૂણાએ સુરેખાને પોતાની પાસે આગલી સીટ પર બેસારીને પેલાને પાછળ બેસવા જગા કરી આપી. મોટર ધીમી ગતીએ ઉપડી અને એકઠા થયેલા ટીખળથી જોઈ રહ્યા.

બીજે દિવસે પેલો જુવાન ( જે ગામમાં સોનેરી ટોળીનો નાયક કહેવાતો હતો તે ) બડાશ હાંકવા લાગ્યો. "કયા રૂપ ! મારા પર તો એ મોટરવાલી નાઝની ફીદા ફીદા થઇ ગઈ છે."

"કેમ તેણે તને કાંઈ કહેલું ?" એક જણાએ ટીખળમાં જ પૂછ્યું.

"હા યાર. ત્યારે ખોટું કહું છું ? જતી વખતે હસીને મારો કેટલો આભાર માન્યો !"

"કપાળ તારૂં !" એકે ટચકો માર્યો. જીભના ટચકા સૌથી વધુ જલદ હોય છે.

"જોજે ત્યારે, એ ફરી આવે ત્યારે મને સંભારે છે કે નહિ !"

*

થોડાક દિવસ બાદ ત્યાં બીજી વખતે સુરેખા તથા અરૂણાનું આવવું થયું. તે વખતે એક હોટલ આગળ ઉપર જણાવેલો નાયક વગેરે બેઠેલા હતા. નાયકે 'કેમ બેન ?' કહી ચાલી જતી મોટરે બંને સખીઓને બોલાવી, પણ તેમના સાંભળવામાં ન આવવાથી કે બીજા ગમે તે કારણથી તેમણે તેના સામે પણ જોયું નહિ. આથી પેલાએ ખીજવાઇને બિભત્સ અભિનય સાથે બે ચાર અપશબ્દો કાઢયા.

આ વખતે ત્યાં ગામના બીજા બે જુવાનો ઉભા હતા. તેઓ આ વણાટ, કાંતણ વગેરે પ્રવૃત્તિમાં રસ લેતા હતા. તેમનાથી આ સહન ન થયું. તેમાંના એક જુવાને પેલાને ધમકાવતાં કહ્યું: "જરા શરમ રાખો શરમ ! રસ્તે જનારનાં આમ શું અટકચાળાં કરો છો ?"

"અરે ! એ તો મારા પર ફીદા છે: તું શું કામ મરી પડે છે ?" પેલાએ નિર્લજ્જ જવાબ આપ્યો.

સુધીરે એક બે વાર ગામની હોટલ બંધ કરાવવા પ્રયાસ કરેલા હોવાથી હોટલવાળો સુધીરની મંડળીની વિરુદ્ધ હતો. તેણે કહ્યું: "એના મનમાં ઈર્ષ્યા આવતી હશે!"

"એમ જ લાગે છે; પણ એ દેવલોકની પરીઓ તો મને જ..." પેલા બદમાસે બચકારો બોલાવી બિભત્સ અભિનય કર્યો.

જુવાનો હવે વિફર્યા. મોટેરા આ સોનેરી ટોળીના સરદારથી ડરતા; પણ સુધીરના કાચા પાકા સંસ્કારો પામેલા આ જુવાનો તેનાથી ડરતા નહિ. તેમણે પેલાને ત્યાંને ત્યાં જ સારી પેઠે માર માર્યો. લોકો ભેગા થઈ ગયા ને પેલાને છોડાવી ઘેર લઈ ગયા.

"જોઈ લે તું, તમારી ને એ રંડાઓની બધાની હવે શી વલે થાય છે તે!" જતાં જતાં ખૂનસ ભરી આંખે નાયક બોલતો હતો. આવો જાહેર પરાજય તેની જીંદગીમાં તેણે આજે પહેલો જ જોયો. 'શું કરૂં ને શું નહિ' એમ તેના મનમાં થવા લાગ્યું. આમ ગામડાંમાં વિવિધ જાતના લોકો વચ્ચે સુધીરની મંડળીનું કામ ચાલતું હતું. માન–અપમાનને તેઓ બહુ લેખતા નહિ. સેવા એ જ તેમનું ધ્યેય હતું. એ ધ્યેય માટે તેઓ બીજું બધું વિસરી જતા.

"ગામડાંના આપણે સેવક થયા એટલે ગામડાં આપણાં શેઠ કે માલીક ગણાય. સાચા સેવક હોઈએ તો લાત ખાઇને પણ તેમની સેવા કરવી જોઈએ." સુધીર વખતોવખત કહેતો.

"ઘણીક વાર તો આપણી જ ખાતર એ લોકોને લઢવાનું થાય છે, એ બહુ શરમજનક લાગે છે." અરૂણા પણ ઉપર જણાવેલા પ્રસંગની હકીકત તેના જાણવામાં આવ્યાથી કહેતી.

"તે બહુ ખોટું. આપણે તેમને સંપથી ને સુખથી રહેતાં જોઈએ તો પછી ત્યાં જવાની જ જરૂર નથી." સુધીર કહેતો.

સુધીર, અરૂણા અને સુરેખા ત્રણે કુમારાવસ્થામાં હોવા છતાં ગામડાંનાં હજારો લોકો પર વાત્સલ્ય પ્રેમનાં ઝરણ વહાવી રહ્યાં હતાં.

સુધીરની ગેરહાજરીમાં બંને યુવતીઓ દ્વિગુણિત ઉત્સાહથી કામ કરવા લાગી ગઈ હતી. તે રોજ સાંજે પંડિતજીની સુશ્રુષામાં રોકાયેલા સુધીર પાસે આવી તમામ વિગત જણાવતી અને નવાનવા વિચારો જે તેમને ઉદ્ભવતા તે જણાવતી.

વૃદ્ધ રુગ્ણ પંડિતજી પણ આ વાર્તાલાપ સાંભળતા અને સુધીર-માં પોતાનો જાણે યુવાન રૂપે પુનર્જન્મ થયો છે, એમ તે મનમાં અનુભવતા. જનસેવાની પોતાની જૂની પ્રવૃત્તિને જાણે સુધીરે નવ-પલ્લવિત કરવા માંડી હતી એમ તેમને લાગ્યું. તે સંતોષથી આંખ મીંચી ગત જન્મ જેવા પૂર્વજીવનને યાદ કરતા અને ગળગળા બની જતા.

તેમની આંખ ભીની જોતાં ‘ દાદા, શું થયું ? ’ કહીને સુધીર તેમનાં આંસુ લૂછી વિચારમાં પડી જતો.

“ કંઈ નહિ ભાઈ, વૃદ્ધાવસ્થાની નિર્બળતા. કંઈ કંઈ વિચારો આવે છે. જીવનના સામા છેડાથી આ છેડા સુધી ચિત્ત ઝોલાં ખાય છે.”

“ શાંતિથી સૂઈ જાઓ. હું પ્રાર્થનાનું ગીત ગાઉં ? ” સુધીરે પૂછ્યું.

“ ના, સુરેખા પાસે ગવડાવ. બેન સુરેખા: તું ‘ વૈષ્ણવ જન ’-વાળું ભજન ગા.” સુરેખાના કંઠમાં એ પદ ઠીક શોભા પામી ઉઠતું હતું: કોયલના કંઠમાં પંચમ સૂર શોભી ઉઠે છે તેમ.

પાસે બેઠેલી સુરેખાએ નિઃસંકોચ ભાવે ગાવાનું શરૂ કર્યું અને પંડિતજી સૂતા સૂતા જ આંખ મીંચી ગાનના સૂર તથા ભાવને અંતરમાં ઉતારવા લાગ્યા. જાણે એમનો વિષાદ અંતરમાં જ પીગળી અદ્રશ્ય થઇ રહ્યો હતો.

સુધીર તથા અરૂણા પણ પદના પ્રવાહિત ભાવમાં લીન બન્યાં હતાં.

# [ ૩૨ ] પ્રૉફેસર હરપ્રસાદ

નાદ પુરું થયા પછી ભાવનાલોકની છાયા ઓસરવા માંડી. ભાવનાના સ્વર્ગલોકમાં જીવનની અમુક ધન્ય પળો જ ગાળી શકાય છે અને તે માટે પણ વાસ્તવ જીવનમાં મહા તપશ્ચર્યા કરવી પડે છે. વાસ્તવ જીવનની સ્થિર ભૂમિકાએ આવેલાં અરૂણા તથા સુરેખા પંડિતજીને પ્રણામ કરી ઉઠ્યાં. પંડિતજીએ તે પ્રણામ માત્ર હાથના સંકેતથી જ સ્વીકારી લીધા. તેમના અંતરમાં હજી ભાવલોકની દ્યુતિ પ્રકાશતી હતી. તે છોડી અંધારા લાગતા વાસ્તવ જીવનમાં જલદી આવવાની તેમની ઇચ્છા ન હતી; પણ હાથના સંકેતથી પ્રણામનો સ્વીકાર કરવા જતાં જ વાસ્તવની ચૂડ ભરાઈ ગઈ ને અંતરમાં વહી રહેલો ભાવરસ કે દ્યુતિ વિલિન થઈ ગયાં.

"હરિ મારે પૂરવ જનમની પ્રીત."

કોઈ સામેના શિવાલયમાંથી ગાતું હતું તેની પંક્તિ હવા પર ઝોલાં ખાતી, મનોહર આવર્તનો જમાવતી, પંડિતજીના કાનમાં પેઠી. પંડિતજી એ સાંભળી રહ્યા. જાણે એ પંક્તિ તેમના હૈયામાં સોંસરી ઉતરી જતી હતી.

વર્તમાનને ભૂલાવે તેવા ભૂતકાળમાં તેમની સ્મૃતિએ ડૂબકી મારી. મીંચેલી આંખે જ તે ચલચિત્રની પેઠે અવનવાં દ્રશ્યો જોવા લાગ્યા.

*

ઓગણુસમી સદી ઉતરીને વીસમી સદીની નવરંગી ઉષા ઉગતી હતી. હિંદના પ્રજાજીવનમાં પણ એ ઉષાના જેવા મનમોહક નવરંગો ઝળકી રહ્યા હતા. અંગ્રેજી કેળવણી લોકોમાં પ્રસરવા લાગી હતી અને તેના પરિણામે ભણેલાઓના જીવનમાં ક્રાન્તિ આવવા માંડી હતી. એ સમયે હરપ્રસાદશાસ્ત્રી એક નવજુવાન પ્રોફેસર હતા. તેમની કૉલેજ તેમનાં જ્ઞાન અને પ્રતિભાથી દીપતી હતી. તેમની પ્રોફેસર તરીકેની કારકીર્દી હજી હમણાં જ શરૂ થઈ હતી પણ તેમનો સ્વાર્થત્યાગ, સરળતા, સાદાઈ અને વિદ્વતા એ બધું લાંબો વખત ઢાંકયું રહ્યું નહિ.

પ્રોફેસર અપરિણિત હતા. તેમને વડીલો તરફથી વારસામાં સારૂં દ્રવ્ય તથા જમીન–જાગીર પ્રાપ્ત થયાં હતાં. પ્રોફેસર તરીકેની નોકરી તેમણે સેવા કરવા અને કેળવણીના કાર્યમાં ચેતન લાવવા માટે જ સ્વીકારી હતી. તેમનો લગભગ બધો પગાર ગરીબ વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિ અને મદદ આપવામાં જ ખરચાઈ જતો.

તેમની સાથે તેમનાં એક વિધવા બહેન રહેતાં. તે જૂના જમાનાનાં માણસ હતાં. છતાં ભાઈ તરફ તેમનો એટલો બધો પ્રેમ હતો કે ભાઈની ઈચ્છાને તે શાસ્ત્રવાકયથી પણ અધિક માનતાં હતાં. ભાઈ પ્રોફેસર હોઈ નવા જમાનાના આચાર વિચારો ધરાવતા હતા. ઘણીકવાર તો બહેનને અધર્મ જેવું લાગે તેવું પણ તે આચરતા, છતાં બહેન ભાઈનો વિરોધ કરતાં નહિ; એટલું જ નહિ પણ ભાઈને પોતાના સંકલ્પો પાર પાડવામાં બનતી તમામ સહાય આપતાં.

"બહેન, આપણી પોળના નાકે જમણા હાથે મકાન છે તે તેં જોયું છે ? તેમાં કોણ રહે છે ?" એક દિવસ પ્રોફેસરે બહેનને પૂછયું.

"ભાઈ, મને ખબર નથી. શું કામ છે તમારે ?" બહેને પ્રતિપ્રશ્ન કર્યો.

"એમ છે કે ત્યાં કોઈક બાઈ રહે છે. સારા ઘરની લાગે છે; પણ ગરીબ હોવાથી ભૂખે મરે છે."

"તમે કેમ જાણ્યું એ?"

"મને જતાં આવતાં એના વર્તન પરથી શંકા આવતાં એક વિદ્યાર્થી દ્વારા માહિતી મેળવી, તો જણાયું કે તેને ત્રણ ઉપવાસ થયા છે ને ઘરમાં હવે વાસણ પણ રહ્યાં નથી. પોતાના છોકરાને એણે એક આશ્રમમાં મૂકયો છે ને તેના બાપના મોસાળ ગયાનું લોકોને જણાવે છે. મારે તેને મદદ કરવી છે; પણ તે કેવી રીતે બને?"

"તો તો છાની રીતે પૈસા મોકલાવો." બહેને કહ્યું.

"ના, તેમ નહિ. પણ એક વિચાર મને આવે છે. આજે હું એને ત્યાં બજારમાંથી અનાજ વગેરે મોકલાવીશ; પણ તે લેશે નહિ તો?"

"ઠીક, હું તેને મળીને વાત કરી જોઉં છું. કંઈક રસ્તો નીકળશે તો કાઢીશું." બહેને કહ્યું ને તે જ વખતે ભાઈના કાર્યમાં સાથ આપવા તેઓ પેલી બાઇના ઘર તરફ ઉપડયાં.

આવાં તો ઘણાં સ્તુત્ય કાર્યો પ્રસંશા કે બદલાની આશા વગર તે મૂંગી રીતે કરતા. કોલેજના વિદ્યાર્થીઓ તો તેમને દેવતુલ્ય માનતા.

એ જમાનામાં હરપ્રસાદ અજોડ ક્રાંતિકાર ગણાતા હતા. તેમના ધર્મ તથા સમાજ વિષેના વિચારો બંડખોર વૃત્તિના હતા. ઘણા તેમને દયાનંદ સરસ્વતીના ચેલાનું બિરદ પણ આપતા. પણ ખરી રીતે તો તેઓ તે વખતના પ્રમાણમાં આર્યસમાજથીયે વધુ પ્રગતિકારક વિચારો ધરાવતા. આર્ય સમાજનો તેમને પાશ લાગ્યો હતો એ ખરૂં, પણ આર્યસમાજના કાર્યક્ષેત્રમાં ન હોય તેવી કેટલીક નિજસ્વ ક્રાન્તિની તેમના હૃદયમાં ગડભાંજ થઈ રહી હતી. કેટલાક ધર્મઘેલા તેમને નાસ્તિક કે મિથ્યાવાદી પણ ગણી કાઢતા. પણ

પ્રોફેસરની ઈશ્વર વિષેની ભાવના દૃઢ અને નિર્મળ હતી. ધર્મના વિષયમાં જે મૂર્ખ લોકો પોતાની આંખ ફોડી નાખે છે, તેમને જ ધર્મનિષ્ઠ લેખવાની આ દેશના ધર્મઘેલા લોકોને સૈકાઓથી ટેવ પડી ગયેલી છે; એટલે સાચી ધર્મનિષ્ઠા દેખાય જ ક્યાંથી?

હરપ્રસાદ વિચારતાઃ 'આ ઘુવડો કોઈ દિવસ સૂર્યનું અસ્તિત્વ નહિ સ્વીકારે? ધર્મના રહસ્યને એ ક્યાં સુધી અવગણ્યા કરશે?' પોતે આ વિષે પોતાના કુશાગ્ર બુદ્ધિવાળા વિદ્યાર્થીઓ સમક્ષ ચર્ચા કરતા અને આ અજ્ઞાનને હઠાવવા કમર કસવા તેમને હાકલ પાડતા. વિદ્યાર્થીઓમાં સાદા જીવન અને સ્વાર્થત્યાગનો પણ તેઓ પોતાના જીવન વડે દાખલો બેસાડતા હતા.

એક દહાડો પ્રોફેસર સાંજે ફરવા માટે નીકળ્યા હતા. રસ્તે જતાં લોકોનું એક મોટું ટોળું રસ્તાની બાજુ પર જમા થયેલું જણાયું. લોકો હોકારા કરતા હતા તથા વારંવાર તાળીઓ પાડતા હતા. રસ્તે ઉતાવળા ચાલ્યા જતા લોકો પણ ત્યાં શું છે તે એકવાર જોઈ લઈ પછી ઝડપથી ચાલ્યા જતા હતા. પ્રોફેસરે પણ કુતુહલ વશ થઈ ત્યાં જઈ ટોળાના કેન્દ્ર ભાગમાં નજર નાખી. લોકોના ઘેરાની વચ્ચે એક આઠ નવ વર્ષની ગ્રામ્યબાળા બે હાથે આંખો ચોળતી રડતી હતી. બહુ રડવાથી તેની આંખો સૂઝી ગઈ હતી તથા વાળ વિખેરાઈ ગયા હતા. તેનાં મેલાં ફાટેલાં કપડાં અસ્તવ્યસ્ત થઈ ગયાં હતાં અને તે ગાભરી બની ટોળા તરફ તાકી રહી હતી.

"શું છે આ ધાંધલ?" પ્રોફેસરે પ્રશ્ન કર્યો.

"કોઈ ગામડાના મજુરની છોકરી છે. ભૂલી પડેલી લાગે છે. તેને આ લોકો પજવે છે. પોલીસ ગેટ પર લઈ જાય તો ઝટ નીકાલ થાય." કોઈએ પ્રોફેસરને માહીતી આપતાં પોતાના જ્ઞાનનો પણ પરિચય કરાવ્યો. પોલીસ અને સરકાર જ બધું કામ કરે; પોતે તો વેપાર ધંધા કરે ને ખાય પીએ એમ ઘણા લોકો માને છે. આમાં સરકાર શું છે તેનો જ સત્ય ખ્યાલ લોકોને હોતો નથી, અને આમ

સરકારને વધુ પડતું મહત્વ કે પછી ભારણ આપવાથી જ 'સરકાર' નામના તંત્રમાં પણ વિકૃતિ સહજ બની જાય છે.

એક બે સારા દુકાનદારો નજીકની દુકાનો પરથી આવી બાળકીને તેના બાપનું નામ ઠામ, ગામ વગેરે પૂછવા પ્રયત્ન કરતા હતા. એક જણાએ તો તેને ખાવા માટે ચણા આપ્યા, પણ બાળા રડવા સિવાય બીજું કાંઈ કરતી નહિ. વચ્ચે વચ્ચે કોઈ પૂછતું કે તારૂં નામ શું? તો કહેતી કે, 'રૂડકી.' પણ તે સાંભળતાં જ ભેગાં થયેલાં છોકરાં તથા તમાશખોર લોક તાળી પાડી હસતાં અને બાળકી ગભરાટથી ચૂપ થઈ જતી, ને ફરી પૂછવા છતાં બોલતી નહિ: રડ્યા કરતી.

તેણે પોતાના ગામનું નામ કહ્યું હતું પણ કોઈને સમજાયું નહિ. બાપનું નામ 'રઘો' કહ્યું. પણ તેને કોણ ઓળખે? પેલા ભલા માણસો આને ક્યાં પહોંચાડવી તે વિચારથી મૂંઝાતા હતા.

"તેં તારૂં ઘર જોયું છે?" એકે પૂછ્યું.

"ના, મારા ભા ચ્યાં જ્યા?" કહી બાળકી વધુ જોરથી રડવા લાગી. "બેન, રડીશ નહિ. તારા ભાને હું બતાવું, ચાલ મારી સાથે." પ્રોફેસરનું ઉર દ્રવી જતાં તે આગળ આવી બોલ્યા. તેમને ઓળખ્યા સૌ ચૂપ રહ્યાઃ માત્ર બે ચાર ટીખળી બાળકો ખી ખી કરી હસ્યા.

"ચ્યાં છે મારા ભા?" પ્રોફેસર સામે જોઈ બોર બોર જેવાં આંસુ વરસતી આંખે બાળાએ જોયું.

"ચાલ બતાવું છું." કહી પ્રોફેસરે પેલા દુકાનદારોને સમજ પાડી કે, તે એ બાળાને હાલ પોતાને ત્યાં લઈ જાય છે; અને એનો બાપ જો આવી પહોંચે તો પોતાને ત્યાં મોકલવા જણાવ્યું.

પ્રોફેસરની પરોપકાર વૃત્તિ જાણીતી હતી. સૌ તે વાતમાં સંમત થયા ને પેલા દુકાનદારોએ પ્રોફેસર સાથે છોકરીને તેમના ઘેર મોકલી આપી.

ઘેર લઈ જઈ પ્રોફેસરે છોકરી પોતાની બહેનને બતાવી. બહેને તેને ખાવાનું આપી પંપાળીને શાંત કરી. પ્રોફેસરે કહ્યુંઃ "એનો

બાપ શોધતો આવે ત્યાં લગી એને આપણે ત્યાં રાખવાની છે."

"ભલેને રહી. બીચારી કેવી ડસડસતી હતી? હવે એનો જીવ હેઠો બેઠો. આપણને આશીષ આપશે." બ્હેનને પણ છોકરી મેલી ઘેલી હોવા છતાં તેની મુખમુદ્રા તથા સલુકાઇ ગમી ગઈ.

એ ચાર દિવસમાં તો રૂડકી પ્રોફેસરને ત્યાં નાચવા તથા કૂદવા લાગી. એનાં કપડાં પણ સ્વચ્છ અને સુઘડ બન્યાં હતાં. એના કેશમાં સુગંધિત તેલ અને વેણીમાં ફુલો દીપી ઉઠયાં હતાં. પવનમાં રમતી વસંતની ફુલવેલ પેઠે એ તરવરતી બાળા પ્રોફેસરને પ્રિય થઈ પડી.

પ્રોફેસર તેને ભણાવવા પણ માંડ્યા હતા. અક્ષરજ્ઞાન તથા થોડું વાંચન તો તેને ગામડાની નિશાળમાં જ શીખવાયેલું હતું, એટલે શરૂઆત સારી થઈ. વિદ્યાર્થિનીની ચપળ બુદ્ધિ જોઈ પ્રોફેસર રાજી થયા ને ઝડપથી આગળને આગળ શીખવવા લાગ્યા.

રવિવારને દિવસે બપોરે જમ્યા પછી પ્રોફેસર તથા રૂડકી મેડીએ બેઠાં હતાં. પ્રોફેસર એક પરીકથા જેવી વાર્તા રૂડકીને સંભળાવતા હતા ને રૂડકી ધ્યાનથી સાંભળતી હતી. વાત બરાબર રસે ચઢી હતી. વાર્તાનો રાજકુમાર રાક્ષસની માયાવી નગરીમાં આવી રાક્ષસના મહેલમાં ઉપર ચઢી, છેક સાતમે માળે આવ્યો હતો. ત્યાં ખાટમાં સૂતેલા રાક્ષસને તે જગાડવા જતો હતો, તેવામાં વાતમાં ભંગ પડયો. દાદરમાંથી કોઈકનો પગરવ સંભળાયો ને પ્રોફેસર બોલતા અટકી ગયા. "કોણ?" તેમણે પૂછ્યું.

"એ તો હું અમુલખ ગાંધી." નીચે સીડીમાંથી અવાજ આવ્યો.

"જે હો તે ઉપર આવો." પ્રોફેસરે કહ્યું.

અમુલખ ગાંધી ઉપર આવ્યા ને પોતાની સાથેના માણસને પણ તેમણે ઉપર બોલાવ્યો.

"કેમ રૂડકી, મજામાં તો છે ને!" પ્રોફેસર આગળ બેસતાં ગાંધીએ રૂડકી તરફ જોઈ પૂછ્યું. રૂડકી ચૂપ હતી. દાદરામાં બીજું કોણ આવે છે તે તરફ તે જોઈ રહી હતી.

## [૩૩] કુમુદિની

દાદરમાંથી એક મેલા ફાળીયાવાળું માથું ઉપર આવ્યું તે સાથે જ રૂડકી ઉભી થઈ અને 'ભા, ભા!' કરતી દાદર તરફ દોડી.

"આયોસું મારી બેટી!" કહેતો રઘો ઉપર ચઢી આવ્યો ને રૂડકીને ભેટી પડયો. તેની આંખમાં આનંદનાં આંસુ ઝળકી રહ્યાં હતાં.

"સા'બ, મારા ગરીબના ધનને તમે હાચવ્યું ઈ ઉપકારનો બદલો હું થી શે વળે?" રઘો બોલ્યો ને રૂડકીને ખોળામાં લઈ પ્રોફેસરની સામે બેસી ગયો.

પ્રોફેસર સમજી ગયા હતા કે, આવનાર માણસ રૂડકીનો બાપ રઘો હતો. તે ધીરેથી બોલ્યા: "રઘા, એમાં શું? માણસનું કામ માણસ જ કરેને! પણ એમ છોકરાંને વીલાં ન મૂકવાં."

"ખરૂં છે સા'બનું કહેવું." સાથે આવેલા ગાંધી તરફ જોઈ રઘો બોલ્યો.

"સાહેબના જેવા પરોપકારી માણસ તો આખા શહેરમાં કોઈ નથી." ગાંધી બોલ્યા

"પરમેશર ઈમિનું ભલું કરશે. અમે ગરીબ માનવી તો દુઆ આલીયે, બીજું શું થાય?" રઘો બોલ્યો.

" ખરો આભાર તો આ શેઠનો માનો કે રસ્તા પરથી છોકરીને રડતી જોઇને તુરત દુકાનેથી આવી, એની વખતસર સંભાળ લીધી; નહિતર કયાંની કયાંય ચાલી જાત." પ્રોફેસરે અમુલખ ગાંધી, જેમણે પ્રોફેસરને પોતાને ત્યાં છોકરીને લઇ જવાની સંમતિ આપી હતી તેનાં વખાણ કર્યાં. આજે રૂડકીનો બાપ તેને શોધતો આવી પહોંચવાથી તે અહીં તેને સાથે લઇને આવ્યા હતા.

" એમનુંય ભગવાન ભલું કરશે. હારૂં માણસ તારે તો વળી અતારે આંઇ હારે પણ આયા." રઘાએ ગાંધી પ્રત્યેની કૃતજ્ઞતા પણ વ્યકત કરી.

પ્રોફેસરે રૂડકી સાથે થોડો વિનોદ કર્યો. રૂડકી અઠવાડીયા જેટલી મુદતમાં તો પ્રોફેસર સાથે હળી ગઇ હતી. રઘો રૂડકીનો સુંદર પોષાક તથા અંબોડે બાંધેલી વેણી વગેરે જોઈ મનમાં ઘણો જ રાજી થયો. તેણે સાહેબનો ઘણો ઘણો આભાર માન્યો અને ગરીબ માણસને યોગ્ય કંઇ કામ હોય તો ફરમાવવા વિનતિ કરી.

" એક કામ છે તમારૂં તમે માનો તો." પ્રોફેસર બોલ્યા.

" શું બાપજી !" સા'બને બદલે રઘો ઉતાવળમાં બાપજી બોલ્યો. એને તો સા'બનો અર્થ શું થતો હશે તેની ખબરેય કયાંથી હોય ? ભણેલા-ગણેલા લોકોને આજે 'સાહેબ' કહેવડાવવાનો શોખ બહુ વધેલો છે, એની રઘાને સમજણ ન હતી. પણ પ્રોફેસર એ ભણેલાગણેલા-ઓમાં અપવાદરૂપ હતા એ સંતોષની બીના છે.

" તમે માનશો ?" પ્રૉફેસરે ખાત્રી માગી.

" ચ્યમ ના માનું શા'બ ?" રઘો પ્રતિપ્રશ્ન કરી સાહેબ શું કહેવા માગે છે તે સાંભળવા આતુર થઈ સામે જોઈ રહ્યો. સાહેબ ગાંધી સામે જોઈ ધીમે હસ્યા. ગાંધી કંઈ ન સમજાવાથી ગુંચવણભરી ચૂપકીદી જાળવી બેસી રહ્યા.

" રૂડકીની મરજી હોય તો એને મારે ત્યાં રાખશો ?" સાહેબે

પૂછ્યું. રઘો જરા વાર ચૂપ રહ્યો. રૂડકી એનું એકનું એક સંતાન હતી. તેને છોડતાં સહજે જીવ ચાલે તેમ ન હતું; છતાં તેણે વિચાર કર્યો કે, 'અહીં છોકરીને છે તો મઝા. સાહેબ લોકનાં છોકરાં જેવી બની છે ને !' તે રૂડકી તરફ જોઈ રહ્યો. પછી વિચાર આવ્યો કે 'છોડી છે એટલે પરણીને પણ સાસરે તો જવાની જ છે. એની બહુ માયા રાખવી નકામી છે.'

"કેમ શું વિચાર કર્યો ?" સાહેબે ફરી પૂછ્યું.

"હું તો રૂડકીને ગમતું હોશે તો આંય રાખીશ; પણ એની માને પૂછવું જોશે."

"ભલે પૂછી જોજો. અહીંથી વચ્ચે વચ્ચે તમારે ત્યાં તેડી જવી હોય તોપણ તેડી જજો : અહીં કંઈ કેદ નથી. છોકરી ચપળ હોવાથી તેને મારે સારી પેઠે ભણાવવી છે."

હવે ગાંધી બોલ્યાઃ "રઘલા ! લક્ષ્મી ચાંલ્લો કરવા આવે છે, મોં ધોવા જઈશ નહિ. અમારાં છોકરાંને ભણાવતાં અમારો દમ નીકળી જાય છે, જ્યારે તારે તો ઉલટા પ્રોફેસર સાહેબ ઘરનું ખવરાવીને ભણાવનાર નીકળ્યા. બૈરીને પૂછીને છોકરીને ઝટપટ અહીં જ મૂકી જજે. વચ્ચે બંને માણસ ખબર કાઢવા આવતાં જતાં રહેજો. અહીં એ સુખી થશે ને તમારો પણ દિ' વળશે."

રઘલાને વિચાર કરતાં આ વાત ઠીક લાગી. તેણે ચૂપ બેઠેલી રૂડકીને પૂછ્યુંઃ "બેટી, તારે આંય સા'બ પાસે રે'વું સે ?"

રૂડકી સાહેબ તરફ જોઈ હસી; પછી બોલીઃ "રોજ પેલી પરીની વાતો જેવી વાતો કે'શો ?"

"હા, અને બીજી પણ સરસ વાતો કહીશ." પ્રોફેસર હસ્યા.

થોડીવારે રૂડકી બોલીઃ "પ્હેલાં મારી માને પૂસીને પસી આવેશ." બાળકને મા ન સાંભરે એ તો બને જ નહિ.

"તારી માને પણ થોડા દહાડા અહીં તેડી લાવજે એટલે તને ફાવશે."

"તો તો ભા, હું આંય જરૂર આવવાની વળી, માને લઈ ને." તાજા પુષ્પ જેવી બાળા નયન નચાવતી હર્ષથી બોલી ઉઠી.

ત્રણ ચાર દિવસ બાદ ખરેખર રૂડકી પાછી આવી ને તેણે પ્રૉફેસરને ત્યાં ધામા નાખ્યા. તેની મા પણ સાથે આવી હતી; તે છોકરીનું સુખ જોઇ ચારેક દિવસ બાદ સંતુષ્ટ મને ઘેર ગઈ. પ્રૉફેસરની બહેને તેને જતી વખતે કપડાં લત્તાં વગેરે આપી ખુશ કરી.

થોડા જ વખતમાં રૂડકી એક વ્યાધ બાળા હતી તે વાત ભૂલાઈ જવા લાગી. તેનું નામ પ્રૉફેસરે 'કુસુદિની' પાડયું ને તેને 'કમુ' કહી સંબોધવા લાગ્યા. તેનાં માબાપ માત્ર હટાણું કરવા આવતાં ત્યારે આઠે પંદરે ખબર કાઢવા ઘેર આવી જતાં એટલો જ સબંધ રહ્યો હતો. બે ચાર મહીને એકાદ અઠવાડિયું તે પોતાને ગામ જઈ પણ આવતી. પણ ત્યાં હવે તેને બહુ ગમતું નહિ, એટલે પોતે જ પાછી શહેરમાં ચાલી આવતી.

પ્રૉફેસરને પણ 'કુમુદ' વગર જરાય ચેન પડતું નહિ. તેને ભણાવ્યા સિવાય દિવસ જતો તો પ્રૉફેસરને જરાય ગમતું નહિ. ગ્રામ-કન્યા શરીર સૌષ્ઠવમાં જેવી સુંદર હતી તેવી જ તેની બુદ્ધિ પણ ચપળ હતી. શાળામાં ગયા સિવાય પ્રૉફેસરના ખાનગી શિક્ષણથી જ તે બે વર્ષમાં તો ગુજરાતીનો અભ્યાસ પુરો કરી અંગ્રેજી શીખવા માંડી.

અંગ્રેજી ત્રીજા ધોરણથી તેને નિયમિત શાળામાં મોકલવા માંડી; છતાં ઘરનું શિક્ષણ તો ચાલતું જ હતું. શાળામાં 'કુમુદિની રઘુનાથ' એક હોંશિયાર બાળા તરીકે પંકાવા લાગી. શરીર-બળના પ્રયોગો તથા ગરબા કે નૃત્યમાં પણ તે આગળ આવવા લાગી. સંગીત તો

તેને પ્રૉફેસરે જ શીખવવા માંડયું હતું; કારણ, તેમને તે વિષયનો સારો શોખ હતો. આમ કુમુદિનીનો વિકાસ તમામ દિશાઓમાં થવા લાગ્યો. ગરીબ વિદ્યાર્થીઓને પ્રૉફેસર પાસેથી મદદ અપાવવામાં પણ તે રસ લેતી હતી.

આમ છતાં પ્રોફેસરની અને તેની વચ્ચે મિત્ર જેવો સબંધ હતો. કોઈ વખતે બંને જુદા જુદા વિષયોની ચર્ચાઓ પણ કરતાં અને કોઈ વાર લડી પણ પડતાં. લડયા પછી કમુને મનાવવામાં પ્રોફેસરને બહુ મજા આવતી. કમુ પણ હવે પુસ્તકો વાંચીને તથા બીજી નગર કન્યાઓના સહવાસથી આધુનિક ઢબછબ સંપૂર્ણપણે રાખતી થઈ ગઈ હતી. પ્રોફેસર તેને માટે પૈસા ખર્ચવામાં પાછું વાળીને જોતા ન હતા. અવનવી ઢબના પોષાક, અલંકાર, પેન, પાઉડર, સાબુ, ક્રીમ, અત્તર, ફરનીચર વગેરે જે જોઇએ તે કમુને મળી શકતું.

અઢાર વર્ષની વયે મેટ્રિક પાસ થઈ કમુ પ્રૉફેસરવાળી કૉલેજમાં જ પ્રિવિયસમાં દાખલ થઈ; પણ ત્યાં મુશ્કેલી ભારે હતી. તે વખતે એ કલાસમાં બીજી કોઈ વિદ્યાર્થિની ન હતી અને કમુ હલકી કોમની કન્યા છે એ વાતની ચકચાર તે જ્યાં જતી ત્યાં બધે ચાલતી રહેવાથી તેને ઘણો જ સંકોચ થતો હતો. કેટલાક અવિનયી વિદ્યાર્થીઓ લાગ આવતાં ટૉળ પણ ઉડાવતા. આ બધું ગામડામાં જન્મીને ઉછરેલી બાળાને અસહ્ય લાગતું. તે ધારે તો કોઇ વિદ્યાર્થીને સહેજે તમાચો ચોઢી શકે તેમ હતી, પણ આ બધું મૂગે મોઢે સહન કરવા જેટલી સહનશકિત તેનામાં ન હતી. આવી સહનશકિતને તે નફટાઈ કહેતી હતી.

"નફટ કૉલેજિયનો સાથે નફટ થઈને રહેવાનું મને પાલવે તેમ નથી. હું આટલા ભણતરથી સંતોષ માનીશ" તેણે પ્રૉફેસરને કહ્યું.

પ્રૉફેસરે તેને બહુ સમજાવી; પણ તે જમાનામાં છોકરીઓને માટે બી.એ. સુધીનો અભ્યાસ ઘણો જ કહેવાતો અને મેટ્રિક થવું

એ પણ માનભર્યું લેખાતું; એટલે કુમુદિનીએ આટલા અભ્યાસથી સંતોષ માન્યો. પ્રોફેસરે પણ નાછુટકે તે વાત પડતી મૂકી.

અભ્યાસ છોડયા પછી થોડા જ વખતમાં કુમુદિનીએ છોકરીઓની શાળામાં શિક્ષિકાની નોકરી લીધી. ધીમે ધીમે તે તેના બાપને પૈસા મોકલવા લાગી એથી બાપ પણ ઘણો જ રાજી થયો. તેની મા તો પુત્રીનું સ્વતંત્ર જીવન જોવા જીવતી ન હતી. કુમુદિની મેટ્રિક પાસ થઈ તે પહેલાં તેની માતા ગુજરી ગઈ હતી.

નોકરી લીધા છતાં કુમુદિની પ્રોફેસરને ત્યાં જ રહેતી હતી. તેને પણ પ્રોફેસર વિના ચેન પડતું નહિ. બે મહીનો આવતાં શાળા તથા કોલેજો બંધ થઇ હતી. રજાઓ કયાં ગાળવી તે સબંધી પ્રોફેસર તથા કુમુદિની વિચાર કરવા લાગ્યાં. પ્રોફેસરની બહેન માંદાં હોવાથી હવાફેર થાય તેવા સ્થળની પસંદગી કરવાનું ઠર્યું. છેવટે રજપૂતાના માળવા અને ગુજરાતને સાંધતાં ગિરિરાજ આબુની પસંદગી કરવામાં આવી.

આબુમાં બહેનની તબિયત તો સુધરી, પણ શકિત તથા અવસ્થાને લીધે તેઓ બહુ ફરી શકતાં નહિ; એટલે પ્રોફેસર તથા કુમુદિની એકલાં કયાંને કયાંય ડુંગરાળ ખીણો, ઝરાઓ, કોતરો વગેરે જોતાં ફર્યાં કરતાં. આબુમાં ખાસ રોકેલી એક નોકર બાઈ સાથે બહેન સવાર સાંજ થોડું ફરી આવી સંતોષ માનતાં. પ્રોફેસર તથા કુમુદિની તેમને દરરોજ પોતાના રસિક અનુભવો જણાવી આનંદ કરાવતાં.

ગિરિરાજ આબુની મત્ત વનરાજી, વનકુંજોની રમણીય એકાંત, મધુર પ્રકૃતિનો મધમધાટ, રસિક વિષયોની ચર્ચા, પ્રોફેસરનો વર્ષોથી સંચિત કરેલો મહાસંયમ અને કુમુદિનીનું યૌવનના આવેગથી છલકાઈ જતું દેહસૌન્દર્ય તથા ભાવનાશીલ હૃદય–આ બધું આબુમાં એકઠું થતાં તેમાંથી એક નવિન બળનો પ્રાદુર્ભાવ થયો. તે હતું જાતીય આકર્ષણ. પોતે ન સમજે તેવી રીતે પ્રોફેસર અને કુમુદિની એક

બીજા તરફ જાતીય ભાવથી આકર્ષાવા લાગ્યાં. એ આકર્ષણનું બળ એટલું અનિવાર્ય હતું કે પ્રોફેસરનો સંયમ તથા વિવેક તેની સાથે લડી ઝઘડીને છેવટે શાંત થઈ ગયો: તેણે પોતાનો પરાજય સ્વીકારી લીધો. આકર્ષણ હાસ્ય કરી બોલ્યું: “મારી સાથે લડનારાઓ વિશ્વની ઉત્ક્રાન્તિ સામે લડી રહ્યા છે. મારી હાર એટલે ભાવિ વિશ્વનો મહાપ્રલય.”

“પણ તને વિવેક વિચાર કંઈ નથી, ખરૂં ને?” પરાજિત વિવેકબુદ્ધિએ પૂછ્યું.

“મારામાં તે નથી, ત્યારે જ તમારૂં જગતમાં સ્થાન છે. પણ જ્યારે હું નહિ હોઉં ત્યારે તમે કોઈ નહિ હો. હું અનાદિ છું ને રહીશ.”

“પોતાની બડાઈ હાંકતાં જ આવડે છે. અંધ લાગે છે અંધ!” સંયમે કટાક્ષ કર્યો.

“મને અંધ કહીને જ સંયમે આજ સુધી જગતમાં માન મેળવ્યું છે. પણ સંયમ, તું મારો દાસ છે, એ તો મેં તને આજે પણ બતાવ્યું. અરે આજે કેમ? આદમ કિંવા બ્રહ્મદેવના યુગથી અને તેનીયે પહેલાંથી હું મારો પરચો બતાવી રહેલ છું.”

સર્જનની મહા પ્રેરણાના અવતાર જેવી જાતીય ભાવના અને આકર્ષણ ખરેખર અનાદિ નથી? એના પર સામી છાતીએ વિજય મેળવનાર તો ભાગ્યે જ આ ધરામાં જન્મતો હશે. એનાથી દૂર નાસી એના પંઝામાંથી બચી જનાર થોડા ઘણા હોય તો ના નહિ. પ્રોફેસર અને મુગ્ધ કુમુદિની તેના હાથે ઝડપાયાં અને પુષ્પધન્વાનો મોહક ધનુ–ટંકાર આબુની વનરાજીમાં સાંભળી રહ્યાં.

રજાઓ પુરી થતાં, આબુથી પાછા ફરતાં પ્રોફેસર અને કુમુદિનીએ તાકીદે લગ્ન કરી નાખવા નિશ્ચય કર્યો. પણ તેમાં મુશ્કેલીઓ

ઓછી ન હતી. એક ઉચ્ચ બ્રાહ્મણ કુટુંબનો પ્રોફેસર, ગામડાની એક વાઘરીકન્યાને પરણે, એ વાત માત્રથી જ સમાજમાં તે સમયે મહા ઉલ્કાપાત થાય તેમ હતું. કોઇ કોઈ ધર્મના ધુરંધરો તો એમને ઠાર મારવા પણ તૈયાર થઈ જાય તેવો સંભવ હતો. છતાં આ નીડર પ્રણયિઓને તેમની કાંઇ પરવા ન હતી. કુમુદિની લગ્ન માટે બહુ અધિરી બની હતી, પણ પ્રૉફેસર ધીરજથી કુનેહપૂર્વક કામ લેવા માગતા હતા.

"કુમુદ, તું એક કામ કરે તો સરળતા થાય." પ્રૉફેસરે કહ્યું.

"શું, કહોને?" કુમુદે પૂછ્યું.

"તું તારા બાપની સંમતિ મેળવે તો ઠીક પડે. તેને સાથે લઈ આપણે મુંબઇ જઇ લગ્ન કરી નાખીએ. કાયદો આપણા વિરોધીઓને મદદ ન કરી શકે તેવી રીતે આપણે કામ કરવું જોઇએ."

"તેમાં કાયદાને શું લાગે વળગે છે?" કુમુદિની અકળાઇને બોલી.

"અરે! એ તો વખત આવે મારા ને તારા દુશ્મનો તારા બાપુને હાથ પર લઈ બધું ફેરવી નાખે. ખરી ખોટી જન્મતારીખ ઉભી કરી તને સગીર ઠરાવી તારો કબજો લે અને પછી તો તને કેવું દુઃખ પડે તે કંઈ કહેવાય નહિ." પ્રૉફેસર પોતાના મનની શંકા સમજાવી.

"પણ મારા બાપ નહિ માને તો? વાઘરીઓના ભેજાનું ઠેકાણું નહિ. માટે વાત ગુપ્ત રાખીને જ આપણે મુંબઈ જઈ લગ્ન કરી નાખીએ." કુમુદે ભય દર્શાવ્યો.

"મનાવવા જોઇએ. ન માને તો પછી જોઇ લેવાશે, પણ પ્રયાસ તો કરી જોજે. એને તારા પર ઘણું હેત છે, એટલે માની જશે."

કુમુદિની સાથે લગ્ન કર્યા પછી ધર્માંધ લોકો તથા બીજાઓ તેમને પજવશે એ વાત તો સ્પષ્ટ હતી. પણ તેવી પજવણી સામે

કાયદાથી ઘટીત રક્ષણ મેળવાય એવી સ્થિતિ ઉભી કરવાની પ્રોફેસરની ઇચ્છા હતી. વળી ઓચિંતા લગ્ન કરી વાત જાહેર કરે ને પછી કુમુદનો બાપ ફરી બેસે ને કુમુદને લઇ જાય તો બધું ધૂળ થાય. અને કુમુદની શી દશા થાય? એ વિચારે પ્રોફેસર કમકમી ઉઠયા. કકડતા તેલના તવામાં હાથ બોળી કુમુદને પોતાના પવિત્રપણાની સાબીતી આપવી પડે, એવી વાઘરી લોકોમાં પ્રથા છે, એમ કુમુદે જ તેમને કહ્યું હતું.

કુમુદને એમ લાગતું હતું કે, વાઘરીઓના દબાણથી તથા જ્ઞાતિના ભયથી તેનો બાપ ભાગ્યે જ તેના લગ્નની વાતમાં સંમત થશે. અને જો એ વાત બીજા વાઘરી લોકોને જાહેર કરી દેશે તો લગ્નની પહેલાં જ ધાંધલ ઉભું કરી વાઘરી લોકો પોતાને તેમજ પ્રોફેસરને પજવશે. અને કદાચ પોતાને બળજબરીથી પ્રોફેસર પાસેથી લઇ પણ જાય એવી તેને ભીતી લાગતી હતી. આઠ નવ વર્ષ સુધી વાઘરી–જીવન તેણે પ્રત્યક્ષ જોયું હતું, એટલે તે આ બધાં અનુમાન કરી શકતી હતી. વાઘરી લોકો એક વાત પકડે એટલે તેને કદી મૂકતા જ નથી એ કુમુદિની જાણતી હતી. “વાઘરીઓ ચેપ” એવા ગ્રામ્ય પ્રયોગ દ્વારા શાહુકાર લોકો વાઘરીઓના હઠીલા ઝગડાઓને ઓળખાવે છે એ ખોટું નથી. કુમુદિનીના મનમાં ભારે મૂંઝવણ હતી. પ્રોફેસરનો સાથ છોડી કયાંય જવાનું તેને મન ન હતું. બીજે જઇ સુખ ભોગવવું તેને મન હરામ હતું. એકવાર તે પ્રોફેસરને છોડીને તેના ગામ જાય તો કદાચ તેનો બાપ વગેરે તેને ફરી અહીં આવવા જ ન દે એવો ગેબી ભય તેના મનમાં વિના કારણે પ્રગટી ચૂકયો હતો. ભય હંમેશાં બિનપાયાદાર નથી હોતો. કોઇક વેળા તો એ ભવિષ્યના સૂચન રૂપે જ પ્રગટી નીકળે છે. કુમુદિનીનો ભય આ જ પ્રકારનો હતો.

“કમુ, તું બે દિવસ તારા બાપુ પાસે રહી આવ. એથી આપણું કામ સરળ થશે.” પ્રોફેસરે ઉદાસ કમુને પંપાળતાં કહ્યું. કુમુદનું સુંદર મુખ અત્યારે ઉદાસીનતાને લીધે રાહુગ્રસ્ત ચંદ્ર જેવું લાગતું હતું.

" પ્રોફેસર, કહેનાર કહી રહ્યા ! તમને છોડીને હું ક્યાંય જવાની નથી." તેણે પોતાનું મોં પ્રોફેસરની છાતીમાં સંતાડી દઈ ડૂસકું ખાધું.

તેનો વાંસો પંપાળતાં પ્રૉફેસર બોલ્યા: " કમુ, દરિયામાં રહેવું ને મગરથી ડરવું, તે ન બને. મુશ્કેલીઓ તો જીવનમાં પળે પળે આવવાની. તેની સામે થવામાં જ આપણી માણસાઈની કસોટી છે. આમ રડી શું પડે છે ?"

" શું કરવું તે મને નથી સમજાતું. તમારી પાસેથી ક્યાંય પણ દૂર જવાનું મને કૃપા કરી કહેશો નહિ." પ્રોફેસરને ગળે પ્રફુલ્લ વસંતવેલીની જેમ વિંટાઈ વળેલી કુમુદિની બોલી. તે પ્રોફેસરનાં પ્રેમ નિતરતાં નયનોનું અમીપાન ઉંચી નજરે કરી રહી હતી.

" નહિ કહું કમુ, હવે કંઈ છે ?" પ્રોફેસરે તેના ગાલ પર ટાપલી મારી.

પણ ત્રીજે જ દિવસે પ્રોફેસરને પોતાનો નિશ્ચય તજી દેવો પડ્યો. અને કમને કુમુદિનીને પણ પોતાનો નિશ્ચય ફેરવવો પડ્યો.

## [ ૩૪ ] વિદાય

**કુમુદિની** શાળામાં જતી ત્યારે તેની પાછળ પાછળ એક ગામઠીઓ જુવાન ઘણીવાર લાંબે સુધી ચાલ્યા કરતો ને શાળા થોડી દૂર રહેતી ત્યારે પાછો ફરી જતો. કુમુદિનીની નજરે પણ તે ઘણીવાર પડતો. તે કુમુદની આંખ સાથે આંખ મિલાવવા પ્રયાસ કરતો, પણ કુમુદ તુરત જ નજર ફેરવી લેતી. 'કોઈ નફ્ટ લાગે છે.' એમ મનમાં બબડતીને તે ચાલી જતી.

માથે ગુલાબી ફેંટો, લીટીવાળું ખમીસ તથા જાકીટ અને વિલાયતી ધોતીયું પહેરેલો તે યુવાન પોતાને મનમાં કામદેવ સાથે સરખાવતો હશે, એમ તેની બીજી રીતભાત પરથી અનુમાન થઈ શકે. તેનાં વાંકડિયાં ઝુલ્ફાં, તેમાં નાખેલું સુગંધિત તેલ, પગમાં પહેરેલા દોરીવાળા ચકચકીત બુટ: એ બધું આની સાક્ષી પૂરી રહેતું. તે જુવાન એક ગામડાનો વાઘરી હતો. થોડું ભણી શહેરમાં આવી એક કારખાનામાં રહેલો ને ત્યાં તે બે પૈસા કમાયો હતો. વાઘરીઓની નાતમાં તે શ્રીમંત અને આગળ વધેલો માણસ ગણાતો. તેની નાતના પંચાતીયા પણ તેની હાજરી વખતે તેનાથી દબાતા. વખત આવ્યે તે એ લોકો માટે બે પૈસાનું ખરચ પણ કરી નાખતો. ઘણા વાઘરીઓ તેને પોતાની છોકરી દેવાનો પ્રસ્તાવ લઈ આવ્યા હતા. પણ તેણે 'ભણેલી છોકરી જોઈએ' એમ જણાવી ના પાડેલી. એના વિરોધીઓ તો આ પરથી

એમ કહેતા કે, 'એ ક્રીસ્તાની થઈ ગયો છે, એને વાઘરીની છોકરી શાની ગમે ?'

એનો એક કાકો એને સમજાવવા ગયેલો; પણ એણે માન્યું નહિ ને વધુ દબાણ થતાં કાકાનું અપમાન કર્યું. આથી ખીજાયેલો કાકો પણ તેને 'ક્રીસ્તાની' કહી ઓળખાવવા લાગ્યો. છતાં ગરજાઉ કાકો તેની હાજરીમાં તેનું બહુ માન સાચવતો ને લોકો આગળ તેનાં વખાણ કરતો. "અમારા રતનાભઈ તો કારખાનાના મુનીમ થ્યાસેં, ને એકહો ને દહ રૂપિયા મઈને પાડે સેં."

"ભાયગશાળી સેં. એ પઇહા વાપરી પણ જાણે સે." કોઈ ખુશામતીઓ ટાપસી પુરતો. આમ રત્નાના વિરોધીઓ પણ તેની હાજરીમાં તેનાથી દબાતા. અને તેમની સંખ્યા ઘણી નજીવી હતી. રત્નાના નાતીલા જે શહેરમાં આવતા તે લગભગ દરેક જણ તેની મુલાકાત લેતા ને ચા-પાણી પી તેનાં વખાણ કરતા. રત્નો ઉડાઉ પણ હતો, એટલે વખાણ સાંભળી ફૂલાઈ જતો, ને છુટે હાથે ખર્ચ કરતો.

કુમુદિનીને જોઈને રત્નો ઘેલો બન્યો હતો. વળી જ્યારે તેને ખબર પડી કે તે વાઘરીની કન્યા હતી ત્યારે તો તેના હર્ષનો પાર જ ન રહ્યો. એવી કન્યાને લાયક આખી વાઘરી કોમમાં એ પોતે જ હતો એમ તેની માન્યતા હતી. કુમુદિની રઘા વાઘરીની છોકરી છે એ જાણ્યા પછી તો રત્નો કુમુદિની સાથે વાતચીત કરવાનો મોકો મેળવવા પણ હિંમતવાન બન્યો. પણ કુમુદિનીની અવજ્ઞાભરી રીતભાતથી તેની મુરાદ બર આવી નહિ. કુમુદિનીનું રસ્તે જતાં ધ્યાન ખેંચવા તે બનતા તમામ પ્રયત્નો કરવા લાગ્યો. કુમુદિનીને આથી ત્રાસ થતો, પણ ચૂપ રહેવામાં જ પોતાની જીત તથા રત્નાનો પરાજય છે, એમ તે સમજતી હતી; એટલે કંઈ બોલતી નહિ.

કુમુદિનીની શાળા તરફ રત્નાને કંઇ કામ ન હતું, છતાં તે

રોજ તે તરફ જઈ શાળામાં જવા માટે સામે આવતી કુમુદનો ભેટો થાય તે રીતે જા આવ કરવા લાગ્યો. એક દિવસ તેણે હિંમત કરી પૂછ્યું: "તમારૂં મૂળ ગામ સીમડા છે, ખરૂં?"

કુમુદિની તેના તરફ જોઈ રોષભરી દષ્ટિ ફેંકી આગળ ચાલી ગઇ. રત્નો આથી ખીજાયો ખરો, પણ આધરા થયે તેનું કંઈ વળે તેમ ન હતું. બીજી વખત તેણે વળી તેવી જ હિંમત કરી. "આજે કંઇ મોડાં જાઓ છો?" તેણે રોજ કરતાં સહજ મોડી પડેલી કુમુદિનીને સામેથી આવતાં જ પ્રશ્ન કર્યો.

કુમુદ આ ચાળા–ચસ્કાથી કંટાળી હતી. તેણે સરોષ આંખ ચડાવી, વક્ર ભ્રકુટીને વધુ તંગ કરી પેલાને તુચ્છકારો કાઢયો અને પોતાને માર્ગે ચાલતી થઈ. આ અભિનય રત્નાને અસહ્ય થઈ પડયો. તે પાછળ નજર નાખી મનમાં બોલ્યો: "યાદ રાખ, તને મારી પરણેતર બનાવી તારો રોફ ઉતારૂં છું કે નહિ તે! મા હડકવાઇ કરશે તો તો હવે વાર નહિ લાગે."

રત્નાએ કુમુદિનીને પરણવાનો નિશ્ચય કર્યો ને તેમાં જરૂર પડે તેટલા પૈસા વેરવાનું પણ નક્કી કર્યું. ધંધાની અનુકૂળતાને લીધે તેની પાસે તેની સ્થિતિના પ્રમાણમાં બહુ સારા પૈસા હતા; અને છુટા હાથે ખર્ચ કરવા છતાં કંઇક બચત પણ થયા કરતી હતી. તેણે પોતાનો નિશ્ચય બીજા વાઘરી આગેવાનોને જણાવ્યો. તે લોકોએ આ બાબત રઘાના ભત્રીજા છગનાની મદદ લેવા નક્કી કર્યું. શહેરનું રત્નાનું નિવાસ-સ્થાન વાઘરીઓના પંચનું ધામ બન્યું. રોજ ત્યાં ચોખા ખાંડ ઉડવા લાગ્યાં. ચા–પાણીની પણ કસર ન હતી. રત્નાભાઇની સાહ્યબી તથા સરભરા જોતાં જ્ઞાતીના પટેલો પાણી પાણી થવા લાગ્યા. તેમનાં ખીસ્સાં પણ તર થયેલાં હતાં, અટલે તેમણે રત્નાનો ખભો થાબડી રઘલાની રૂડકી (કમુદિની) મેળવી આપવા વચન આપ્યું.

રઘાનો ભત્રીજો છગનો ત્રીસેક વર્ષનો જુવાન હતો. ઉગતી

જુવાનીમાં જ તેણે વાઘરી જ્ઞાતિમાં નામ કાઢ્યું હતું. ભાગ્યે જ એવો કોઈ ટંટોફીસાદ હશે કે જે છગનાની હાજરી વગર વાઘરીઓ પતાવી શકતા હશે. છગનો બીજો ધંધો કરતો જ નહિ. આવા કજીયા-માંથી મળતાં કમીશનો જ તેના ગુજરાનનું સાધન હતાં. તે પૈસા ખાતો ને બીજાઓને ખવરાવતો પણ ખરો, એટલે સૌને પ્રિય હતો. પોતે ધારેલું કાર્ય કે નિર્ણય પાર પાડવા તે આકાશ પાતાળ એક કરે તેવો હતો. એમ કરવામાં કોઇને મારવો પીટવો પડે, કોઇનો જાસો કરવો પડે કે સરકાર દરબાર જવું પડે તોપણ તે પાછો હઠતો નહિ. આસામીઓના ખરચે આ બધાં કામો પાર પાડવામાં તેને તો બહુ મઝા આવતી. પોતાનું મહેનતાણું તો તેને ધાર્યા પ્રમાણે મળી જ રહેતું.

છગનાને ખબર મળતાં જ તે શહેરમાં રત્નાને ત્યાં આવ્યો. ત્યાં બધા વાઘરીઓ સાથે જે વાટાઘાટ ચાલી તે સાંભળી છગનો પ્રથમ જરા વિચારમાં પડી ગયો.

"ભઈ, આ કામમાં મને નાં નાંખો તો હારૂં." તેણે આગે-વાનોને કચવાતા મને કહ્યું.

"કેમ, એમાં તને શું સે? તારૂં કટમ બોળાય સે એ ખબર નથી? બળધ જેવી તારી બેન બીજાને ત્યાં પડીપાથરી રહી સે એનીયે શરમ નથી આવતી ભૂંડા!" એક જણાએ પાનો ચડાવવા કહ્યું.

છગનાને કુમુદ માટે સારૂં માન હતું. તે વખતો વખત શહેરમાં આવતો ત્યારે તેની પાસે જતો અને કુમુદ તેનો સત્કાર કરી ખવડા-વતી પીવડાવતી ને કંઈ જોઈતું કરતું આપતી પણ ખરી. એક બે વાર તો પ્રોફેસર પાસેથી તેણે થોડાક પૈસા પણ છગનાને અપાવ્યા હતા. આ બધું છગનો ભૂલી ગયો ન હતો. તે કુમુદની ઇચ્છા જાણ્યા વગર આવું કામ માથે લેવા અચકાતો હતો. તે જરા રોષથી બોલ્યોઃ "તમારી મા બેન્યું ચેટલી હારી સેં એ તો તાવડો ચઢાઈએ તઈ જ ખબરૂં પડે. મારૂં કાંય અછાનું નથી."

છગનો વીફરે તો વાત વણસી જાય એની સૌને ખાત્રી હતી. છગનો વિરોધ કરે તો આ કામ પાર પડે તેમ ન હતું, તે જાણી સૌ ચૂપ રહ્યા. રત્નાએ છગનાને કહ્યું: "ભાઈ, તપી શું કામ જાય છે? રઘા ડોહા શું કરે છે?" રતનાએ છગનાને ટાઢો પાડવા કહ્યું.

પણ પાછળથી જ્યારે પચાસ પચાસની બે નોટો રત્નાના ખીસ્સામાં પડી ત્યારે જ તે બરાબર ટાઢો પડયો. આટલું મૂલ તો તેને ટાઢો પાડવાનું જ હતું. કામનું ઈનામ તો પછીથી જ મળવાનું હતું; અને રઘાને આપવાની રકમમાંથી પણ તેને ભાગ મળે તેમ હતો તે તો જુદો. 'લક્ષ્મી દેખી મુનિવર ચળે' તો બીચારા છગનાનું શું ગજું? તેણે બે ચાર આગેવાનો સાથે મસલત કરી, શા રીતે કામ લેવું તેની યોજના નક્કી કરી દીધી.

રઘો વૃદ્ધ થયો હતો ને આંખે ઝાંખ વળી હતી, એટલે બરાબર દેખી શકતો નહિ; આથી તે છગનાના આશ્રિત જેવો બની ગયો હતો. છગનાએ પૈસાની લાલચ તથા દબાણ આપી રઘાની અર્ધ સંમતિ મેળવી લીધી. રઘાએ એક વાર કહ્યું: "ભઈ, બુનને પૂસવું પડસે. એ તો ભણી ગણી સેં. ઈને ગમતી વાત નાં કરીએ તો ખોટું થાય."

"એ તો હું બધું હારૂં કરીશ. મેલડી મા કરશે તો બધું હમું પાર પડી જશે, નેં તમારૂં ઘર પણ પૈસેં ભરઈ જશે." છગનાએ કહ્યું.

"મારે તો બુન હખી થાય એ જોવુંસે: પૈસો નથી જોતો." ડોસો હૃદયપૂર્વક બોલ્યો.

"તો રતનાથી બીજો ભણેલ ગણેલ ને પૈસાદાર ચિયો મળવાનો છે?"

"ઠીકરેં. બુનને પૂછી તો જો." ડોસાએ કુમુદ પર બધી વાત છોડી.

"હું ઈને કાલે આંય તેડી આવું સું. પછી મારા કીધા પરમાણે તમારે હૌને હેંડવાનું સેં." છગનો સૂચના આપી ચાલ્યો ગયો.

પરણવાની વાત જાણી કુમુદ રડશે એ ડોસો જાણતો હતો. પણ પરણ્યા સિવાય—અને તે પણ વાવરીને પરણ્યા સિવાય—ઓછું ચાલવાનું હતું, એમ જાણી ડોસાએ મન વાળ્યું.

"મા હડકવાઈ કરે તે હાચું." ડોસો બબડયો. છગનાને પૈસાનો હડકવા ઉપડયો હતો અને રત્નાને કુમુદના રૂપનો, એ વાત ડોસો તો નહોતો જાણતો. કદાચ મા હડકવાઈ પણ તે નહિ જાણતી હોય !

છગનો બહેન પાસે ગયો ત્યારે બહેને તેનો હસતા વદને સત્કાર કરી જમાડયો તથા બાપ કાકી વગેરે સૌની ખબર પૂછી. પછી છગને ધીમેથી કહ્યું: "બુન, હું તને તેડવા આયો સું. ડોહા માંદા સે ને આંખે હવે દેખતા નથી. છાં મઈનાંથી તું તીયાં આવી જ નથી એટલે તને જંખે છે."

કુમુદ પળવાર ચૂપ રહી. બાપુની ખબર જોવા તે અધીરી બની, પણ તેના ઉરમાં પ્રગટેલો પ્રેમદેવ પ્રોફેસરને છોડી કયાંય ન જવા ચેતવણી આપી રહ્યો. કુમુદ જરા કંપી ઉઠી. તે ધીમેથી બોલી: "બાપાને શું થયું છે ભાઈ?"

"તાવ ને ઉધરસ; હવે ઉમર પણ થઇ." છગનો બોલ્યો. તેણે કુમુદને એકવાર પોતાને ગામ લઈ જઈ, સમજાવીને કે છેવટે જોર જબરાઇથી, રત્ના સાથે પરણાવી દેવાનો નિશ્ચય કર્યો હતો; પણ આ વાત તે હાલ કુમુદથી છુપી રાખવા ઇચ્છતો હતો, એટલે રવાની માંદગીનું બ્હાનું આગળ ધર્યું.

તેવામાં પ્રોફેસર ત્યાં આવી પહોંચ્યા. છગનાએ તેમને ઉભા થઇ સલામ કરી. પ્રોફેસરે હસીને પૂછ્યું: "કેમ છગન, શું ચાલે છે?"

"કાંય નઇ સા'બ. આ બુનને તેડવા આયો સું–ડોહા જરા માંદા થયા સેં તે." છગને ધોરેથી કહ્યું.

કુમુદ પ્રોફેસર ભણી જોઇ રહી હતી. જવું કે ન જવું તેનો તે નિર્ણય કરી શકતી ન હતી. પ્રોફેસરે તેને એકાંતમાં બોલાવી સમજાવી કે, તેણે છગન સાથે જઇ પોતાના બાપને સમજાવી સાથે લઈ આવવો એટલે તેઓ રધાની સંમતિથી ગમે ત્યાં જઈ લગ્ન કરી શકે.

કુમુદને આ વાત બરાબર ગળે ન ઉતરી, છતાં તે જવા તૈયાર થઇ. વારંવાર જાણે આ ઘરમાંથી છેલ્લી વિદાય લેતી હોય તેવો ભાસ તેના અંતરમાં થવા લાગ્યો: " હું તો નહિ જાઉં પ્રોફેસર ! " એકદમ રડી પડતાં તેણે કહ્યું.

" તું બહુ વહેમી છે !...સુખેથી જા અને જલદી મારા કહેવા મુજબ કરી પાછી આવજે." પ્રોફેસરે તેને હિંમત આપી.

રડતી આંખે કુમુદે વિદાય લીધી. પ્રોફેસર તેને બહારના દરવાજા સુધી વળાવી આવ્યા. કુમુદ વારેવારે પાછું વળી પ્રોફેસર તરફ જોતી હતી. પ્રોફેસર પણ દરવાજે ઉભા રહી અંતરવેદના છુપાવતા જતી કુમુદિનીને જોઇ રહ્યા. કુમુદિનીની પીઠ દેખાતી બંધ થઈ એટલે તે નિઃસાસો નાખી પાછા વળ્યા. વિયોગની જ્વાળાના પ્રથમ સપાટાથી તેમનું અંતર પીગળી જઈ પ્રવાહરૂપે આંખમાં ધસી આવવા મથતું હતું.

# [ ૩૫ ] અંતિમ વંદન

કૉલેજમાં પ્રોફેસર હરપ્રસાદની પ્રતિભાને લીધે તેમનાથી સિનિયર લેખાતા એક બે પ્રોફેસરોને તેમના પર ઈર્ષ્યા આવતી હતી. એક વાર તો પ્રો. હરપ્રસાદને રૂપિયા પચાસની ખાસ બઢતી માટે ભલામણ પણ થયેલી, ત્યારે પેલાઓએ પોતાના હક્કની વાત આગળ કરી પ્રગટપણે વિરોધ કરેલો. જો કે પાછળથી તે ભલામણ નામંજુર થઈ હતી, તોપણ આ લોકો તથા તેમના બીજા સાગરીતો પ્રો. હરપ્રસાદનો દ્વેષ કરવા લાગ્યા. વખતો વખત તેમની નિંદા કરી તેમને હલકા પાડવા પ્રયાસ કરતા; તેમ તેઓ આવી વાત પ્રિન્સિપાલને કાને પણ વખતો વખત નાખવા પ્રયાસ કરતા.

"આપણા શાસ્ત્રી સાહેબે તો એક વાઘરીની કન્યા તેમને ત્યાં રાખી ઉછેરવા માંડી છે." એક જણ પ્રિન્સિપાલનું ધ્યાન ખેંચાય તેમ વાત ઉપાડતો.

"અરે! તેને ભણાવી ગણાવીને કોણ જાણે શું યે કરવા ધાર્યુ છે!" બીજો ટેકો આપતો.

"શું કરશે, વળી પરણી જશે! બ્રાહ્મણને તો એવું જ શોભે!"

પ્રિન્સિપાલ પ્રો. હરપ્રસાદના ગુણાનુરાગી હતા. તેથી આવા

પ્રસંગે પેલા પ્રોફેસરોનું મન પરખી તે બોલતા: “કોઈની અંગત વાત સાથે આપણે શું લેવા દેવા છે?”

“ના જી, પણ લોકો બહુ ચર્ચા કરે છે.” પેલા દ્વેષી જનો લોક–ચર્ચાની વાત આગળ લાવતા. ખરું જોતાં લોકોમાં પણ શકય ત્યાં આવી ચર્ચા ઉપસ્થિત કરાવનાર તો તે પોતે જ હતા.

“ભલેને કરે; આપણે એ વાત છોડો!” પ્રિન્સિપાલ અણગમો દર્શાવતા ત્યારે જ પેલા મૂંગા રહેતા.

આ લોકોના પ્રયાસથી પ્રો. શાસ્ત્રી વિરુદ્ધ શહેરમાં કેટલાક લોકો ટીકા કરતા થયા હતા. તેમાં સનાતની ધર્મના હિમાયતીઓની સંખ્યા સારી જેવી હતી. તેઓ ધર્મને ખાતર એક બ્રાહ્મણને આવું (વાઘ-રણને ઉછેરવાનું) નીચ કાર્ય કરતાં જોયા છતાં સહન કરી શકે તેમ ન હતા. કંઈક રસ્તો જડે તો પ્રોફેસરને સીધો કરવાનો તે વિચાર કરી રહ્યા હતા.

પિતા પાસે ગયા પછી કુમુદિનીને છગનના કાવત્રાની બધી માહિતી મળી. તેના બાપે જ તેને આ વાત જણાવી. કુમુદિનીએ રડીને બાપને જણાવી દીધું: “બાપા, હું મરી જઈશ તે બ્હેતર છે; પણ હું એ વાઘરીને પરણવાની નથી. મને મારવી હોય તો ભલે મારી નાખો.”

“બેટા, બીજુ હું થાય તાણે? આપણે વાઘરીના ખોળિયામાં જલમ્યાં તે કાંય શાઉકાર ઓછાં થવાનાં સીએ?” ડોસાએ આશ્વાસન આપવા માંડયું. મનુષ્યકૃત નાતજાતના ભેદોને આજના ભણેલા ગણેલા ઈશ્વરકૃત માને છે, તો એ જમાનાનો અભણ વાઘરી માને તેમાં શી નવાઈ!

“હું તો શાહુકારો ભેગી જ જીવીશ ત્યાં સુધી રહીશ. છગનાને ના પાડી દો, નહિ તો હું ઝેર ખાઈને મરીશ.” રૂડકીએ બાપને પોતાનો નિશ્ચય જણાવ્યો.

“બેટા, એમ આકળી સું થાસ? હું ઘૈડાના હાંમુ તો જો, મારા રાંકના રતન!”

"રતનને રોળી નાખવા તો બેઠા છો!" રોષથી કુમુદ બોલી.

"બેટા, રૂડકી, મારી દીકરી!" ડોસો પુત્રીને પાસે ખેંચી માથે હાથ ફેરવતાં રડી પડયો. રૂડકી પણ રડીને બાપનો ખોળો ભીંજવી રહી હતી.

"બુન, છગનો નઈ માંને. હું અપંગ ને ઘૈડો. મને મોત ચ્યમ નોં આવ્યું?" ડોસાએ કપાળ કુટયું. દીકરીના મનનું દુઃખ જોઈ તે પીગળ્યો હતો.

"બાપા, તમે મારી સાથે ચાલો. હું ને પ્રોફેસર તમારી ચાકરી કરીશું." કુમુદ બાપનાં આંસુ પોતાના રૂમાલથી લૂછી રહી હતી. વાઘરીની અંધારી ઝુંપડીમાં જાણે કો અમરલોકની અપ્સરા ઉતરી આવી, પૂર્વજન્મની માયાની પ્રેરણાથી તે બુઢ્ઢાને આશ્વાસતી હતી.

"બાપ, પ્રોફીસર સા'બને તે ચેટલી તહદી આલવી? તું એમને ત્યાં સું એટલું ચ્યાં ઓસું સે?"

"તેનું કંઈ નહિ બાપા. હુંયે હવે તો કમાઉં છું ને! અને પ્રોફેસર સાહેબ હવે તો તમારા જમા..." કુમુદે છેલ્લું વાકય ડોસાના કાનમાં મોં ઘાલી ઉચ્ચાર્યું. તે વખતે તેના સુંદર મુખ પર આજની નગરકન્યાની પ્રગલ્ભતાના ભાવ છવાઈ ગયા હતા. તે બોલીને શરમાઈ ગઈ.

"હેં!" ડોસો ચમકયો. છોકરી શું બોલતી હતી તે તેને ઝટ ન સમજાયું.

"અને તમે તેમાં સંમતિ નહિ આપો તો હું તો મરવાની છું, એ ચોક્કસ માનજો." કુમુદે ચેતવણીના સૂરથી કહ્યું.

"બુન, એવું નાં બને. ગાંડી! આપણે હલકાં વરણ, ઈ મોટા બામણ પાપીસર. ઈમનો મનખો વટલાય ને આપણી નાત આપણુને તો પીખી નાંખે." ડોઘાએ ધીમેથી કહ્યું.

"એ તો સૌને સરખાં ગણે છે; તેથી તો હું વાઘરીની છોકરી

હોવા છતાં તેમને ત્યાં રાખીને મને મોટી કરી. બાપા, તમે ગમે તેમ કરશો તોંય અમે હવે પરણવાનાં છીએ. માટે મહેરબાની કરી મારૂં કહ્યું માની મારી સાથે ચાલી નીકળો. આ છગનો કંઈ તમારી ચાકરી કરે તેમ નથી. ”

“ બુન, તારી વાત તો ગાંડી સેં. એવું થાય જ નાં. બાંમણ ને વાધરી બધાં આપણને ઠાર મારી નાંખે.” ડોસાએ તે જમાનામાં આવી બાબતો પ્રત્યે જે લોકવલણ હતું તેનું ભાન પુત્રીને કરાવ્યું.

“ ગમે તે થાય; અમે ડગવાનાં નથી. છગનાને કહી દો કે, મને સતાવે નહિ. જો સતાવશે તો હું જોયા જેવી કરીશ.” પોતે જોયા જેવું શું કરી શકે તેમ હતી તેની તેને પોતાને જ ખબર ન હતી.

ગરીબ કુમુદિનીના પગ ભાંગી ગયા. તે નિરૂત્સાહ બની. બાપને બહુ સમજાવ્યા છતાં બાપની હિંમત ચાલી નહિ. અહીં છગનો સર્વસત્તાધિશ હતો. કુમુદિનીને પાછા પ્રોફેસર પાસે નાસી જવાની ઇચ્છા થઈ; પણ તે અશકય જણાવા લાગ્યું. ચાર પાંચ વાઘરી પરગામના અને છગનો તથા ગામના તેના બીજા મિત્રો તેને જવા દે તેમ ન હતું, એની તેને ખાત્રી થઈ. રૂદન સિવાય આ ‘ અબળા ’ને બીજો માર્ગ જ રહેલો ન જણાયો. લોકોએ હિંદુ સ્ત્રીને ‘ અબળા ’ ન કહી હોત તો ભાષામાં ખરેખર એટલી ખામી રહી જાત. ભણેલી ગણેલી, તાકાતવાન અને ઉદ્દામ વિચાર ધરાવતી સ્ત્રી પણ વડીલશાહી, રૂઢી તથા શાસ્ત્રવાકયના સકંજામાં આવતાં ખરેખર ‘ અબળા ’ બની જાય છે. નવયુગની સ્ત્રી ‘ અબળા ’ વિશેષણથી પણ ખીજવાય તો તે ખોટું નથી.

બાપ–દિકરી પર શંકાશીલ બની છુપી નજર રાખતો છગનો તેમની વાતચીત જાણી ગયો અને વધારે કડકાઈ તથા ચોક્કસાઈથી કામ લેવું પડશે એમ પણ તેને લાગ્યું. પ્રોફેસર કદાચ સરકાર દરબાર કરે તો શું થાય, એટલે એ બીકે તે વકીલની તથા બીજા એક બે

કહેવાતા આગેવાનો (ચૌદશીઆ)ની સલાહ લેવા શહેરમાં ઉપડ્યો. કુમુદિની પર તો તેણે સખત પહેરો મૂકી દીધો હતો. તે જરાય છટકી શકે નહિ કે કાગળ પણ લખી શકે નહિ તેવી તજવીજ છગનાએ રાખી હતી.

છગનાએ શહેરમાં જઈ આ વાત પ્રગટ કરતાં જ વાયુવેગે તે ઠેર ઠેર પ્રસરી ગઈ. એકાદા સ્થાનિક વર્તમાનપત્રને પણ ખોરાક મળ્યો અને તે ઉપરથી તે વખતનાં ઘણાંક જૂના વિચારનાં વર્તમાન-પત્રો આવી વાતોને ધાર્મિક દ્રષ્ટિએ બહુ મહત્વ આપી રહ્યાં. પત્રોમાં તંત્રીઓએ આ વિષયના જોરદાર ભાષામાં અગ્રલેખો પણ લખ્યા. લગભગ બધાએ આ બ્રાહ્મણ પ્રોફેસરનું અનીચ્છનીય કૃત્ય વખોડી કાઢયું. ઘણાએ આ બનાવને કલીના પ્રભાવ તરીકે વર્ણવ્યો: કેટલાકે તેને પાશ્ચાત્ય શિક્ષણના કલંક રૂપે ગણાવ્યો, તો કેટલાકે આ બનાવને ધર્મને રસાતળે લઈ જનાર મહા અનર્થ તરીકે ઓળખાવ્યો. કોલેજમાંના પ્રોફેસરના વિરોધીઓએ આમાં સારો સાથ આપ્યો હતો; અને પરિણામે પ્રોફેસરની આ અંગત બાબતમાં માથું મારતા આગેવાનોનાં ડેપ્યુટેશનો પ્રિન્સિપાલ પાસે ફરી ફરી ત્રણ વાર ગયાં ને વર્તમાનપત્રોના ઉતારા તેમના ટેબલ પર ખડકવામાં આવ્યા.

પ્રિન્સિપાલે પ્રોફેસર શાસ્ત્રીને બોલાવ્યા. તેઓ બધી વાત સમજી ગયા હતા. તેમને પ્રિન્સિપાલે પૂછ્યું: "મી. શાસ્ત્રી, છાપાંઓમાં તમારે માટે આ બધું આવે છે તે તમે વાંચ્યું છે?"

"હા, ઘણીકવાર વાંચું છું." શાંતિથી પ્રોફેસર બોલ્યા.

"હું દિલગીર છું. તમારી વિરુદ્ધ લોકમતનો જબ્બર વિરોધ થયો છે. તમને અહીંથી ખસેડવા પડશે."

"શા માટે? મારો કંઈ ગુન્હો નથી." પ્રોફેસર જરા વ્યગ્ર બની બોલ્યા.

"હું તેમ કહેતો નથી; પણ આ તો મારે મારી ફરજ તરીકે જે કરવાનું છે તે જણાવું છું."

"કૉલેજને આગળ લાવવા મેં જે શ્રમ ઉઠાવ્યો છે તેનો આવો જ બદલો મળવાનો છે?" પ્રો. શાસ્ત્રી જરા વધુ તપ્યા.

"લોકો તમે અહીં રહો તે વિદ્યાર્થીઓ માટે અનિષ્ટ ગણે છે. તમે વાઘરણ સાથે પરણવા તૈયાર થયા છો, એ વાત લોકો કઈ રીતે સાંખી શકે?"

"તેમાં લોકોને શું સંબંધ છે? મારી અંગત વાતમાં વચ્ચે પડવાનો લોકોને કે કૉલેજને શું હક્ક છે?" પ્રોફેસર લાલ પીળા થયા.

"સંબંધ નથી, છતાં લોકો તો વચ્ચે પડ્યા છે જ. તમારે પણ જમાનાને ઓળખવો જોઈએ. તમારો જમાનો આવવાને હજી બહુ વાર છે."

વચ્ચે જ પ્રોફેસર બોલી ઉઠ્યા: "બહુ સારું સાહેબ, મને માફ કરો. લ્યો હું રાજીનામું આપું છું." એમ કહી પાસેના ટેબલ પરથી કાગળ લઈ રાજીનામું લખવા બેસી ગયા.

"લ્યો સાહેબ, કૉલેજને મારી જરૂર નથી તો હું આ કે બીજી કોઈ કૉલેજને વળગી રહેવા માગતો નથી. હું રાજીનામું આપું છું એટલે આપને બદલી માટે લખવાની તસ્દી જ નહિ લેવી પડે." રાજીનામું પ્રિન્સિપાલના ટેબલ પર મૂકતાં શાસ્ત્રી બોલ્યા.

"અરે મી. શાસ્ત્રી, આવી ઉતાવળ! હિંદના કેળવણીના ક્ષેત્રમાં તમારા જેવાની તો ખાસ અગત્ય છે. હું એ રાજીનામું આગળ નહિ મોકલું; તમે તે પાછું લઈ લ્યો." પ્રિન્સિપાલે શાસ્ત્રી માટેનો પોતાનો સાચો મત દર્શાવ્યો.

"ઠીક, એ સિવાય આપને મને બીજું કંઈ કહેવાનું છે?" અધીરાઈથી શાસ્ત્રીએ પૂછ્યું.

"ના, પણ રાજીનામું આપવાની જરૂર નથી. તમે..."

વચ્ચે જ શાસ્ત્રી બોલી ઉઠ્યા: "બસ, હવે હું છુટો થયો છું. સાહેબજી!" તેમણે ઉભા થતાં થતાં પ્રિન્સિપાલ સામે હાથ લંબાવ્યો.

મૂંઝાયેલા પ્રિન્સિપાલે વગર સમજ્યે હાથ લંબાવ્યો એટલે હસ્ત ધૂનન કરી, સડસડાટ કરતા પ્રોફેસર વિદાય થઈ ગયા.

ઘેર આવી પ્રોફેસરે મુદ્દામ એક માણસને કુમુદિનીની ખબર કાઢવા અને બને તો તેને બોલાવી લાવવા માટે મોકલ્યો. તે માણસ રાત્રે વ્હીલે મોંએ પાછો આવી બોલ્યો : "કુમુદબેન તો નજરકેદીની જેમ ઝુંપડામાં પુરાયાં છે. દૂરથી મને જોઈ બોલાવ્યો, પણ વાઘરી લોકોએ જવા ન દીધો. રડતાં રડતાં આપને પ્રણામ કહેવડાવ્યા છે."

તે રાતે પ્રોફેસરને ઉંઘ આવી નહિ. કુમુદિનીની આ દશાની જાણ થતાં પ્રોફેસરનું હૈયું દુઃખથી બળી જવા લાગ્યું. જેમતેમ સવાર પડી. ઉઠતાંની સાથે જ એક ભાડાની ઘોડાગાડી મંગાવી પ્રોફેસર કુમુદિનીને મળવા માટે ગાંડાની પેઠે ઉપડ્યા. તેમણે કોઈ નોકર પણ સાથે લીધો નહિ, તેમ કોઈને કાંઈ કહ્યું પણ નહિ. પથારીવશ બનેલાં બ્હેન આ બધું ધાંધલ કંઈક સમજ્યાં તો હતાં; પણ તે અશક્તિથી ઉઠી બેસી પણ શકતાં નહિ, એટલે નિરૂપાયે ચૂપ રહ્યાં.

પ્રોફેસરને જોતાં જ છગનો ને તેના મિત્રો ચમકયા. ગાડી જોતાં એમ સમજ્યા કે જો જરા પણ ઢીલાશ બતાવીશું તો પ્રોફેસર કુમુદિનીને ગાડીમાં નાખી લઈ જશે. પ્રોફેસર રઘાના ઝુંપડા આગળ પહોંચ્યા ત્યાં અંદરથી કુમુદ દોડતી આવી. છગનાએ તે જોયું ને એક છલંગ મારી કુમુદને અંદર ધકેલી બારણું વાસી દીધું. પ્રોફેસર ક્રોધથી રાતા પીળા થઈ ગયા. મહામહેનતે રોષ દબાવી તે બોલ્યા : "છગન, એમ શા માટે કરે છે ?"

"જાઓ અહીંથી ભલા આદમી ! છોડીનો ભવ બગાડીને પાછા આંયથી ઉપાડી જવા આયા સો ?" એક વાઘરી બોલ્યો.

"અરે મને તેની સાથે વાતચીત તો કરવા દો ! હું એને લઈ નહિં જાઉં." પ્રોફેસરે કહ્યું.

"ના, એ નહીં બને. તમે તો એને ભૂરકી નાંખી છે." છગન બોલ્યો.

"છગન, જક્કી શા માટે કરે છે? બારણું ખોલ, નહિ તો હું લાત મારી બારણાં તોડી નાખીશ." પ્રોફેસરનો રોષ હવે સમાતો ન હતો. ઉત્તર હિંદના અખાડાઓમાં કીશોરાવસ્થામાં શરીરને કસીને અલમસ્ત બનેલા પ્રોફેસરના હાથ ઉંચા નીચા થવા લાગ્યા.

"તોડચાં તોડચાં હવે! આપણાંને અડી તો જો!" પાંચ સાત જુવાનો સામટા આગળ ધસી આવ્યા. અંદર કુમુદ રડતી હતી. પ્રોફેસરે હાથ ઉંચક્યો. તેમને થયું કે, એ ચારને પુરા કરી કુમુદને મળી તેને લેઈ જાઉં; પણ વળી અચકાયા. એમ કરશે તો પણ તત્કાલિન કાયદો તથા અંધ સમાજ કુમુદને પોતાની પાસે તો નહિ રહેવા દે, એ વિચારથી તેમના હાથ હેઠા પડયા. બળ કરતાં કંઇક કળનો રસ્તો વધું ઠીક થશે, એમ માની તે ચૂપ રહ્યા.

"રઘો કયાં છે?" પ્રોફેસરે છગનાને પૂછ્યું.

"કુણ જાણે કયાંય ગ્યો હશે." છગનાએ દેખીતી બેપરવાઈ ભર્યો જવાબ આપ્યો. પ્રોફેસર નાસીપાસ થયા. તેમણે ઘરમાં ડૂસકાં ભરતી કુમુદને સંબોધીને કહ્યું: "કમુ, રડીશ નહિ. સૌ સારાં વાનાં થશે. તને આ કેદમાંથી છોડાવવા હું બનતું બધું કરીશ."

"તમારાથી એ નહિ બને. હવે મારી આશા છોડી દો." કુમુદે ડૂસકાં ખાતાં ખાતાં કહ્યું.

"ના, ના. એમ માનીશ નહિ." ભાંગ્યા પગે પ્રોફેસર બહાર નીકળ્યા. ઘરની દિવાલો વીંધી એમનું હૃદય તો કુમુદ પાસે ચાલ્યું ગયું હતું. શરીરને પણ ત્યાં જવું હતું. પણ લાચાર! પ્રોફેસરની આંખમાંથી એક અશ્રુબિંદુ પડયું, ને તે ઝડપથી ગાડીમાં બેસી ગયા. માર્ગમાં ગાડીના ચક્રના અવાજમાં તેઓ કુમુદનાં ડૂસકાં સાંભળી રહ્યા. પોતાની કાયરતા ઉપર પણ રોષે ભરાયા. શા માટે ઘર તોડી એ ગભરૂ બાળાને બચાવી નહિ, એમ પણ મનમાં થયું.

તે દિવસે ઘેર આવી કોચ પર ઢળી પડી પ્રોફેસર પહેલીજવાર તેમની જીંદગીમાં છુટા મોઢે રડયા. કુમુદના દુઃખના ખ્યાલે તેમનું હૈયું હાથ રહેતું ન હતું.

ત્રીજે દિવસે કુમુદનો એક પત્ર ઓચિંતો મળ્યો. હસ્તાક્ષર જોઈ પુલકિત થતા પ્રોફેસરે તે ફાડીને વાંચ્યો.

વ્હાલા પ્રોફેસર,

તમને વ્હાલા કહી સંબોધવાની તક વિધિએ મને ન આપી. આ પત્રથી છેલ્લી વાર તમને વ્હાલા કહી લઉં છું. મને હવે ભૂલી જજો. વાઘરીઓ ભેગા થઇ ગયા છે. વકીલોની સલાહ પણ લેવાઈ છે. મને સગીર ઠરાવવા પુરાવા પણ શોધ્યા છે. કાલે તવી ચઢાવી મેલડી માતાના મઠમાં તવીમાં મારા હાથ બોળાવી મારા સતની પરીક્ષા કરી, મને રત્નાને પરણવા ફરજ પાડશે!

વ્હાલા, હું શું કરૂં? તમે મને ભણાવી, ગણાવી, પ્રેમથી નવડાવી તે બધું એળે ગયું. મેં દૃઢ નિશ્ચય કર્યો છે. હું બનતી તાકીદે આપઘાત કરી આ કેદમાંથી મુક્ત થઇશ. પુનર્જન્મમાં આપણે આવા અંતરાયોથી પર એવી ભૂમિમાં સાથે ચીરકાળ વસીએ એવી મારી મરણ વખતની પ્રાર્થના હશે.

તમે મને છોડાવી શકો તેમ નથી, એની મને ખાત્રી છે. માટે હવે તેવો કોઇ પ્રયત્ન ન કરતાં મને ભૂલી શેષ આયુષ્ય સુખમાં ગાળજો, એવી મારી વિનતી છે. * આ પત્ર આકાશ પાતાળ એક કરીશ ત્યારે જેમ તેમ કરી તમને પહોંચશે. કદાચ મારા મૃત્યુ બાદ પણ પહોંચે.

મારી ચિંતા કરશો નહિ. હું તો આ તમ્માંથી જ્યોતિના માર્ગે જવાની છું. પ્રિયતમ! બસ, વિદાય! લી. તારી જ

**કમુના** અંતિમ વંદન.

પત્ર વાંચી પ્રોફેસર ગાંડા જેવા થઈ ગયા. પોલીસમાં જઇ આ પત્ર

દ્વારા મદદ મેળવવા વિચાર આવ્યો. પણ તેમ કરીને તો એ કુમુદને વધુ હેરાનકર્તા થઈ પડે. 'ત્યારે કુમુદ બચીને પોતાને મળી શકે એવો શું કોઈ રસ્તો નથી ?' પ્રોફેસર વિચારમાં પડયા. વિચારને અંતે આ લોકમાં તો કોઈ રસ્તો નથી, એમ તેમની ખાત્રી થઈ. છતાં એક બે વકીલ મિત્રોને મળવા તેઓ ઝટપટ બહાર નીકળી પડયા. કંઈ લાખો નિરાશામાં અમર આશા છુપાયાની વાત માનવને હરપળે ખરી નથી લાગતી ?

બીજે દિવસે સ્થાનિક વર્તમાનપત્ર હાથમાં લેતાં જ પ્રોફેસર બેશુદ્ધ થઈ ઢળી પડયા. તે વર્તમાનપત્રમાં કુમુદિનીનો આત્મઘાત થયાના સમાચાર હતા. ઘરમાં દોરડું બાંધી, ગળાફાંસો ખાઈ, એ યુવતીએ પોતાના દુઃખી જીવનનો અંત આણ્યો હતો. મૃત્યુથી લોકો ડરે છે એવી માન્યતા સામાન્યપણે પ્રવર્તે છે; છતાં તેને ખોળી ખોળીને શાંતિ મેળવવા ખાતર મૃત્યુને ભેટનારાં પણ મળી આવે છે. માનવી જીવન કેવા વિરોધાભાસોથી ભરેલું છે !

ચા તથા નાસ્તો લઈ આવનાર નોકરે પ્રોફેસરને મૂર્છિત પડેલા જોયા ને ઘરમાં હોહા થઈ રહી. થોડીવારમાં ડોકટર આવ્યા અને થોડાક ઉપચાર બાદ પ્રોફેસર ભાનમાં આવ્યા. બાઘાની પેઠે ડોકટર તથા બીજા આત્મજનો તરફ જોઈ એક નિસાસો નાખી તે રડવા લાગ્યા.

## [ ૩૬ ] સેવાધર્મને માર્ગે

આ પોર પછી પ્રોફેસરને ઠીક થઈ ગયું; પણ તે અર્ધ ગાંડા જેવા લાગતા હતા. તેમનો એક પગ આ લોકમાં ને બીજો પરલોકમાં કુમુદિનીની પાસે હોય તેમ તેઓ અનુભવી રહ્યા. કુમુદિની જાણે આકાશના વાદળપટોની પેલી પાર તેમની રાહ જોઈ ઉભી હોય તેમ તેમને લાગ્યું. બનતી ઉતાવળે તેની પાસે પહોંચી જવા પ્રોફેસરે વિચાર કર્યો. તેમના ખંડનાં બારણાં ખાલી આધાં કરેલાં હતાં, તેમને ઉંઘી ગયેલા ધારી નોકર ચાકર કોઈ ત્યાં હાજર ન હતા.

પ્રોફેસરે પંખો ખેંચવાની સુતરની મજબુત દોરી ખેંચી કાઢી. અર્ધગાંડપણ જેવી સ્થિતિમાં તે બબડયા: " તું ગઈ છે તે જ રસ્તે તેવો જ દોર પકડી તારી પાસે આવી પહોંચું છું કમુ ! "

દોરી છતના કડામાં બાંધી ફાંસો ખાવા માટે પોતાનું ગળું કયાં રાખવું તે નક્કી કરી, ફાંસો બનાવી એક ખુરશી નજીક ખેંચી લાવી તેના ઉપર તે ચઢયા. એક વાર તે ફાંસી જોવા માટે ગયેલા તે તેમને યાદ આવ્યું. તેમણે દોરડું પકડી ફાંસામાં ગળું મૂકવા માંડયું તે જ વખતે બારણાં ઉઘડી ગયાં ને પ્રોફેસર ઓચિંતા ચમકીને ખુરશી પરથી ભોંય ગબડી પડયા. આવનાર નોકરને આ કાંડની સમજ પડી નહિ. કારણ પ્રોફેસરના પડતી વખતના હાથના આંચકાથી ફાંસાની ગાંઠ વળી ગઈ હતી અને માત્ર ગાંઠવાળી દોરી લટકી રહી હતી.

પ્રોફેસરે ઉભા થઈ રોષથી નોકરને પૂછ્યું: " શું છે ?"

નોકર સ્તબ્ધ બની ગયો. સાહેબની આજની ઘેલછા ને વિચિત્રતા ન સમજાય તેવાં હતાં. તેણે ધીમેથી કહ્યું: " મોટાં બહેનની તબિયત વધુ બગડી હોવાથી નર્સે આપને બોલાવ્યા છે."

પ્રોફેસર જરા સ્થિર થઈ નોકર તરફ અને પછી દોરડા તરફ જોઈ બોલ્યા: " આ છોડી નાખ." નોકરે દોરી છોડી નાખી, તેના મનમાં પણ ગળાફાંસાની તૈયારીનો સહજ આભાસ આવ્યો. છતાં સાહેબના વર્તન પરથી તેને તે વાત બંધબેસતી ન લાગી. સાહેબના મનમાં એક પળમાં ભારે પરિવર્તન થઈ રહ્યું હતું. વિચારોમાં ઝોલાં ખાતાં જ તેઓ બહેનના ખંડ તરફ ચાલ્યા.

બહેનને શ્વાસ થયો હતો. નર્સ પાસે બેસી ધીમેથી પંખો ઉરાડતી હતી. પ્રોફેસરે બહેનના ઉશિકા પાસે બેસી નાડી હાથમાં લીધી. બહેનની આંખ ઉઘડી: તે બોલ્યાં: " ભાઈ, આવ્યા ! આજે તમને ઠીક નથી ?"

" મને કંઈ નથી થયું. બહેન ! ચિંતા કરશો નહિ. તમને એવું કોણે કહ્યું ?" સાહેબે છાતી પર પથ્થર મૂકી કહ્યું. છેલ્લું વાક્ય બોલતાં તેમણે નર્સ તરફ પણ જોયું.

" સારૂં ભાઈલા, હું તો હવે વિદાય થાઉં છું. મને જરા પાણી..." બહેનનો કંઠ સુકાયો. નર્સે પાણી પાયું. પ્રોફેસર આ દુઃખોની પરંપરા જોતાં વજ્રમૂર્તિ બની ગયા. ઘડી પહેલાંની ગળાફાંસો ખાવાની કાયરતા તેમને યાદ આવી ને પોતે મનમાં જ શરમાયા. બહેનનું મૃત્યુ તેમને ચોક્કસ નજીક જણાયું. દુઃખોની સામે થઈ લડવાનું અને જગતનાં દુઃખીઓને દુઃખમાં સહાય કરવી એ જ પોતાનું ખરું કર્તવ્ય હતું એમ તેમને લાગ્યું. એક જ પળના નિશ્ચયથી તેમણે પોતાની તમામ કરૂણતાને ઢાળીને વજ્ર જેવી બનાવી દીધી.

" ભાઈ, હું જાઉં છું; પણ તમારૂં કોણ ? તમે પરણ્યા પણ નહિ." બહેને નિઃશ્વાસ મૂકયો.

"બહેન, મારી ચિંતા કરશો નહિ. ભગવાન રામચંદ્રને યાદ કરો." પ્રોફેસર બોલ્યા. બહેન રામાયણનો પાઠ ખાસ કરતાં. શ્રીરામચંદ્ર પર તેમને અખૂટ શ્રદ્ધા હતી.

બહેનની આંખમાં આંસુ આવ્યાં. 'શ્રી રામ' એમ ઉચ્ચાર કર્યો અને દશેક મિનિટમાં જ નિશ્ચેષ્ટ બની ગયાં. મૃત બહેનની હાથમાં પકડેલી નાડ છોડી દેતાં પ્રોફેસરને જરાય રડવું ન આવ્યું. પોતાની લાગણીઓને તેમણે થોડા જ વખત પહેલાં વજ્રની બનાવી દીધી હતી. જગતનાં દુઃખો સામે અડગપણે લડવાનો તેમનો નિશ્ચય બહેનના મૃત્યુથી વધુ પાકો બની ગયો.

બીજે દિવસે રાત્રે પ્રોફેસરે એ શહેરનો ત્યાગ કર્યો. તેઓ પોતાના વતનમાં જમીન જાગીર સાચવવાના ઉદ્દેશથી આવ્યા ને ગામડામાં જમીનવાળા સ્થળે જ નિવાસ કરી રહેવા લાગ્યા. જનસેવા એ જ એમનું ધ્યેય થઈ પડયું. સમાજના દબાયેલા–કચડાતા વર્ગો તરફ તેમને અનહદ પ્રેમ હતો. અંત્યજોનો પ્રશ્ન તો તેમણે બરાબર અપનાવી લઈ, એ લોકોમાં સારૂં કાર્ય કરવા માંડયું હતું. તેમની નિષ્કામ સેવા તથા ત્યાગની ભાવનાથી બીજા સદ્‌ગૃહસ્થો પણ વારંવાર તેમને સહાય આપી તેમના પ્રત્યે માનથી જોવા લાગ્યા. ઘણા સુધારકો તેમના અંગત મિત્ર પણ બન્યા.

એ ગામડાંઓમાં એકવાર ભારે રોગચાળો શરૂ થયો. શાસ્ત્રીએ તેનો સામનો કરવા દવાઓ મંગાવી, જુવાન સ્વયંસેવકો દ્વારા ગામડાંઓમાં ફરવા માંડયું. પોતાના પદરના ખર્ચે એક ડૉકટરને પણ રોકયા. શાસ્ત્રીજી ઘણીવાર ચેપી રોગના દર્દીઓની એટલી બધી કાળજીથી માવજત કરતા કે પેલા ડૉકટર તેમને ચેતવણી આપતાઃ "શાસ્ત્રીજી, આ રોગથી બહુ સંભાળવાનું છે."

"હું તો માત્ર દર્દીને સંભાળવાની વાત જાણું: બીજું નહિં." જવાબ મળતાં ડૉકટર ચૂપ થઈ જતા.

આ રોગચાળામાં પાસેના ગામડાનો અંત્યજવાસ ઉજ્જડ થઈ ગયો. ઘણાં મરી ગયાં ને બાકીનાં નાસી ગયાં. એક ત્રણ ચાર વર્ષનો હરિજન બાળક આ સ્થિતિમાં તેનાં માબાપ ગુજરી જવાથી નિરાધાર દશામાં આવી પડયો. શાસ્ત્રીજીએ તેને રાખવા બીજા હરિજનોને ભલામણ કરી, પણ કોઇએ રાખવા હા ન પાડી. 'એનાં પગલાં હારાં નથી.' એમ પણ કેટલાકે જણાવ્યું. છેવટે શાસ્ત્રીજીએ પોતેજ તે બાળકને પોતાને ત્યાં લાવીને રાખ્યો.

શાસ્ત્રીજીના આ કૃત્યથી લોકોમાં ભારે ચકચાર થવા માંડી. વળી શાસ્ત્રીજીની પાસે આવતા કેટલાક ઉજળિયાતો પણ અચકાવા લાગ્યા. થોડા દિવસ બાદ એક બે નોકરો પણ આ જ કારણે તેમની નોકરી છોડી ચાલ્યા ગયા. વખતો વખત કામ કરનારનો અભાવ જણાવા લાગ્યો. શાસ્ત્રીજીને આ પ્રસંગે રૂડકીનો કીસ્સો યાદ આવવા લાગ્યો. જેમ તેનું ભાગ્ય ફુટી ગયું તેમ આ હરિજન બાળકનું ન થાય તે જોવા તેમણે દઢ સંકલ્પ કર્યો.

શાસ્ત્રીજી નિડર હતા, છતાં બાળકના ભવિષ્યની ચિંતા તેમને થવા લાગી. રૂઢીચુસ્ત લોકો જલદી નહિ સમજે તો બાળકની ભાવિ કેળવણી તથા બીજા વિકાસ માટે મૂશ્કેલી ઉભી થશે એમ તેમને લાગ્યું. આથી તેમણે બાળકને સાથે લઈ દૂર દેશાંતર ચાલ્યા જઈ ત્યાં નામ બદલો કરી રહેવું ને બાળકને ઉછેરી લાયક બનાવવો એમ નિશ્ચય કર્યો. લોકોની સેવા તો પોતે જ્યાં જશે ત્યાં કરવાની તક મળી રહેશે; તો પછી અહીં જ રહેવાનો આગ્રહ શા માટે રાખવો ? પણ પોતે પછી અહીં ન આવી શકે એટલે ગેરહાજરીમાં પોતાની જમીન–જાગીરની વ્યવસ્થા કોણ કરે ? આ બાબત લાંબો વિચાર કરી તેમણે પોતાના સુધારક મિત્ર કિસનસિંહ તથા લાલા હરપાળને બોલાવી પોતાનો નિશ્ચય જણાવ્યો. બંને મિત્રો તે પ્રદેશના આગેવાન વકીલો હતા અને શાસ્ત્રીજી પ્રત્યે માનની દ્રષ્ટિથી જોનારા હતા.

તેમણે શાસ્ત્રીજીની જમીન–જાગીરનો વહીવટ સંભાળવાનું માથે લીધું અને તેમને ચિંતામૂક્ત કર્યા.

બધી જાતની વ્યવસ્થા પૂરી કરી, શાસ્ત્રીજીએ ગુજરાત તરફના જનસમૂહનો પોતાને પરિચય હોવાથી તથા તે ભાષા પોતે જાણતા હોવાથી ગુજરાતમાં જવા નિશ્ચય કર્યો. તેમના વતનમાં સમાચાર ફેલાયા કે હરપ્રસાદ શાસ્ત્રી ચારે ધામની જાત્રાએ જવાના છે. આ સાંભળી કોઈ પૂછતું : " પણ પેલા છોકરાનું શું કરશે ? "

" ક્યાંક અનાથાશ્રમમાં મુકી દેશે, બીજું શું કરે ? " કોઈ માહીતગાર માણસ જવાબ આપતો.

જોઈતો સરસામાન તથા નાણું સાથે લઈને શાસ્ત્રીજી ગુજરાતમાં આવ્યા. ચંદ્રપુરની પાસેનાં નાનાં નાનાં ગામડાં લોકસેવાના ક્ષેત્ર તરીકે સારાં છે, એવી તેમને માહિતી મળવાથી તેઓ ચંદ્રપુર તરફ આવવા નીકળ્યા.

ચંદ્રપુર આવીને પેલી ધર્મશાળામાં તેઓ પ્રથમ ઉતરેલા, જ્યાંથી હાલ કોઈ ગાતું હતું : ' હરિ મારે પૂરવ જનમની પ્રિત... '

આ પંક્તિએ પંડિતજીને પૂર્વજીવનના પ્રસંગોની સ્મૃતિ કરાવી ને ભૂતકાળ નયન સમક્ષ જીવંત બની તરવરી રહ્યો.

——×——

# [ ૩૭ ] બે બુકાનીવાળા

પંડિત મહેશ્વંદ્રને પોતાને એમ ભાન થયું કે, હવે આ લોકનું કાર્ય પુરું થયું છે ને બીજે જવાનો સમય થયો છે. તેમણે સ્પષ્ટ રીતે સુધીરને પણ આ વાત જણાવી દીધી અને કેટલીક શીખામણ આપી. પછી તેમણે સુધીરને પાસે બોલાવી કાનમાં થોડીક વાત કરી અને છેવટે કહ્યું : " તું અવકાશે કિસનસિંહ તથા લાલા હરપાળને મળી જમીન જાગીરની વ્યવસ્થા સંભાળી લેજે. એ બંને તને ઓળખે છે, એટલે ખાસ હરકત પડવાની નથી."

બધી તૈયારી પછી પંડિતજીએ એક યોગિની પેઠે શાંતિથી દેહ છોડયો. ચંદ્રપુરમાં અને આધેનાં ગામડાંઓમાં પણ આ સમાચારે લોકોને રડાવ્યા. પોતાનો એક સાચો વડીલ ગુમાવ્યાનું સૌને ભાન થયું. સુધીર પણ ખૂબ શોકાતુર બની ગયો. થોડા દિવસ તો તે નિષ્ક્રિય જેવો થઈ ગયો; પણ પછી મનને વશ કરી તેણે પોતાની ગ્રામોદ્ધારની પ્રવૃત્તિમાં ચિત્ત પરોવવા માંડયું.

પંડિતજીના મરણ પછી સુધીર બદલાઈ ગયો હોય એમ સુરેખા તથા અરૂણાને જણાવા લાગ્યું. એના મુખ પર ઉંડો વિષાદ છવાયેલો રહેતો. હાસ્ય અને આનંદ ઓછાં થઈ ગયાં હતાં. આમાં પંડિતજીના મૃત્યુ ઉપરાંત બીજી પણ કોઈ હકીકત કારણભૂત હતી

એમ સમજતાં અરૂણાને વાર લાગી નહિ. પણ તે સ્પષ્ટ રીતે કંઈ પણ અટકળ કરી શકી નહિ.

સુધીર સુરેખા તથા અરૂણાથી આઘો રહેવા પ્રયત્ન કરવા લાગ્યો. ગામડાંમાં જતાં સાથે મોટરમાં આવવાની પણ ના પાડતો. છતાં કોઈ કોઈ વાર જ્યારે અરૂણા તેને છોડતી નહિ ત્યારે જ સાથે જતો; પણ તે પ્રથમના ઉલ્લાસથી વાત કરી શકતો નહિ.

"મારે પણ બાપ ને મા મરી ગયાં છે હો કે સુધીરભાઈ! તમારે નવાઈના બાપા મરી ગયા નથી!" અરૂણાએ કટાક્ષ કર્યો.

"હું ક્યાં તેમ કહું છું?" સુધીર ધીરેથી કહેતો.

"ત્યારે આમ ગંભીર વિષાદમય ચહેરો કરી શું બેઠા છો?"

સુધીર ચૂપ રહ્યો. ત્યાં વળી સુરેખા બોલી: "અને હવે મોટરમાં બેસવાની પણ ના કેમ પાડો છો?"

"ગામડાંમાં જવું અને તે પણ લોકસેવા માટે, તેમાં મોટર લઈને જવું એ ન શોભે." સુધીરે જણાવ્યું.

"કેમ ન શોભે? હું તો ગામડાના ખેડુતોને પણ પોતાનો માલ શહેરમાં વેચવા તથા ખાતર તાણવા માટે મોટરના ખટારા વસાવવાની ભલામણ કરવાની છું." અરૂણાએ હસતાં હસતાં કહ્યું.

"એટલા પૈસા જોઈએ ને? વળી મોટર ચલાવતાં પણ આવડવી જોઈએ." સુધીરે સ્મિત કર્યું. તે પણ વિષાદપૂર્ણ હતું.

"પૈસા તો બે ચાર જણ સહિયારા કાઢી શકે ને કામ પણ તે પ્રમાણે સહિયારૂં લઈ શકે. ચલાવતાં શીખવું હશે તેને હું શીખવી દઈશ."

સુધીર ચૂપ રહ્યો. થોડી વારે તે બોલ્યો: "પણ મારા જેવા સેવકને તો મોટર ન જ શોભે. હું તો પગપાળો જ શોભું."

"કંઈ માનના ભૂખ્યા થયા લાગો છો ખરૂં? આ ચંપલ અને

ફરજની ત્યજશો તો વળી એથી યે વધુ માનને પાત્ર બનશો." અરૂણા બોલતાં હસી પડી.

*

એક સાંજે સુરેખા તથા અરૂણા ગામડામાંથી મોટરમાં બેસી પાછાં ફરતાં હતાં. જે ગામ ગયાં હતાં ત્યાંથી પાસેના જ ગામમાં એક ગરીબ માણસનો છોકરો ઘણો જ બીમાર હતો. પેલા ગરીબ માણસે ડૉ. અરૂણાના પાસેના ગામમાંના આગમનની વાત જાણી એટલે તે દોડતો તેમને બોલાવવા આવ્યો. તે વખતે લગભગ છ વાગ્યાનો સુમાર થયો હતો. સૂર્યાસ્તને થોડી જ વાર હતી. સુરેખા તથા અરૂણા પોતાનું કામ પતાવી નીકળવાની તૈયારીમાં હતાં, ત્યાં પેલાએ ડૉકટરના પગે પડી કહ્યું : "બેન, બા, મારા છોકરાને તપાસી જરા દવા આલતાં જાઓ. ઈશ્વર તમારૂં ભલું કરશે."

"છોકરો કયાં છે ?" અરૂણાએ પૂછ્યું.

"બેન, સા'બ, છોકરો તો હામા ગામમાં સે. તીયાં આવવું જોશે. હું ગરીબ તમને દુવા દેશ." પેલો હાથ જોડી બોલતો હતો.

"બેન, માણસ ગરીબ છે. વખત હોય તો છોકરાને જોતાં જાઓ." એક આગેવાને પોતાનો મત આપ્યો.

અરૂણાને પાછા ફરવાનો વખત થઈ ગયો હતો, છતાં તેણે ઘડિયાળ સામે જોયું ને પેલાને પોતાની મોટરમાં બેસી જવા સૂચવ્યું. પછી ઝડપથી મોટર પેલા સામેના ગામના રસ્તે મારી મૂકી. છોકરાને તપાસી દવા આપી ગામમાંથી નીકળતાં ધાર્યા કરતાં વધુ મોડું થઈ ગયું હતું. ચંદ્રપુર ત્યાંથી આઠ નવ માઈલ દૂર હતું. વચ્ચે બાજુમાં માત્ર એક જ ગામ આવતું હતું; મોટી મોટી વાડો ને નેળનો રસ્તો હોવાથી સામાન્ય રીતે એ રસ્તો જોખમી ગણાતો હતો.

"બેન, હું તમને ચંદ્રપુર સુધી મુકવા આવું ?" પેલા છોકરાના બાપે પૂછ્યું.

"પછી તું પાછો શી રીતે આવીશ ભાઈ?" અરૂણાએ પૂછ્યું.

"એ તો બેન હરકત નઈ. હવારે આઈશ."

"ના. પછી આ છોકરાને કોણ સાચવે?"

"એ તો ઈની મા હાચવશે. પણ તમને કાંય આવે વખતે એકલાં જવા દેવાય?" કૃતજ્ઞતાની લાગણીથી પેલા ગરીબ માણસે જણાવ્યું.

"ના, અમારી ચિંતા તું અત્યારે કરીશ નહિ. ભાઈ, છોકરાની સંભાળ ને બરાબર કાળજી રાખી વખતસર દવા પાજે." અરૂણાએ મોટરનું એન્જીન ચાલુ કરતાં કહ્યું.

બીજો એક માણસ સાથે આવવા તૈયાર થયો તેને પણ અરૂણાએ ના પાડી. પોતાની ખાતર બીજાને છેક ચંદ્રપુર સુધીનો ધક્કો ખવડાવવો એ એને ઠીક ન લાગ્યું. તેણે કહ્યું: "મેં રસ્તો જોયો છે. હમણા પહોંચી જઈશું. મોટરને જતાં વાર શી?"

મોટર ઝડપથી ઉપડી. વચ્ચે આવતું ગામ જોતજોતામાં આવી ગયું ને તેને પાછળ મૂકી મોટર ધૂળવાળા રસ્તામાં ઠોકરાતી ઝડપથી આગળ વધી રહી હતી. હવે ચંદ્રપુર ચારેક માઈલ જ દૂર હશે એમ અરૂણાએ સુરેખાને કહ્યું. અંધારૂં થઈ ગયું હતું ને નિર્જન રસ્તો હતો એટલે કોઈપણ માણસ સામે મળતું ન હતું. આ રસ્તે થઈને તો આ બંને સખીઓ અનેકવાર નીકળતી. એ રસ્તે નજીકમાં જ એક કુવો ને બે છાપરાં આવતાં હતાં. છાપરાંમાં પહેલાં ખેડુતો રહેતાં હશે. હાલ તો ત્યાં માત્ર દિવસે ઢોરઢાંખર ને માણસો રહેતાં, પણ તે સ્થળ વસ્તીથી બહુ દૂર હોવાને લીધે કોઈ રાતે રહેતું નહિ.

"નાગર કુવો' આવી ગયો, હવે તો પહોંચી ગયાં છીએ." અરૂણા ઝડપથી વળાંક લેતાં બોલી. રસ્તો સાંકડા નેળીયાનો હતો અને વચ્ચે વારંવાર વળાંક આવતા હતા.

પણ અરૂણા પોતાનું વાક્ય પુરૂં કરે તે પહેલાં જ આગળ છેક નજીકમાં જ મોટરના માર્ગને અવરોધતો એક મોટો લાકડાનો મજબુત પાટડો પડેલો જણાયો. મોટર તેના પરથી પસાર થાય તેમ ન હોવાથી અરૂણાએ મોટરને ઝટપટ ચપળતાપૂર્વક થોભાવી દીધી.

"અરે આ કોણે કર્યું હશે ? પેલા કુવાનો પાટ અહીં ક્યાંથી ?" અરૂણાએ આશ્ચર્ય દર્શાવતાં કહ્યું. તેણે નાગર કુવા પર પાણી પીવા જતાં ઘણીવાર આ પાટડો કુવાના થાળા આગળ પડેલો જોયો હતો.

સુરેખાએ ડોક લંબાવી જોયું. "હવે શું થાય?" તે ભયથી બોલી.

"અમે છીએ ને ?" એમ કહેતા નજીકની વાડમાંથી બે મનુષ્યાકારો નીકળી આવ્યા. તારાના પ્રકાશમાં જણાયું કે બંનેએ મોઢે બુકાની બાંધી હતી ને હાથમાં કડીઆળી મોટી ડાંગો હતી.

સુરેખા તો ભયથી જડ જેવી થઇ ગઇ. અહિંસક સંગ્રામમાં પોલીસની લાઠીની પરવા ન કરનાર વીર નારી અત્યારે સંજોગવશાત્ ડરી ગઇ. માણસની બુદ્ધિ તથા શક્તિ પણ કંઇક અંશે સંજોગોનાં ગુલામ હશે એ વાત તદ્દન ખોટી નથી.

સુરેખા ડરી, પણ અરૂણા સ્હેજે ડરે તેમ ન હતું. તેણે પડકાર કર્યો: "કોણ છો તમે અત્યારે ?"

"અમે ! અમને ન ઓળખ્યા ?" એક જણ નફટાઇથી હસ્યો.

"જે હો તે ! આ લાકડું શા માટે માર્ગમાં નાખ્યું છે ? ઉઠાવી લ્યો." સત્તાસૂચક સ્વરે અરૂણાએ કહ્યું.

"શું કામ ઉઠાવીએ ? તમે અમારૂં કહ્યું કરો તો વળી ઉઠાવીએ." પેલા આદમી મોટરની વધુ નજીક આવ્યા.

"દૂર ઉભા રહો શેતાનો !" આ ચોર લૂંટારા નથી પણ હવસી લફંગાઓ જ છે એમ જાણી અરૂણા રોષથી ધૂરકી. પેલા બંને જણ સ્થંભી ગયા.

"ઠીક, અમે દૂર ઉભા રહીશું; પણ તમે આગળ શી રીતે જાઓ છો તે જોઇશું." એક બુકાનીવાળાએ સ્થિર ઉભા રહીને પૂછ્યું.

"કોની મગદૂર છે અમને રોકવાની!" અરૂણાએ દમ ભીડાવ્યો. અંતરમાં તો તે પણ હવે ડરી ગઈ હતી. પરંતુ આવી પડેલી સ્થિતિનો સામનો કર્યા વગર છુટકો નથી એમ ધારી તે હિંમત દાખવી રહી હતી. અઘોર જંગલ વચ્ચે રાત્રિના સમયે બે સુકુમાર બાળાઓ સામે રાક્ષસ જેવા લૂંટારા ઘૂરકતા ઉભા હતા. તારાઓ આંખો પલકારતા શું થાય છે તે આતુરતાથી જોઇ રહ્યા હતા. સૂ સૂ સૂ કરી નઠોર પવન હસી રહ્યો હતો.

અરૂણાએ પોતાની સીટના ખાનામાં પોતાનું એક રીરપાણ મોટરની મુસાફરીમાં જરૂર પડે તેવી આગાહીથી રાખી મુકેલું હતું તે કાઢવા વિચાર કર્યો. પણ તે લૂંટારા ન જાણે તેમ યુક્તિથી કાઢવાની જરૂર હતી; તેથી તે પેલાઓનું ધ્યાન ચૂકાવવા યુક્તિ શોધવા લાગી. તેણે સુરેખા શું કરે છે તે જોવા તેના તરફ દૃષ્ટિ નાખી. સુરેખા ડઘાઈ ગઇ હતી તે અરૂણાએ જોયું. સુરેખાની ને અરૂણાની દૃષ્ટિ મળી, તેવો જ એકાએક સુરેખાને કંઇક વિચાર સ્ફુરી આવ્યો. તેણે મોટરના આગળના ભાગ તરફ લળી હોર્ન (ભુંગળું) વગાડવા માંડયું. 'ભો ભોં ભોં'ના અવાજથી આખું જંગલ ગાજી ઉઠયું. ઝાડીમાંના મયૂરો ટહુકી ઉઠયા.

સુરેખાએ થોડી થોડી વાર રહીને ભય સૂચન કરતું બ્યુગલ વાગે તે ઢબે હૉર્ન વગાડવાનું ચાલુ રાખ્યું. વખતે કોઈની મદદ મળી જાય તેવી તેને આશા હતી. જો કે એ વખતે એ રસ્તે કોઈના આવી પહોંચવાનો જરા જેટલોએ સંભવ ન હતો; છતાં સુરેખાએ પ્રયત્ન જારી રાખ્યો.

પણ ડાકુઓ કાંઈ છેક અજ્ઞાન ન હતા. હોર્નના અવાજથી તેમને ભીતિ લાગવા માંડી. "બસ કર એ ફૂલપરી!" તેમાંનો એક

બુકાનીવાળો બરાડી ઉઠયો. છતાં સુરેખાનું બ્યુગલ તો વાગતું જ રહ્યું. પેલાએ ફરી ચેતવણી આપી. " રહેવા દે હો! નહિ તો તારો ઘઉંની કણેક જેવો રૂપાળો હાથ એક જ ફટકે ભાંગી નાખીશ હાં !"

આ ચેતવણી સુરેખાએ સાંભળી ન સાંભળી કરી જોરથી હોર્ન વગાડવાનું ચાલુ જ રાખ્યું. પેલો બુકાનીવાળો આગળ વધ્યો ને તેણે લાકડીનો એક ફટકો ' લેતી જા ' કરી સુરેખાના હાથ પર માર્યો ને ઉપરથી ' માનતી નથી ? ' કહી ગોદો પણ લગાવ્યો. સુરેખા મોટરમાં ઢળી પડી ને બેભાન થઈ ગઇ.

" સબુર કર બદમાસ ! " કહેતી અરૂણાએ આડા હાથ ધર્યા. પણ થવાનું હતું તે તો થઈ ગયું.

" અમારે તમારી એક રાત મહેમાની કરવી છે. પેલાં છાપરાં-માં થોડી વાર ચાલો તો અમે તમને જરા પણ હેરાન નહિ કરીએ." સ્વાભાવિક વાત કરતો હોય તેમ બુકાનીવાળો પુરુષ બોલ્યો.

એની નફટાઈ જોઈ એના પર તે જ વેળા કુદી પડવાનું મન અરૂણાને થયું. પણ હાથમાં કાંઇ હથિયાર ન હતું. તેણે સંયમ રાખી ધીમેથી કહ્યું : " પણ, આ મારી બહેનને વાગ્યું છે તેની તપાસ તો કરી લઉં ? તેને દવા જોઈશે." એમ કહી અરૂણાએ પેલાઓને વિશ્વાસ બેસે તેવી ઢબે સુરેખાની નાડ તપાસી જોઇ અને તેને સામાન્ય મૂર્ચ્છા હતી તેની ખાત્રી કરી લીધી.

" બિચારીને શા માટે ફટકો માર્યો ? દવા સૂંઘાડવી પડશે." અરૂણાએ પોતાની સીટવાળું ખાનું દવા કાઢવાને બહાને ખોલીને પેલાઓ ન દેખે તેમ તેમાંથી કીરપાણ બહાર કાઢયું. પછી એક દવાની શીશી પણ કાઢી, અને એક બે વાર સુરેખાના મોં આગળ ધરી. આ બધો વખત પેલા બદમાસો ચૂપ ઉભા હતા. અરૂણાના બોલવા પરથી, તેમને વિશ્વાસ પડતો હતો. 'વગડા વચ્ચે રાત્રે બે બાળાઓ

તેમને બીજું શું નુકસાન કરી શકવાની હતી ? કોઈ એ રસ્તે આવે તેવો સંભવ ન હતો. છતાં પણ આવે તો પાસેની વાડ કુદી જઇ ખેતરોની સામેની ઝાડીમાં અદ્રસ્ય થવું સહેલ હતું. આવા ખ્યાલથી તેઓ અરૂણાની જાળમાં ફસાયા.

અરૂણાનું રોમે રોમ તપી ઉઠયું હતું. કીરપાણ સહ એક જ કુદકે પેલા મહેમાનીનું નિમંત્રણ લઇ આવેલા નફટને પૂરો કરવા તેણે નિશ્ચય કર્યો. કીરપાણ હાથમાં લઇ તેણે કહ્યું : "ચાલો હવે દૂર હટો. !"

"કેમ ?" પેલાએ પ્રશ્ન કર્યો.

"જીવવા માટે." વીરાંગનાની પેઠે કીરપાણ હવામાં ઉછાળતી અરૂણા મોટરમાંથી બહાર ધસી. પેલા બંનેની લાઠીઓ હવામાં વીંજાઇ, એકી સાથે લાઠીઓ અરૂણા પર તોળાઈ. પણ તે જ વખતે પાછળથી અવાજ આવ્યો : "કોણ અરૂણા ?"

જાણે એ અવાજને ઓળખતા હોય તેમ લાઠીઓ પડતી મૂકી બંને પુરુષો ઉભી પૂછડીએ નાસી છૂટયા.

# [ ૩૮ ] ચાલતી મોટરે શુશ્રૂષા

"શાબાશ, રણચંડીનો વેશ ભજવાય છે કે શું?" આવનાર વ્યક્તિએ કીરપાણ ઉગામી રહેલી અરૂણાને તારાના ઝાંખા પ્રકાશમાં ઓળખી લેતાં જ હાસ્ય કર્યું.

"સુધીર તમે? તમે ન આવ્યા હોત તો કાલે અમને જીવતાં ન જોઈ શકયા હોત." કીરપાણને મોટરમાં ફેંકતાં અરૂણા બોલી. હાથમાં થેલી તથા લાકડી સાથે દોડતા આવેલા સુધીરને જોતાં અરૂણાનો જીવ હેઠો બેઠો. તેનો સ્વર ગદગદિત પણ બની ગયો હતો.

"કિરપાણધારિણી વીર નારીઓ પણ આવું જ બોલશે?" સુધીરે હાસ્ય કર્યું ને ફરી પૂછયુંઃ "સુરેખા કયાં?"

"અરે બિચારી લુંટારાની લાકડીનો ફટકો ખાઈ બેશુદ્ધ થઈ પડેલી છે! મારે ફટકો ખાવાનો વારો આવ્યો, ત્યાં તો તમે આવી પહોંચ્યા." સુરેખાની પાસે આવી તેને તપાસતાં બંને જણ વાતચીત કરવા લાગ્યાં.

"આજે અમે બચ્યાં તે સુરેખાની સાવચેતીથી. મોટરનું હોર્ન વગાડવાની યુક્તિ તેને જ સૂઝી. વ્યાયામની ઉપાસિકા હોવા છતાં આજે એ ગભરાઈ ગઈ. ઓચિંતો ભય જોઇને એવું થઇ જાય; પણ હોર્ન વગાડવાની વાત એના ચકોર મનમાં તુરત જ પ્રગટી." સુરેખાના

મુખ પર વિખરાઈ પડેલા કેશની લટ સમારતાં સુધીર સામે જોઈ અરૂણા બોલી.

મૂર્છિત સુરેખા સુંદર લાગતી હતી. જાણે ફુલછાબમાં પડેલું સુકોમળ તાજું પુષ્પ. પળવાર સુરેખાના મુખ તરફ જોઈ સુધીર બોલ્યો: " એને ઈજા ક્યાં ક્યાં થઈ છે ? "

" ઈજા બહુ નથી પણ મન પર ભારે અસર થઈ છે. " એક દવાની શીશી કાઢતાં અરૂણા બોલી. સુધીરના આગમનની સાથે એ ઘોર જંગલમાંથી ભય પલાયન કરી ગયો હતો.

" હું અહીંથી અર્ધોક માઈલના અંતરે જેતલસરના રસ્તે થઈ જતો હતો ત્યાં હોર્ન સાંભળ્યું. હોર્નના અવાજમાં મને મદદનો સંકેત સ્ફુરતો લાગ્યો. હોર્ન તો મેં ઓળખ્યું જ. ત્યાંથી હું આડફેટો ખેતરોમાં પડી આ તરફ દોડ્યો. " સુધીરે કહ્યું.

" જરા મોડા આવ્યા હોત તો શુંનું શું થઈ જાત ! " અરૂણા બોલી.

" તમે સામે તો થયાં જ હતાં. એ કાયરો ઝાઝું ટકી ન શકત. "

" એ કોણ હશે ? તપાસ તો થવી જ જોઈએ. " અરૂણાએ સુધીર સામે જોઈ, સુરેખાનું માથું પંપાળતાં પૂછ્યું.

" એ નાસી ગયા તે મને ઓળખીને જ નાઠા છે. મને મળેલી માહિતી પરથી હું તેમને જાણી ગયો છું. તેમના ગામ તરફથી તેમને આ કૃત્ય બદલ યોગ્ય દંડ પણ થઈ જશે. "

" થવો જ જોઈએ. આવો હીચકારો હુમલો કરનાર સેતાનોને તો કપરામાં કપરી શિક્ષા થવી જોઈએ. "

" મને તો લાગે છે કે હવે એ બદમાસો લાંબી મુદત સુધી તેમના ગામમાં જ નહિ જઈ શકે. "

" ત્યારે તો આ કાવતરાની તમોને જાણ થયેલી લાગે છે ! "

"ના, તેમ નહિ, પણ એકાદવાર આવો કોઇ પ્રયાસ આ લોકો કરશે એવી સૂચના મને મળેલી. તે હું તમને જણાવું તે પહેલાં તો આ પ્રસંગ બની ગયો." સુધીરે કહ્યું.

બદમાસોએ આડું મુકેલું લાકડું ઉથલાવી નાખતાં સુધીરે કહ્યું: "હવે આપણે કાલે વાતો કરીશું; પહેલાં તમારા દર્દીને સંભાળો."

સુરેખાને સામાન્ય મૂર્છા હતી તે અરૂણા સમજી ગઈ હતી; છતાં રૂમાલમાં દવા નાખી તે રૂમાલ સુરેખાને એક બે વાર સૂંઘાડી બોલી: "ઠીક, ત્યારે તમે મોટર ચલાવો. હું દર્દીને સંભાળું છું."

"મને ક્યાં આવડે છે ?"

"તો પછી મારી સૂચના પ્રમાણે દર્દીને સંભાળો." અરૂણા હસી.

"મને ફાવશે ?" અચકાતાં સુધીર બોલ્યો.

"ચાલો, હું તમને ફાવે છે કે નહિ તે જોઉં. તમે આ સીટ પર બેસો, અને થેલી બાજુએ મુકો."

સુધીર અરૂણાની સૂચના પ્રમાણે બેસી ગયો.

"જુઓ. હવે એનું માથું તમારા ખોળામાં રાખી આ રૂમાલ વારે વારે સૂંઘાડયા કરજો." અરૂણાએ રૂમાલ સુધીરના હાથમાં આપ્યો. સુધીર બાઘાની પેઠે જોઈ રહ્યો.

"જોઈ શું રહ્યા છો ? બિચારી મરવા પડી છે તેની યે દયા નથી આવતી ? તમારો ખોળો એમાં ઘસાઈ નહિ જાય !"

"એમ કયાં કહું છું, પણ..." સુધીર સુરેખાનો એટલો બધો નિકટનો દેહસ્પર્શ કરવા તૈયાર ન હતો. છતાં મૂંઝવણ સ્પષ્ટ વ્યક્ત કરતાં શરમાતો હતો.

"પણ ને બણ ! લ્યો આ એના હાથ બાજુએ નાખો, ને તમારા એક હાથથી એને પકડી રાખો. કયાંક પાડી ન નાખો પાછા !" અરૂણાએ પોતે સુરેખાના દેહને સુધીરના ખોળામાં ઢાળી દીધો. સુધીર

ચૂપચૂપ અરૂણાની સૂચનાને તાબે થયો; પણ તેની મૂંઝવણ તો મનમાં સમાતી ન હતી. અરૂણા તે સમજી અંતરમાં મલકાઈ રહી હતી.

"લ્યો સંભાળીને બેસો. હવે હું મોટર ચલાવું છું. ધીમેથી હાંકું ને ? આંચકા લાગે તે ઠીક નહિ."

"હા, ધીમેથી જ." મહા પરાણે બોલતો હોય તેમ સુધીર બોલ્યો. અરૂણાએ તેને હાલ જે કામ સોંપ્યું હતું તે કરવા બીજા પ્રસંગે ભાગ્યે જ તે કબુલ થયો હોત; પણ અત્યારે તો સંજોગવશાત તે ચૂપચાપ અરૂણાને તાબે થયો.

મોટરનું યંત્ર ધમધમી ઉઠયું. સુધીરનું હૃદયયંત્ર પણ તેવી જ રીતે ધમધમી રહ્યું હતું. હમણાં તે ફાટી જશે, એમ સુધીરને લાગતું હતું.

"જો જો ત્યારે, રૂમાલ સૂંઘાડતા રહેજો." મોટર ચલાવતાં પાછું વળી જોતાં અરૂણાએ સૂચના કરી. શરમ તથા ગભરાટને વશ થયેલો સુધીર ચૂપ રહ્યો.

મોટર બહુ જ ધીમા ઝડપે ચાલવા લાગી. સુધીરે ધાર્યું કે તેની ઝડપ વધે તો ઠીક, પણ તે કંઈ સૂચના કરી શકયો નહિ. થોડી વારે અરૂણાએ પાછળ જોઈ પૂછયું : "કેમ ભાનમાં આવે છે ?"

સુધીર કંઈ બોલ્યો નહિ, એટલે અરૂણાએ મોટર થોભાવી. સુરેખા પાસે જઈ તેની નાડીના ધબકારા જોયા તથા તેના કપાળ પર તથા હૃદય પર હાથ મૂકી જોયો. પછી હસીને બોલી : "તમે જરા સંભાળો. આ તો શ્રીમંતની છોકરી છે. જો શરદી લાગશે તો વળી ઉપાધિ થશે. આથી તો હું મોટર પણ આસ્તે જ હાંકું છું. તમે આમ બરાબર પકડો. અળખામણી ચીજની પેઠે એને કેમ રાખો છો ? સુરેન્દ્રે તો એને તમારા હાથમાં સોંપી છે, ને તમે તો અતડા જ રહો છો !" અરૂણા હસતે વદને સુધીરના મુખ તરફ તાકી તેના મુખ પરના ભાવો પરથી કંઈક સમજવા પ્રયાસ કરી રહી હતી. સુધીર

ચૂપ જ રહ્યો. તેને અરૂણાના બોલવામાં આજે વિચિત્ર પ્રકારની ધૃષ્ટતા–નફ્ટાઈનો ભાસ થતો જણાયો.

અરૂણા ફરી બોલી: "તમે આમ પકડો બરાબર. એની છાતીએ પવન ન લાગે તે સંભાળવાનું છે. તેને સ્પર્શવાથી એ કંઈ તમને ઝેર નહિ ચઢાવે." અરૂણાએ સુરેખાને પકડી રાખવાની તાકીદ આપી.

આ વખતે તો સુધીર પણ આભો બની ગયો. તેને અરૂણાની સૂચનાની સત્યતા માટે પળવાર શંકા લાગી; પણ તેને તે પ્રસંગે પ્રતિકાર કરવાનું ઠીક ન લાગ્યું. સુરેખાના મુખ તરફ જોતાં તેને સહજ અનુકંપા પણ પ્રગટી.

ફરી મોટર ચાલવા લાગી. બેશુદ્ધ સુરેખાનું ઉર મોટરના આઘાતો સાથે મંદ મંદ ઉછાળા ખાતું સુધીરના સરળ ઉર સાથે ધબકી રહ્યું હતું. સુધીર અજાણ્યો કંપ અનુભવી રહ્યો. સુરેખા માટેની તેની અનુકંપા અને કાળજી વધવા લાગ્યાં. તે ભાવભરી નજરે સુરેખાના શાંત સ્નિગ્ધ વદન તરફ જોઈ રહ્યો.

શાંત સ્થિર સાગરમાં કોઈ એક દિવસ અનાયાસે ભૂકંપ થઈ સાગરતળ તુટે તેમ, સુધીરના સંયમી શાંત માનસ–સાગરમાં એકાએક તોફાન ઉપડયું. તેના તળીયેથી જાતીય આકર્ષણે જોર પૂર્વક ડોકિયું કર્યું ને સાગરની માઝા તૂટી ગઈ. અરૂણા ન જાણે તેમ તેણે એક બે વાર સુરેખાની વિખરાઈ ગયેલી લટો યથાસ્થાને ગોઠવી દીધી. સુધીરના કઠોર હાથમાં જાણે કોમળતા આવવા લાગી. જાણે તેના અંતરમાંથી સંયમ, કઠોરતા કે કંઇક તેવું જ બીજું દ્રવી રહ્યું હતું. એ દ્રવણ મીઠા અણગમા પૂર્વક સુધીર સહી રહ્યો. અરૂણા વારંવાર આગલી સીટ પરથી તેના તરફ તીરછી નજરે જોઈ લેતી ને મીઠું હાસ્ય કરતી આડીઅવળી સૂચના પણ આપતી હતી.

પૃથ્વીની માટીમાંથી એવો માનવી તો ભાગ્યે જ પાકતો હશે કે જે સુધીરના જેવી સ્થિતિમાં મુકાયા પછી પણ પુષ્પધન્વાને અવગણી

શકે ! તેમ બનતું હોત–બલ્કે તેમ થવું સહેલું હોત–તો માનવ-વંશનો ઇતિહાસ આજ સુધી ભાગ્યે જ લંબાયો હોત. સુધીર પામર આત્મા ન હતો: તે હતો નરોત્તમ. પણ નરોત્તમોમાંયે નર હોય છે, એટલે એ પણ નરની મર્યાદા વટાવી ન શકે, એ ભૂલાવું ન જોઇએ.

સુધીરના સંયમે એક બે વાર બળવો પોકાર્યો. તે સુરેખાને દૂર ધકેલી દઈ ઉભો થઈ જાય તો ઠીક એમ તેને લાગ્યું. પણ કોણ જાણે કેમ, તે એ પ્રમાણે ન કરી શક્યો. હૃદયમાંથી કોઇ તેમ કરવાની વિરુદ્ધ દલીલો કરતું જણાયું. તે કોણ હશે ? સ્નેહ, દયા કે વિકાર ?

થોડી વારે બેશુદ્ધ સુરેખાએ પોતાનાં મુલાયમ પોપચાં ધીમેથી ખોલ્યાં. હજી તે અર્ધ ભાનમાં આવી હતી. તેણે સુધીરના મુખ તરફ જોતાં જ પૂછ્યું: “ તમે આવી પહોંચ્યા ? મને ખાત્રી જ હતી. ”

“ હા, હું આવ્યો છું, ને લૂંટારા જતા રહ્યા છે. ” સુધીર બોલ્યો. તેના મનમાં લૂંટારા પેસી ગયા હતા તેની સુધીરને ગમ ન હતી.

આંખ બંધ કરી સુધીરની છાતીમાં–ખોળામાં વધુ આઘે લપાતાં સુરેખા બોલી: “ તમે સુધીર જેવા લાગો છો. શું તમે ને સુધીર એક થઈ ગયા છો ? ”

“ આ લવે છે, ડૉક્ટર ! ” સુધીર અરૂણાને ઉદ્દેશી બોલ્યો.

“ હરકત નહિ. હવે ઘર નજીક આવી પહોંચ્યું છે. ” ડૉક્ટરે જવાબ આપ્યો. ડૉક્ટરના હાથ મોટર ચલાવતા હતા પણ કાન પાછળ જ હતા. તે બધું સાંભળતાં હતાં.

“ સુધીર તમને ગમે છે ? તો મને પણ ગમશે. ” થોડી વારે ફરી સુરેખા બબડી. સુધીર તેના મુખ તરફ તાકી રહ્યો હતો. તેના મનમાં સુરેન્દ્રે મરતી વખતે કરેલી ભલામણની યાદ વધુ તાજી થઈ. શું અદશ્ય સુરેન્દ્ર સુરેખાને પોતાની થવા સમજાવી રહ્યો હશે ? સુધીરને વિચિત્ર ખ્યાલ આવ્યો ને તે પોતે જ પોતાની મૂર્ખાઈ પર મનમાં

હસ્યો. કંઈ પણ કારણ વગર તેણે સુરેખાને વધુ દઢપણે ખોળામાં દબાવી દીધી.

"હવે બસ. લૂંટારા તો નથી." ફરી સુરેખા બબડી ને તેણે આંખ ઉઘાડી સુધીર તરફ તથા ચારે તરફ જોયું. પછી બોલી: "હું ક્યાં છું?"

"આપણે મોટરમાં ચંદ્રપુર જઈ રહ્યાં છીએ. લૂંટારા જતા રહ્યા છે, માટે હવે સ્વસ્થ બનો." સુધીરે કહ્યું.

સુરેખા હવે પુરી ભાનમાં આવી હતી. સુધીરને તેણે ઓળખ્યો; ને તે તેના ખોળામાંથી બેઠી થવા લાગી. સંકોચ અનુભવતો સુધીર તેને ઉભી થવામાં મદદ કરવા ટેકો આપવો કે નહિ તેનો નિર્ણય કરવામાં જ ટેકો આપવાનું ભૂલી ગયો, ને મોટરના વેગથી આંચકો લાગતાં સુરેખા સમતોલપણું ગુમાવી સુધીરના ખોળામાં પુનઃ ઢળી પડી.

"કેવા છો તમે તો? અતડા જ રહ્યા કરો છો! માંદા માણસને સંભાળવામાંય સંકોચ? હમણાં તમારા ખોળામાં જ સૂવા દો!" અરૂણાએ સુધીરને ઉધડો લીધો. સુધીરે ચૂપચાપ સુરેખાને સંભાળી લીધી.

સુરેખા આંખ ઢાળી સુધીરના ખોળામાં પડી રહી. સુધીર તેની પીઠ પર જાણ્યે અજાણ્યે પંપાળી રહ્યો હતો તે તેના લક્ષમાં આવ્યું. સુધીરના સ્પર્શથી સંકોચ અનુભવતી યુવતી અંતરમાં ખરો અણગમો પ્રગટાવી શકી નહિ. એ સ્પર્શ જાણે તેને સુરેન્દ્રના સ્પર્શ જેવો મીઠો લાગવા માંડયો. 'સુધીરમાં સુરેન્દ્રના તેજનો અવતાર થયો હશે!' તે મીંચેલી આંખે વિચાર કરવા લાગી. થિયોસોફીસ્ટોના સૂક્ષ્મ અવતારવાદની કલ્પના પણ તેને આવી ગઈ. કૃષ્ણમૂર્તિમાં ભગવાન મૈત્રેય કે બીજાનો અવતાર થાય તો સુધીરમાં સુરેન્દ્રનો કેમ ન થાય? આ કલ્પના આવતાં જ તે મનમાં હસી. પોતે કેવા વિચિત્ર તરંગે ચઢી હતી!

તેણે ફરીથી એક વાર સુધીર સામે જોઈ પછી ધીમેથી કહ્યું: "હવે, તમે નાહક હેરાન થશો નહિ. મને બેઠી કરો, હું બેસી શકીશ."

સુધીરે સંભાળથી સુરેખાને બેઠી કરી. તે જોતાં જ અરૂણા બોલી: "વ્યાયામ–વિશારદા, આટલી બધી પોચી કેમ છે ? એક નજેવા ફટકામાં તો બેભાન બની ગઈ!"

સુરેખા મૂગી રહી. તે સુધીર તથા અરૂણા ભણી વારાફરતી જોઈ ફીકકું હસી.

થોડીવારે મોટર ચંદ્રપુરમાં આવી પહોંચી. સુરેખાને જાણે ચંદ્રપુરમાં પોતાનો નવો અવતાર થયો હોય તેવો ભાસ થઇ રહ્યો. તેનું તન અને મન બંને જાણે બે ત્રણ કલાકમાં બહુ પલટાઈ ગયાં હતાં. જાણે તે ઘણા વર્ષે ચંદ્રપુરમાં પાછી આવતી હોય તેવો ભાવ અનુભવી રહી.

સુધીર તળાવ આગળ ઉતરી ગયો, એટલે બંને સખીઓ હાસ્ય વિનોદ કરતી શહેરમાં મોટર હંકારી ગઈ.

## [ ૩૯ ] સુરેખાની સ્વપ્નસૃષ્ટિ

અરૂણાએ સુરેખાને છેક ઘર આગળ જઈ ઉતારી, તેની માતાને સોંપણી કરતાં કહ્યું: "આજે એની તબિયત બરાબર નથી, માટે જરા સંભાળ રાખજો."

"હવે તો રખડવાનું ઓછું રાખો તો ઠીક, બહેન!" ઠપકાના સ્વરે નિર્મળાબહેને કહ્યું.

"હવે એમ જ કરવું છે." જતાં જતાં અરૂણાએ હાસ્ય કર્યું.

તે રાત્રે સુરેખાએ બીલકુલ આહાર કર્યો નહિ. માત્ર માતાના આગ્રહને વશ થઈ થોડું દૂધ પીધું ને તે સૂઈ ગઇ. સાંજ સુધીનું–બેશુદ્ધિ પહેલાંનું આખુંયે જીવન જાણે તેને સ્વપ્ન સમ જણાતું હતું. એ જીવન યાદ કરતાં તેને જાણે પૂર્વજીવન યાદ કર્યાનો ભાસ થવા લાગ્યો.

"બા, મારામાં તને કંઈ ફેરફાર લાગે છે?" એક વાર તો તેણે માતાને આ પ્રમાણે પૂછ્યું પણ ખરૂં.

"હા, તું વધુ ને વધુ રેઢિયાળ બનતી જાય છે. તારા બાપુની લાગણીની તો તને ચિંતા જ નથી." માતા જરા કડવાશભર્યા કટાક્ષથી બોલી.

મોડી રાત સુધી સુરેખાને વિચારોમાં ઉંઘ આવી નહિ. તે *સુધીર તથા સુરેન્દ્રના અને આજના બનાવના તર્કવિતર્કમાં જ ફસાઇ*

પડી હતી. જાળમાં ફસાયેલા પક્ષીની પેઠે વિચારોમાં અટવાતો તેનો જીવ અકળાઈ રહ્યો.

તેના હૃદયમાં લાગણીઓનું તુમુલ યુદ્ધ ચાલી રહ્યું હતું. એક તરફ સુધીર માટે પ્રગટી નીકળતું મિષ્ટ આકર્ષણ અને સુરેન્દ્રની સુધીર-ને સ્વીકારવાની અંતિમ આજ્ઞા તેને કંઈ કંઈ તરંગે ચઢાવી રહ્યાં હતાં. બીજી બાજુ સુરેન્દ્રના નામ પાછળ જ કૌમારવૃત્ત પાળવાનો નિશ્ચય–ભવ્ય લાગતો આદર્શ, અને પોતાની નિર્બળતા પ્રત્યેનો તિરસ્કાર તેને જુદા તરંગોમાં ઝોલા ખવરાવી રહ્યાં હતાં. કયો રસ્તો વધુ સારો હતો તે સુરેખાને ન સમજાયું. કંટાળેલી સુરેખા 'વ્હાલા સુરેન્દ્ર' બોલતી ચોધાર આંસુડે રડવા લાગી. રૂદનનો વેગ શમતાં પાછલી રાતે તેની આંખ મીંચાઈ ગઈ.

સ્વપ્નમાં પણ તે જાગૃતિ વખતની કલ્પનાનાં દૃશ્યો જ જુદા સ્વરૂપે જોવા લાગી. કોઈ વાર સુધીર તો કોઈ વાર સુરેન્દ્ર વગર-કારણે ચિત્રપટના તકતા પેઠે હસતા ચહેરે તેની સમક્ષ આવી અદ્રશ્ય થઈ જતા ને વળી ફરી આવતા. ઘડીકમાં વળી પેલા ભયંકર લૂંટારા આવી સામે ખડા થતા ને તે ભયથી ચીસ પાડતી.

લૂંટારાએ તેના પર ધસારો કર્યો ને તે સામે ઉભેલા સુરેન્દ્ર તરફ મદદ માટે દોડી. સુરેન્દ્ર તેને જોતાં દૂર ભાગ્યો. "સુધીર પાસે જા; તે તને બચાવશેઃ હું તો હવે છાયા બની ગયો છું." દૂર ભાગતા સુરેન્દ્રે સુરેખાને કહ્યું.

"વ્હાલા સુરેન્દ્ર, મારી જરાયે દયા નથી આવતી?" સુરેખા રડતા સાદે બોલી.

"દયા આવે છે માટે જ સુધીરનો આશ્રય લેવા કહું છું.: સુધીર વગર તને તારા હૃદયના લૂંટારાઓ સામે કોઈ રક્ષણ નહિ આપે, એમ હું ધારૂં છું."

"વ્હાલા, તું કેમ મારાથી રિસાય છે?" સમજ્યા વગર સુરેખા પૂછી રહી હતી. તેના હૃદયમાં વેદનાનો દવ લાગતો હતો.

"હું હવે ભૂતકાળની વાત બની ગયો છું. ગાંડી, મને ઝંખીને તું ઝૂરતી રહીશ તો હું પરલોકમાં સુખ નહિ પામું. તું સુધીરને પોતાનો નહિ માને ત્યાં લગી મારો આત્મા ભટક્યા કરવાનો છે."

"વ્હાલા, તું જ આમ બોલીશ ?" સુરેખા રડી પડી.

"મારૂં માન. મને ચાહતી હો તો સુરેખા, મારૂં કહ્યું માની, મારૂં, તારૂં ને સુધીર-ત્રણેનું કલ્યાણ સધાવા દે. તારા મારી પાછળ ઝૂરવાના નિશ્ચયને તું ભલે ભવ્ય આદર્શ માનતી હોઈશ, પણ મને તે પ્રિય નથી. તેમ કરતાં તું આપણું ત્રણેનું અકલ્યાણ કરીશ." સુરેન્દ્ર નિશ્ચયપુર્વક સુરેખાને કહેતો હતો. તેના અવાજની પાછળ કોઈક દૃઢ બળ હતું, જે સુરેખાને વશ કરી રહ્યું.

"સારૂં, તું કહે છે તેમ કરીશ." કોણ જાણે કેમ સુરેખા બોલી ઉઠી.

"ઠીક, પણ પાછી ફરી બેસતી ના. એક વાત યાદ રાખજે. સુધીર દ્વારા હું જ તને પ્રાપ્ત થાઉં છું એમ માનજે. તે ગમે તેવો હોય પણ તને પ્રિય હો." સુરેન્દ્ર સંતુષ્ટ સ્વરે બોલ્યો ને તુરત અદૃશ્ય થઈ ગયો.

*

સ્વપ્ન પલટાઈ ગયું. જાણે સુરેખા સુધીરના ખોળામાં પડી હતી. આનંદભર્યા નયને સુધીર તેના તરફ તાકી રહ્યો હતો. સુરેખાને એ ખોળામાં એમ જ પડ્યા રહેવાનું જાણે મન થયું ને તે આંખો મીંચી પડી રહી. જાણે સુધીર ઉઠી જશે એ બીકે તેણે લાંબા વખત સુધી આંખ જ ન ઉઘાડી.

"મને સુરેન્દ્રે આ શું ભલામણ કરી સુરેખા ? કેવી ગાંડી વાત છે એની ?" સુરેખાના માથા પર હાથ ફેરવતાં સુધીરે કહ્યું.

"શી વાત ?" મીંચેલી આંખે જ સુરેખાથી જીજ્ઞાસાભર્યો પ્રશ્ન પૂછાઈ ગયો.

"શી વાત ? તમને આમ ચીરકાલ મારા ખોળામાં સુવાડી રાખવાની વાત. એ કેમ બનશે ?" સુધીરે પૂછ્યું.

"તે તમને ખબર." સુધીરના ખોળામાં વધુ લપાતાં સુરેખા બોલી.

"પણ તારાં માતાપિતા એ કેમ માનશે?"

"માને કે ન માને, હું તો સુરેન્દ્રના કહ્યા પ્રમાણે કરવાની છું. તમને હવે છોડવાની નથી." સુરેખાએ પોતાના નાજુક વેલડી જેવા બંને કર સુધીરની કમરે વીંટાળી દીધા.

સુધીરે જાણે તેના મુખ પર એક મીઠું ચૂંબન લીધું. સુરેખા કંપી ઉઠી. 'ઓ બાપરે!' તેનાથી અજાણતાં ચીસ નખાઇ ગઇ અને તેની આંખ ખૂલી ગઇ. નિર્મળાબહેન તેના ઉશિકા આગળ બેશી તેના માથે હાથ ફેરવતાં પ્રેમભરી નજરે સુરેખાનું મુખ નિરખી રહ્યાં હતાં.

"કેમ ચમકી બહેન?" સચિંત મને તેમણે પૂછ્યું.

"કંઇ નહિ." બોલી સ્વપ્નની ઘટનાઓથી મૂંઝાતી સુરેખાએ પડખું ફેરવી લીધું.

"બહેન સુરેખા, ત્યારે હવે આપણે સુરત જઇશું?" નિર્મળા-બહેને એકાએક પ્રશ્ન કર્યો. પુત્રીની સ્થિતિ જોતાં તેમને એવો ખ્યાલ આવ્યો કે સુરેખા અહિં રહીને બહુ રખડયા કરે છે, એથી એની તબિયત બગડશે. આથી તેમણે પુત્રી હા પાડે તો સુરત જવું સારૂં, એમ ધારીને પ્રશ્ન કર્યો.

"જઇએ જવું હોય તો." નિરસપણે સુરેખાએ જવાબ આપ્યો.

"જો, તું મને ઘણી ચિંતા કરાવે છે હો બહેન! આજ ઉંઘમાં પણ લવતી હતી અને ઝબકતી પણ હતી. આથડવાનું જરા ઓછું રાખે તો સારૂં." નિર્મળાબહેન ધીમેથી બોલ્યાં.

"રાત્રે જરા ઉંઘ મોડી આવી એટલે એમ થયું હશે." માતાને વધુ ચિંતા કરાવવી ઠીક ન લાગવાથી સુરેખાએ સરખો જવાબ આપ્યો.

"તબીયત ઠીક ન હોય તો દવા લાવીએ, ડૉ. રાવની કે પછી અરૂણાબહેનની." માતાએ કહ્યું.

"ના, દવાની જરૂર પડશે તો હું જ ડૉ. અરૂણા પાસે જઇ લઈ આવીશ." પથારીમાંથી બેઠી થતાં સુરેખા બોલી. તેના દર્દની દવા કોઇ વૈદ–ડૉક્ટર પાસે ન હતી એ વાત પોતે જ જાણતી હતી.

સુરેખા અરિસા સામે જોઈ, કેશ સમારવા લાગી, એટલે નિર્મળાબહેન ઉભાં થયાં અને "ચા તૈયાર છે બહેન, જલદી કર" એમ બોલી બહાર ચાલ્યાં ગયાં.

દંતધાવન કરતાં કરતાં સુરેખાને અનેક વિચારો આવ્યા. રાત્રીની સ્વપ્નની ઘટનાઓ તેને આશ્ચર્યજનક લાગી. પણ તેના અંતરમાં ઉગી રહેલી નવી દુનિયાના પ્રતિબિંબ રૂપ એ સ્વપ્ન હતાં તેનો ખ્યાલ સુરેખાને ન આવ્યો.

સુરેખા સ્વપ્નસૃષ્ટિના પોતાના આચરણના ખ્યાલથી મનમાં જ લજ્જિત બની ગઇ. ચાપાણી થઈ ગયા પછી ફરી તે એક કોચ પર આડી થઈ વિચારોમાં ઝોલાં ખાવા લાગી.

તળાવ આગળ મોટરમાંથી ઉતરી પડી સુધીર પોતાના નિવાસ-સ્થાને આવ્યો તે વખતે ઘરનો માણસ તેની રાહ જ જોઇ રહ્યો હતો.

"કેમ ભાઈ, ખૂબ મોડું થયું?" તેણે સુધીરને જોતાં જ પૂછ્યું.

"હા, જરા મોડું થયું. તું જમ્યો નહિ હોય!" સુધીરે પૂછ્યું.

"ના ભાઈ, તમે રસોઈ બનાવશો ને? સગડી સળગાવું છું." નોકરે કહ્યું. સુધીર પોતાની રસોઈ, કપડાં ધોવાં, પથારી કરવી, વગેરે કામો જાતે જ કરતો. આ ઉપરાંત બગીચાના કામમાં તથા ગાયોની સેવા કરવામાં પણ તે વખતો વખત મદદ કરતો.

"મારી જમવાની ઇચ્છા નથી. તું તારા પુરતી રસોઈ કરી જમી લે." સુધીરે પોતાની ઇચ્છા જણાવી.

"ભૂખ્યા જ સૂઇ જશો?" જૂના નોકરે જરા ચિંતા દર્શાવી.

"ના, દૂધ લઇશ. તું તારૂં કામ પતાવી લે."

નોકર ચાલ્યો ગયો એટલે આરામ ખુરશીમાં પડી સુધીર આજની ઘટના પર વિચાર કરવા લાગ્યો. સુરેખાથી છુટા પડયા પછી તેનો સંસ્કારી આત્મા તેને ડંખી રહ્યો હતો. પશ્ચાત્તાપની આછી સેર

તેના હૃદયમાં પ્રગટી ઉઠી હતી. પોતાની કેળવણી, સંસ્કાર, સંયમ, અને વિવેકશીલતા એ બધું જાણે પોકળ હોય એમ તેને લાગ્યું. આફતને પ્રસંગે એક યુવતીને ખોળામાં સુવાડવી પડી તેટલામાં તો તેનો પામર આત્મા ડગી ગયો. જગતની ગમે તે સ્ત્રીની ગમે તે સંજોગોમાં નિર્વિકાર મનથી શુશ્રૂષા કરવાની લાયકાત તો તેનામાં ન જ હતી, એ ખ્યાલ આવતાં તેને તેની પામરતા સાલવા લાગી.

"મારા કરતાં તો સંસ્કાર કે સેવાની બાંગ પોકાર્યા વગર પોતાની ફરજ બજાવતા ડૉકટરો સારા નહિ? તેઓ ગમે તે સ્ત્રીને માતા કે બહેન સમજી સેવા, શુશ્રૂષા કે શસ્ત્રક્રિયા ગમે તે સંજોગોમાં નિર્વિકાર મને કરે છે. તે મારા જ જેવા હોય તો શી રીતે બને?" આ પ્રમાણે સુધીર પોતાની હિનતાનું સ્મરણ કરી મનમાં બળી જવા લાગ્યો.

તેણે હનુમાન, લક્ષ્મણ, ભીષ્મ વગેરે તેજસ્વી વીરોનું સ્મરણ કર્યું. એ મહાવીરો સુંદર યુવાન સ્ત્રીઓના સૌન્દર્યથી છલકાતા સંસારના અનેક ક્ષેત્રોમાં વિહરતા હતા, છતાં હરપળે આત્માની જ્યોતનાં ઝળહળતાં તેજ સાચવી નિર્વિકાર રહી શક્યા હતા. એકાંતમાં ભાભીની સેવા કરતો વીર લખમણ જતિ, રાવણના અંતઃપુરમાં સીતાની શોધ કરવા યથેચ્છ ભટકતો હનવો વીર અને અજોડ રૂપવતી સાવકી માતાની પુત્રભાવે સેવા કરી, પોતાના બ્રહ્મચર્યની ટેકને ઉજાળનાર ભડવીર ભીષ્મ તેની આંખ સામે ખડા થઈ જાણે તેને હસી રહ્યા હતા.

"પોતાનામાં વિકાર શાથી જાગ્યો?" સુધીર વિચારવા લાગ્યો. "રૂપવતી યુવતીને છાતી સાથે દાબી રાખવાનો પ્રયાસ કરવાથી." તેના અંતરમાં છૂપાયેલું કોઇક બોલી ઉઠ્યું.

"સ્ત્રીને સ્પર્શીને નિર્વિકારી ન જ રહેવાય?" તેના આત્માનું સ્વમાન ઘવાતાં આત્મા પોકારી ઉઠ્યો.

"ના, એ તો લોકોત્તર (Super human) ચિત્તની વાત થઈ. હવાઈ વાતો વ્યવહારમાં બધે જ સાચી ન પડે."

સુધીરનો આત્મા ચૂપ રહ્યો. પેલો ચોર ફરી પોકારી ઉઠયો : "તેમાં તું ય શું કરે ? અરૂણાએ વારે વારે દબાણ કરી તને સુરેખાનો બેમર્યાદ સ્પર્શ કરાવવા તક આપી. વળી સુરેન્દ્ર તો તારા માનસમાં સુરેખા માટેના અપ્રગટ સ્નેહભાવનું બીજ વવાય તેવી ભાવના મરતાં મરતાં પ્રગટાવી ગયો છે. પછી બંનેનાં ઉર એક થાય તેમાં શી નવાઈ ?"

"પણ સુરેખા ઓછું જ જાણે છે કે સુધીરે તેને વિકારવિવશ બની એક પળે નિહાળી હતી ?" નવો પ્રશ્ન ઉઠયો.

"કેમ નહિ ? ભાનમાં આવ્યા પછી પણ તારા અંકમાં એ પડી રહી તે પથ્થરની બની પડી રહી હશે, ખરૂં ને ?" વિકારરૂપી ચોરે દલીલ કરી.

"ગમે તેમ, હવે સુરેખાનો સંસર્ગ જ હું નહિ રાખું. વધુ નીચે પડવાની મને ઇચ્છા નથી." આત્મા પોકારી ઉઠયો.

"તો બાવો થઈ જા. લોકોની સેવા કરવામાંય કયાંક એવો પ્રસંગ તો આવશે. અને શું તું સુરેખાની ખબર પૂછવાય નહિ જાય ? બેશુદ્ધિ પછી એની શું સ્થિતિ છે, તે જોવા જવાનો વિવેક પણ તારા સંયમની દુનિયામાં નથી કે ?" વિકારે અપ્રગટ હલ્લો કર્યો.

"ના, હું નહિ જ જાઉં." આત્મા પ્રબળ બન્યો.

"બિચારી ફરી બેશુદ્ધ બની ગઈ હશે તો ? છેલ્લા કેટલાક મહિનાઓથી તે તને કેટલો સાથ આપતી રહી છે ? ખબર તો તારે લેવી જ પડે." દયાનો સ્વાંગ ધરી વિકાર બોલ્યો.

આ પ્રમાણે સુધીરના અંતરમાં દલીલબાજી ચાલતી હતી ત્યાં નોકર દૂધ લઈને આવ્યો એટલે એ વાત અટકી પડી. ગૂપચૂપ દૂધ પી લઇને સુધીરે નોકરને વિદાય કરી દીધો. પછી વિચારોથી ઘેરાયેલા ચિત્તે જ તે ઉઠયો ને પથારી બનાવી સૂઈ ગયો.

સૂતાં સૂતાં તેણે વારંવાર આત્મબળ માટે પ્રાર્થના કરી. ફરી ફરી વિકારને દૂર રાખવા દૃઢ નિશ્ચય કર્યો અને પછી મનને એ જાતના વિચારોમાંથી મૂક્ત કરવા તે એક પુસ્તક લઈ વાંચવા માંડયો.

સવારે સુધીર ઊઠયો ત્યારે તેનું હૃદય સ્વસ્થ બની ગયું હતું. સુરેખાની ખબર કાઢી આવવી જોઈએ, એમ તેને લાગ્યું. અંતરમાં સંકોચ હતો, છતાં તે સુરેખાને મળવા માટે નીકળ્યો. સુરેખાના દર્શનની ઉત્સુકતાથી કે દયા તથા વિવેકની ખાતર તે સુરેખા પાસે જતો હતો તેનું પૃથક્કરણ તે કરી શકયો નહિ.

સુધીરને સુરેખાએ આવકાર આપ્યો. સુધીરની હાજરી જાણે તેને આનંદદાયક લાગી. છતાં અંતરમાં ઊંડો ઊંડો કંઈક અણગમો પ્રગટી રહ્યો હતો. તે અણગમો સુધીર જલદી ચાલ્યો જાય તે ઠીક, એમ સુધીર કરી રહ્યો હતો.

સુધીર સુરેખા સમક્ષ જાણે ગુન્હેગાર જેવી આંતરવૃત્તિ અને સંકોચ અનુભવી રહ્યો હતો. સુરેખા પણ કંઈક ન સમજાય તેવો છતાં મીઠો સંકોચ અનુભવી રહી. સુધીરે ગઈ કાલના બનાવ વિષે થોડી વાતો કરી અને સુરેખાની તબિયતના ખબર પૂછ્યા. પછી થોડીવારે સુધીરે રજા લીધી. જતાં જતાં તેણે સુરેખાને એકવાર વધુ જોઈ લીધી ને ચાલતો થયો. અસ્વસ્થ સુરેખા તે દેખાયો ત્યાંસુધી તેની પાછળ નિહાળી રહી.

સુરેખાને આજે ક્યાંય બહાર જવાનું મન ન થયું. સવારે ડૉ. અરૂણાએ તેની તબિયતના ખબર માણસ મારફતે પૂછાવ્યા હતા; તથા બપોર પછી મળવા માટે પણ સુરેખાને બોલાવી હતી. પણ સમય થઈ ગયા છતાં સુરેખા ગઈ નહિ એટલે માણસ ફરી ચીઠ્ઠી લઈને આવ્યો. ચીઠ્ઠી વાંચી સુરેખા કંટાળેલા ચહેરે ઉભી થઈ અને તેણે ડૉકટર અરૂણાના માણસને ‘ કહેજે કે આવે છે ’ એમ કહી વિદાય કર્યો.

સુરેખા અરૂણાના ઘેર આવી તે વખતે અરૂણા પોતાના દિવાનખાનામાં સુરેખાની રાહ જોતી જ બેઠી હતી. તેણે સુરેખાને જોતાં જ સસ્મિત આવકાર આપ્યો. સુરેખાનું મુખ મ્લાન બની ગયેલું હતું. તેણે તેવું જ મ્લાન હાસ્ય કરી આવકારનો સ્વીકાર દર્શાવ્યો.

"કેમ, આજે આટલાં બધાં માન માગ્યાં?" અરૂણા હસી.

"મને આજે કંઇ ગમતું નથી. હવે મને ચંદ્રપુરમાં જાણે રહેવાનું ગમતું જ નથી." સુરેખાએ ટેબલ પર પડેલા એક વર્તમાનપત્રની ગડી વાળતાં વાળતાં પોતાની અકળામણનો સહજ નિર્દેશ કર્યો.

અરૂણા આજે સુરેખા તથા સુધીરના મનમાં કેવાં મનોમંથનો જાગશે તે કલ્પી શકી હતી. એક સર્વાનુભવરસિક કવિની દ્રષ્ટિએ તેણે આ વિષયનો વિચાર કરી લીધો હતો. અને પરિણામે એ મંથનોનો નિતાર શું આવશે તે પણ તે કલ્પી શકી હતી. સુરેન્દ્રને પોતે આપેલું વચન પાળી શકવાની તમામ શકયતાઓ ઉભી થએલી તે જોઇ શકી હતી.

"પેલા બુકાનીવાળા લૂંટારાની કલ્પનાથી તો એમ નથી થતું?" અરૂણા વાતાવરણને જરા હળવું બનાવવા હસી.

"ના, પણ હું હવે એક બે દિવસ પછી સુરત ચાલી જઇશ."

"કેમ? અમારા પર રિસાવું છે? અમે નહિ જવા દઇએ."

"માટે જ હું જવાની છું." સુરેખા એટલું બોલી દાંતમાં હોઠ દબાવી ચૂપ રહી હોય તેમ લાગતું હતું.

"કાં એટલું બધું?" મમતાભર્યા હાથે એનો વાંસો પંપાળતાં અરૂણાએ પૂછ્યું.

"કાં સુધીર નહિ, કાં હું..." સુરેખા બોલતાં બોલતાં રડી પડી. ગઈ કાલથી તેનું હૃદય અને લાગણીઓ આળાં બની ગયાં હતાં.

અરૂણા સમભાવથી તેને પોતાની ગોદમાં ખેંચી લેતાં બોલી: "બહેન મારી, આમ રડીશ નહિ. દિલમાં જે હોય તે મને કહે. મારા સુરેન્દ્રની માનીતી, તને દુભનારને હું કડકમાં કડક શિક્ષા કરીશ."

સુરેખાએ રડયા જ કર્યું. અરૂણાએ તેને પોતાની ગોદમાં જ દબાવી રાખી એક ચુંબન લીધું અને બોલી: "બહેન, તું કહી દે જલદી તને શું વ્યથા છે? કઇ મારાથી છુપાવીશ ના બહેન."

સુરેખા અરૂણાની લાગણીથી વધુ પીગળી. તેનું રૂદન વધી પડયું. તે અરૂણાના ખોળામાં મોં ઘાલી તેને સાળુ આંસુથી ભીંજવી રહી. એક જળભરી વાદળી બીજી વાદળીમાં સમાય તેવું તે દ્રશ્ય હતું. પણ તે દેખવા અરૂણાના એકાંત દિવાનખાનામાં કોઈ નોકર–ચાકર પણ તે વખતે હતો નહિ.

“બેન મારાથીયે છુપું છે કંઈ ?” સુરેખાનું રૂદન જરા શમતાં અરૂણાએ પૃચ્છા કરી.

સુરેખાએ ડૂસકાં ખાતાં ખાતાં કહ્યું: “ના, તારાથી છુપું હું કશું જ રાખતી નથી. પણ આ તો તનેય કહેતાં શરમ આવે છે.”

“હું આંખો મીંચું તો ?” અરૂણાએ હસીને આંખો મીંચી. તે હજી સુરેખાને પોતાના જ અંકમાં સુવાડી પંપાળી રહી હતી. આજે તેણે સુરેખાને જીતી લેવાનો નિશ્ચય કર્યો હતો.

“સાંભળવાનું તો કાનેથી છે ને ?” આંસુ લૂછતાં સુરેખા બોલી.

“તું કહે તો કાન બંધ કરૂં.” આંખો ખોલી અરૂણા હસી ને તેણે ફરી સુરેખાને ભાવભર્યું ચુંબન લીધું. સુરેખા અરૂણામાં નિર્મળા-બહેનના સરળ માતૃભાવો તથા વધુમાં સખીભાવના સંકોચરહિત નિર્મળ સખ્યનું દર્શન કરી રહી. તેને થયું કે, જો પોતે અરૂણાને એ વાત ન કરે તો પછી જગતમાં બીજા કોઇને ભાગ્યે જ તે વાત કહી શકે. અને એમ પણ લાગ્યું કે, એ વાત હૃદયમાં દાબી રાખવાથી કદાચ પોતે મૂઢ બની જશે.

આથી સુરેખાએ અશ્રુભરી આંખે ડૂસકાં ખાતાં ખાતાં પોતાના મનોમંથનની હકીકત અરૂણાને જણાવી. અરૂણા પ્રેમભર્યાં વચનો વડે તેને છેવટ સુધી ઉત્સાહ આપતી રહી અને સરળ સુરેખાએ પોતાના હૃદયનું સાચું શબ્દચિત્ર સંપૂર્ણપણે રજુ કરી દીધું.

અરૂણાને પોતાની ધારણા સફળ થયેલી જણાઈ. સુધીરની મનોદશા પણ એ કવયિત્રિ કલ્પનાની અનુભૂતિ વડે સમજી ગઈ હતી.

તેણે ધીરેથી સુરેખાને કહ્યું: "બહેન, તું સુરત શા માટે જાય છે? અહીં રહે તો હું પણ તને તારૂં દુઃખ ભૂલાવવામાં મદદ કરી શકીશ."

"હું શું કરૂં, તે જ મને સમજાતું નથી." મૂંઝવણનો ઉકેલ માગતી હોય તેમ સુરેખા બોલી.

"બહેન, તું મારૂં કહ્યું માન. મને તારી સાચી બહેન માનતી હો તો મારૂં કહેવું કબુલ કર."

"શું?" સુરેખાએ જીજ્ઞાસા બતાવી.

"તું સુરેન્દ્રની આજ્ઞા પ્રમાણે અમલ કર. એમાં સુરેન્દ્રના આત્માનું કલ્યાણ છે." અરૂણાએ સ્પષ્ટતા કરી.

"તમે નથી કરતાં તે મારી પાસે કરાવવું છે?" સુરેખા બોલતાં બોલતાં ફરી રડવા લાગી.

"બહેન, હું પણ સુરેન્દ્રે જે કહ્યું છે તે જ કરી રહી છું. મને એમણે બીજું કંઈ કહ્યું હોત તો તે પણ કરતાં હું અચકાત નહિ. આ મારા હાથ પર સુરેન્દ્રે મરતી વખતે આંકેલી એક જ પ્રેમમુદ્રાના સ્મરણ ઉપર મને આખો અવતાર સેવા–માર્ગમાં ગાળવા તેણે સંમતિ આપી છે. તે સ્મરણ મને નિત્ય તાજું જ લાગે છે." અરૂણાએ પોતાનો સુંવાળો માંસલ કર આગળ ધરી બતાવતાં કહ્યું.

રડતી સુરેખાએ લાગણીવશ બની અરૂણાના સુગોળ ગોરા હાથને હાથમાં પકડી લઈ બચીઓથી નવડાવી દીધો.

સુરેખા સુરેન્દ્રના સૂક્ષ્મ દેહને જાણે આકાશમાં આવી ખડો થયેલો કલ્પનામાં અનુભવી રહી. સ્વપ્નના મનોવિજ્ઞાન વિષે અને સૂક્ષ્મ દેહના દર્શન વિષે સુરેખાએ કેટલાંક અંગ્રેજી પુસ્તકો વાંચ્યાં હતાં એટલે સુરેન્દ્રે તેને સ્વપ્નમાં કરેલી પ્રેરણામાં સુરેખાને આસ્થા બેઠી. સુરેન્દ્ર જાણે પોતાને લગ્નજીવનનું સુખ અપાવવા સૂક્ષ્મદેહે ભટકી રહ્યો હોય એવી કલ્પના તેને સાચી જણાવા લાગી. સૂક્ષ્મદેહની વાત ગરૂડપુરાણમાં વાંચીને કે બીજા કોઈ અભણ જનના મુખેથી

ભૂત પ્રેતની સૂક્ષ્મદેહધારી યોનીની વાત સાંભળી આજના ભણેલા તેને 'ગપગેઝેટ' કહી હસી કાઢે છે; પણ પાશ્ચાત્ય દેશના સંસ્કારોને લીધે તે જ વાત સ્પીરિચ્યુઆલિઝમને નામે કે વિજ્ઞાનવેત્તાઓના અભિપ્રાય દ્વારા રજુ થતાં તેને ગુરૂવાક્ય માને છે. આનું કારણ એ જ કે, આપણી આધુનિક કેળવણી મોટે ભાગે માણસને તેની ખરી આંખો ફોડી અંધ બનાવીને પશ્ચિમનાં વિજ્ઞાનયુગનાં કૃત્રિમ ચશ્માં પહેરાવી તે વડે આનંદ પામતો કરી મૂકે છે. આથી એ ચશ્માં દ્વારા જ સર્વ કાંઈ જોવાની શક્તિ તેનામાં રહે છે.

"બહેન, સુરેન્દ્રને હું પણ વખતો વખત સ્વપ્નમાં દેખું છું. તેનો સૂક્ષ્મદેહ મારા સૂક્ષ્મદેહ સાથે સ્વપ્ન–સંબંધ સાધી મને મારી ફરજનું ભાન કરાવે છે. તને તેની પાછળ જીવતી ખાંભી જેવી બની ઝૂરતી જોવા એ રાજી નથી; માટે હવે તું એની આજ્ઞાને માન આપ."

સુરેખા મૂગી રહી. તેના એ અર્થસૂચક મૌનનો ભાવ સમજતાં અરૂણાને વાર લાગી નહિ. પુરુષો ઘણીવાર સ્ત્રીઓનાં અર્થ–ભારથી ભરેલાં મૌનને સમજી શકતા નથી; પણ સ્ત્રીઓને તે સમજવું એટલું મુશ્કેલ હોતું નથી.

"મારી બહેન, હવે વિષાદ ભૂલી જા. તારો ને સુધીર–બંનેનો વિષાદ હવે લાંબો નહિ ટકે." મૂગી બેઠેલી સુરેખાને ગાલે અરૂણાએ ટાપલી મારી.

"તે એમ મારો છો શાનાં ?" મૌન તોડવા ખાતર સુરેખા બોલી.

"મારીશ, મારી વ્હાલી બહેનને મારીશ પણ ખરી; પણ એને રડવા તો કદીયે નહિ દઉં." અરૂણાએ બીજી ટાપલી બીજે ગાલે મારી ને સુરેખાએ પહેલીજ વાર સ્મિત કર્યું. જાણે લાંબા વખતથી વાદળમાં ઘેરાયેલો સૂર્ય જળહળી ઉઠયો.

પછી અરૂણાએ સુરેખાને આનંદ આપવા માટે સવારના એક બે રમુજી કીસ્સાઓ વર્ણવી તેને ખૂબ હસાવી.

થોડીવારે વળી એક નવીન કીસ્સો યાદ આવતાં અરૂણા ફરી હસીને બોલી: " અને આ એક વાત તો ખાસ સાંભળવા જેવી છે. સંતતિ નિયમનના એક શોખીનની એ કથા છે."

" કયાંની ? ચંદ્રપુરમાંની જ વાત છે ?" સુરેખાએ રસ બતાવ્યો.

" હા, સાંભળ. બધી વાત ટૂંકામાં કરી જાઉં છું." અરૂણાએ કહ્યું. 'એ સંતતિ નિયમનના ઉપાસક અહીંના જ એક યુવાન વેપારી છે. ઠીક ભણેલા ને પૈસાપાત્ર છે. તેમને એક જ પુત્ર છે. બારેક મહિનાથી તેમને સંતતિનિયમનનું ઘેલું લાગેલું છે. પત્નીની તબિયત કથળે નહિ અને એનું સૌંદર્ય જળવાઇ રહે તે એમનો હેતુ હતો. બે દિવસ પર તે મને તેમને ઘેર લઈ ગયા. મને તેમણે કહ્યું : ' મારી સ્ત્રીને સંતતિ નિયમનનાં સાધનો વાપરવા છતાં ગર્ભ રહેલો છે; માટે આપ તપાસી કંઇક ઇલાજ બતાવો.'

તેમને ત્યાં જઈ મેં જોયું તો લગભગ વીસેક વર્ષની એક તંદુરસ્ત ને સુંદર યુવતી ઘરમાં ઉભી હતી. મેં તેના ઓરડામાં પગ મુકયો તે વખતે તે આછું આછું હસી રહી હતી. મને તે હાસ્ય સૂચક લાગ્યું. મેં તેને કેટલાક પ્રશ્ન કર્યા. તેના તેણે ઠીક ઠીક જવાબ આપ્યા. પછી તેના પતિને બહાર કાઢી મેં તેનું શરીર તપાસવાને માટે ઓરડાનાં દ્વાર બંધ કર્યાં. ' સુઈ જાઓ. ' મેં પેલી સ્ત્રીને કહ્યું.

" સુવાની કંઈ જરૂર નથી. તમારે શું તપાસ કરવી છે તે મને જ પૂછો." પેલી બાઇ જે સંસ્કારી લાગતી હતી તે હસીને બોલી.

" સંતતિ નિયમન–બર્થ કંટ્રોલ–નાં સાધનો તમે બરાબર વાપરો છો કે નહિ તે મારે તપાસવું છે." મેં તેને સમજ પાડી.

તે ફરી હસી. પછી તેણે મારો હાથ પકડી એક ખુરશીમાં બેસાડી કહ્યું : " બેસો, હું તમને બધું કહું છું".

મારી પાસે બેસી હસતાં હસતાં તે બોલી: " બહેન, એ તો

ગાંડા છે. મને બર્થકંટ્રોલની જરૂર જ નથી. હું સુંદર બાળકને જન્મ આપી શકું તેવી તંદુરસ્ત છું, એ તો તમને પણ સમજાયું હશે. છતાં એ કંઈક દવાઓ ને કેપ વગેરે લાવી વારંવાર મને કનડવા લાગ્યા. એટલે મેં કૅપ ગટરમાં ફેંકી દઈ તેમને જણાવ્યું કે, મેં તે પહેરી લીધી છે.'' બાઈ હસી ને હું પણ હસી. પછી તે ફરી બોલી, "ખરી હકીકત આ છે. અને હું બાળકની માતા થવાની છું તે વાત પણ સાચી છે. હવે તમારે મને તપાસવી હોય તો તૈયાર છું."

મેં તે યુવતીનો ખભો થાબડયો, ગર્ભના આરોગ્ય માટે કેટલીક સૂચનાઓ આપી, ને હું બહાર નીકળી. તેના પતિએ મને પૂછયુંઃ "કેમ શું લાગે છે ?"

"ગર્ભ છે જ. હવે બીજાં ફાંફાં મારશો નહિ. તેમ કરશો તો બાઈના જીવનું જોખમ થશે. તંદુરસ્ત સ્ત્રીઓ માટે કૃત્રિમ સાધનો નકામાં છે." મેં આમ કહ્યું ને પેલા ભાઈ ઢીલા પડયા.

સુરેખા આ કીસ્સો સાંભળી એટલું હસી કે—હસવાથી તેનું મોં લાલચોળ બની ગયું હતું.

"જો જો કેવી ફુલગુલાબી બની ગઈ છે તું ?" અરૂણાએ નાનકડો અરીસો તેની સામે ધરતાં મજાક કરી.

## [ ૪૧ ] અણધારી મૂશ્કેલી

અરૂણાએ તે જ દિવસે રમેશને પત્ર લખી સુરેખા તથા સુધીરના વલણની વાત જણાવી તેને ચંદ્રપુર તેડાવ્યો. પત્ર મળતાં જ રમેશ ચંદ્રપુર આવ્યો. અરૂણાની સાથે વાતચીત કરી તેણે સુધીરની પણ મુલાકાત લીધી. સુરેખાનું વલણ તો તે એક બે દિવસમાં જ સમજી ગયો; પણ સુધીરને સમજતાં તેને વાર લાગી. સ્ત્રીઓને શાસ્ત્રકારોએ વિષમા કહી છે.

**न दानेन न मानेन नार्ज्जवेन न सेवया ।**
**न शास्त्रेण न शस्त्रेण सर्वथा विषमा स्त्रियः ॥**

પણ અહીં તો સ્ત્રીઓ એટલી વિષમ ન હતી. પણ સુધીર મહા વિષમ જણાયો. તેના મનનો પાર પામવા જાણે બ્રહ્મા પણ શક્તિમાન નહિ હોય એમ રમેશને લાગ્યું. તેણે સુધીર સાથે અનેક વાર ચિત્રવિચિત્ર વાતો કરી, પણ લગ્ન કે પ્રેમનો વિષય જ તેમાં છેડાયો નહિ. અને રમેશને પણ તે છેડવામાં ઉતાવળ થવાનો ભય લાગ્યો, એટલે તેણે ઉતાવળ કરી નહિ; પણ તેની મૂઝવણ વધવા માંડી હતી.

પણ અરૂણાને આટલી મૂંઝવણ ન હતી. સુધીરની સુરેખા પ્રત્યેની દ્રષ્ટિ બદલાઈ હતી તે વાત તેની ચકોર દ્રષ્ટિમાં તો વારંવાર નજીવા પ્રસંગોએ પણ ચઢયા વગર રહેતી નહિ. છેવટે સુધીરની

સંમતિ મેળવવાનું કાર્ય અરૂણાએ જ માથે લીધું. સુરેન્દ્રનો છેલ્લો પત્ર સુધીરને તેની જ મારફતે મળેલો હતો, એટલે તેને એ બાબત ચર્ચા કરવામાં સંકોચ થાય તેમ ન હતું. બલકે તે તો તેની ફરજ હતી, એમ તેને લાગ્યું.

*

" સુધીરભાઈ, ભૂતકાળની એક વાત તમને યાદ કરાવું છું." અરૂણાએ રમેશની હાજરીમાં સુધીરને લાંબી ચર્ચા ઉપસ્થિત કરી.

" શી વાત ડૉકટર ?" સુધીરે પૂછ્યું.

" તમને સુરેન્દ્રનો છેલ્લો પત્ર મેં પહોંચાડેલો તે વાત." અરૂણા ટૂંકમાં પતાવી ચૂપ રહી.

થોડી વાર રહી સુધીર બોલ્યો: " એ તો એણે બેભાન અવસ્થામાં એવું લખ્યું હશે."

" તમને ખબર છે ? એવો જ પત્ર એણે સુરેખા પર પણ મારી મારફતે મોકલેલો છે. એટલે એ બેભાન અવસ્થામાં લખેલાની વાત તો ભૂલી જાઓ. છતાં તમે કોઈ તેવો અર્થ કરી તે પત્રને વજુદ ન આપો તે ખાતર તેમણે મારી પાસેથી વચન લીધું છે.'' અરૂણા હવે બેધડક બોલવા લાગી હતી.

" કેવું વચન ?" સમજણ ન પડવાથી સુધીરે પ્રશ્ન કર્યો.

" એવું કે, તમે તેનો અમલ ન કરો તો મારે તે કરાવવો."

" પણ સુરેન્દ્રે સમજવું જોઈતું હતું કે તમારી પાસે એવી કોઇ કાયદેસરની સત્તા ન હતી." સુધીર રમેશ તરફ જોઇ હસ્યો.

" વકીલ એવું તો ભૂલે જ નહિ. એવી સત્તાથીયે પર સત્તા હતી એટલે જ મેં વચન આપેલું." અરૂણા હસી.

" કયી સત્તા ?" સુધીરે પ્રશ્ન કર્યો.

" એ સત્તા નારીજાતિને દાદા આદમના વખતથી પ્રાપ્ત થએલી

છે; અને એ જ સત્તાએ સુરેખાના હૃદયમાં વસી તમારા પર પોતાનો અમલ ચલાવવા માંડયો છે." અરૂણા આંખો નચાવતી બોલી.

સુધીર ક્ષોભ પામ્યો. રમેશની હાજરીમાં આવો આક્ષેપ અરૂણા કરશે, તેનો એને ખ્યાલ ન હતો.

"એવું બોલી કોઇનુંયે ખોટું અપમાન ના કરશો." અણગમતા ભાવથી સુધીર બોલ્યો.

"બહુ સારૂં, તમને માનીને અમે ઓળખીએ છીએ." કંઇક કરડાઇભર્યા સૂરે અરૂણા બોલી. કોઇવાર કુટિલતાનો પાઠ ભજવવા ખાતર સજ્જનો નફટાઇ જેવા દુર્ગુણને પણ આરાધે છે.

"સુરેખાનું અપમાન કરો છો તેનો તો ખ્યાલ રાખો, ને વળી તે તેમના ભાઇની હાજરીમાં." સુધીર રમેશ તરફ જોઈ સંકોચાતો બોલ્યો.

"માનના એકલા જ ઇજારદાર અહો સુધીરભાઈ, સુરેખા તો સુરેન્દ્રની આજ્ઞા શિરોધાર્ય કરી તમને સ્વીકારી ચૂકી છે. અને રમેશભાઈ પણ તમને તે વાત કહેવા છેક વડોદરાથી અહીં આવ્યા છે."

સુધીર મૂંઝાયો. પણ તે મૂંઝવણમાં મીઠાશનો છુપો અર્ક ઉમેરાયો. "શું સુરેખા ખરેખર તેને ચહાતી હતી?" સુધીરના મનમાં પ્રશ્ન થયો ને તેનાં રૂંવાડાં બેઠાં થઈ ગયાં.

"તમે આ શું બોલો છો?" તે જેમ તેમ બોલી શકયો.

"અમે સત્ય કહીએ છીએ. માટે હવે તમે ઝટ દઈ સંમતિ આપો તો સુરેન્દ્રની અંતિમ ઇચ્છા સફળ થાય." અરૂણા બોલી.

"અને તમે મરતી વખતે સુરેન્દ્રની અંતિમ માગણી સ્વીકારવા તેને વચન આપેલું છે, તે પણ યાદ છે ને?" અરૂણાએ થોડી વાર રહીને પૂછયું. આ વચનની જાણ તેને મરતા અગાઉ સુરેન્દ્રે જ કરી હતી.

" પણ સુરેખા તો રમેશભાઈનાં બહેન થાય. તેમને માટે મારાથી એવો ખ્યાલ ન બંધાય." સુધીર બોલ્યો.

" સુધીર, તું તો વેદીઓ જ રહ્યો હો!" રમેશ જે અત્યાર સુધી ચૂપ બેઠો હતો તે હસીને બોલ્યો.

" સુરેન્દ્ર રમેશનો મિત્ર હતો, છતાં તે તેનો બનેવી બની શકતો હતો; અને તમને હરકત આવે છે એ શું ? કોઈની પણ બહેન ન હોય એવી પત્ની તમે કયાંથી શોધી કાઢવાના છો ?" અરૂણા ખડખડાટ હસી.

" અને રમેશભાઈનાં માતાપિતા આ વાત તો કદીયે ન સ્વીકારે એ વાત તમે કેમ ભૂલી જાઓ છો ?" સુધીર બોલ્યો.

" તેની ચિંતા કરશો નહિ. જરા મરદ બનો તો સારૂં. ખાલી મગદળ જ ઘૂમાવી જાણો છો કે શું ?" અરૂણાએ સુધીરને છંછેડવા માંડયો.

" પણ આ તો બધું અસંભવિત છે. હું કોણ અને તમે કોણ, તે વાત પણ વિસરી ગયાં લાગો છો."

" અમે એ વિસરી જવા જ માગીએ છીએ. આ કૃત્ય સમાજ સામે એક બળવા સમાન જ લેખીને કરવાનું છે." રમેશ બોલ્યો.

" પોતે કબૂલ તો છે, પણ બીજાં બીજાં બહાનાં કાઢે છે. મારી સુરેખા માટે કોણ તૈયાર ન હોય ?" અરૂણા ખડખડાટ હસી.

" રમેશભાઈ, તમે પુરતો વિચાર કર્યા સિવાય ઝંપલાવશો નહિ. તમે કહો છો તે બધું બનવું લગભગ અશકય છે." સુધીર બોલ્યો.

" શા રીતે અશકય ?" રમેશે પૂછ્યું.

" તે હું તમને પાછળથી જણાવીશ." શાંતિથી સુધીર બોલ્યો. તેના મુખપર વિષાદભરી છાયા છવાઈ રહી હતી.

તે વખતે તો રમેશ તથા અરૂણા ઘેર ગયાં, પણ સાંજે સુધીરે પોતાના માણસ સાથે એક ચીઠ્ઠી રમેશ પર મોકલાવી. તેમાં સુધીરે પોતે સુરેખા માટે નાલાયક હતો એમ જણાવી, કારણમાં પોતે

જન્મે અંત્યજ હોવાનું જણાવ્યું હતું. પંડિતજીનો તે પાલક પુત્ર હતો અને તે વાત જાહેર કરવા તેની ઇચ્છા ન હોવા છતાં સુરેખાના હિત માટે તેણે જાહેર કરી હતી, એમ જણાવ્યું હતું. ચીઠ્ઠી વાંચી રમેશ સ્થંભી ગયો: પળવાર તે હતાશ બની ગયો. થોડીવાર વિચાર કરી તે ચીઠ્ઠી સાથે લઈ અરૂણા પાસે ગયો.

અરૂણાએ જરા ચિંતિત મને બે ત્રણ વાર ચીઠ્ઠી વાંચી; પછી તેણે રમેશને કહ્યું: " હિંમત હારશો નહિ. સુરેખાએ અસ્પૃશ્યતાના પ્રશ્નનો ક્રાંતિકારક દૃષ્ટિએ અભ્યાસ કરેલો છે. તેને હું સમજાવી શકીશ."

" પણ પછી સુધીર માનશે ? " રમેશે શંકા દર્શાવી.

" અરે એ તો તૈયાર થઈ રહ્યો છે: હવે માત્ર સુરેખાને જરા સમજાવવી પડશે. "

" પણ આ વાત તો બહુ ભારે થઈ પડશે: બા તથા બાપુ આ સહી જ નહિ શકે. " ઢીલો રમેશ નરમ થઈ જરા મંદ સ્વરે બોલ્યો.

" તમેય આમ પાછા શું પડો છો ? દેશમાં આજે આંતર્જાતીય લગ્નો તો સામાન્ય થઈ પડ્યાં છે. અને અંત્યજ–બ્રાહ્મણ લગ્ન પણ છેક નવાઈની વાત તો નથી જ રહ્યાં. બધું સમય આવે થાળે પડી જશે. બા ને બાપુ પણ નહિ માને તો ક્યાં જશે ? માત્ર તમારે સાચા ક્રાંતિકારક થવાની જરૂર છે." અરૂણાએ રમેશને પડકારતાં હિંમત આપી.

સુધીર જેવો સંસ્કારી યુવાન અંત્યજ હતો, એ વાત સાંભળતાં જ સુરેખા ચમકી ઉઠી. એને સહજ આઘાત થયો. સુધીર અંત્યજ છે એ જ્ઞાન થતાં જ જાણે તે તેનાથી ઘણે દૂર જઈ બેઠેલો જણાવા લાગ્યો. ના, અંતર તો થોડું જ હતું; પણ વચ્ચે આવી પડેલો અસ્પૃશ્યતાનો મહેરામણ એ અંતરને હતું તેથી લાખ ગણું વધારે દર્શાવી રહ્યો.

" સુરેન્દ્ર ! સુરેન્દ્ર ! વ્હાલા ! તું ગયો, પણ મને આ સંસારમાં આમ એકલવાયી ઝૂરતી મૂકી શીદ ગયો ? " તેનું અંતર રડી ઉઠ્યું.

"બહેન સુરેખા! તને જૂગજૂના સંસ્કારોને લીધે આઘાત તો લાગશે જ, પણ સુરેન્દ્ર માટેની તારી ભક્તિ દર્શાવવાનો ખરો મોકો તને ઈશ્વરે જ આપ્યો લાગે છે." અરૂણાએ શાન્ત્વન આપતાં કહ્યું.

"એટલે હું આમ છેક છેલ્લે પાટલે જઈને બેસું?"

"આ શું બકે છે તું બહેન? આમાં છેલ્લે પાટલે જવાની વાત જ ક્યાં છે? તું સુરેન્દ્રની આજ્ઞાથી સુધીરને સ્વીકારવા તો તૈયાર થઈ છે. પછી તે હરિજન છે, તેટલા જ ખાતર તેને ન સ્વીકારે તો એમાં સુરેન્દ્ર પ્રત્યેની ભક્તિ જ કયાં રહી? એનો અર્થ તો એમ ન થાય કે, તું સુધીરને બ્રાહ્મણ ધારી તેના પર મુગ્ધ બની હતી અને હવે અંત્યજ જાણીને એને અવગણે છે?"

"હું સુરેન્દ્રની આજ્ઞા ખાતર જ સુધીરને સ્વીકારવા તત્પર બની હતી. પણ પણ......"

"પણ શું? તે હરિજન ન હોય તો જ સુરેન્દ્રની છેવટની એકની એક આજ્ઞા તારે માનવી? નહિ તો નહિ એમ?"

"ના. પણ મારાં માતાપિતાની લાગણીનોય વિચાર તો મારે કરવો જ પડે ને!" ગૂંચવાતી સુરેખા બોલી.

"એ તો બધું ય થઈ રહેશે. રમેશ તો સુધીર માટે પક્ષપાતી છે જ. નિર્મળાબહેન પણ વખત આવ્યે સમજશે. અને તારા પિતા તો આમેય કયાં જલદી માનવાના હતા?"

"પણ સુધીરના જન્મની ઘટના સુરેન્દ્ર કયાં જાણતા હતા?" સુરેખાએ નવી દલીલ કરી.

"ગાંડી! યાદ છે તે દિવસે રમેશભાઈએ વાત કરી હતી તે? એક દિવસ તે તથા સુરેન્દ્રભાઈ ફરવા ગયેલા તે વખતે એક હરિજન સ્ત્રીને ઓળખ્યા છતાં, તેમણે સ્વહસ્તે લાકડાનો ભારો ચડાવેલો અને રમેશભાઈએ હાંસી કરેલી ત્યારે જણાવેલું કે, 'એમને હૃદય પૂર્વક ભેટયા વગર આપણો ઉદ્ધાર થવાનો નથી.' સુરેન્દ્ર એવા ઉદાર હતા

કે સુધીરને અંત્યજ જાણીને તો ઉલટા વધુ પ્રેમથી તે તેની મૈત્રી કરત." અરૂણાએ સુરેખાને દલીલોથી મહાન કરવાનો પ્રયાસ કરવા માંડયો. સુરેખાના અંતરમાં જાગેલું સુધીર પ્રત્યેનું આકર્ષણ તે જાણતી હતી. એ આકર્ષણ જલદી નષ્ટ થાય તેમ ન હતું. માત્ર તેને જરા પરિમાર્જિત કરી, ઉત્સાહના રૂપે બહાર લાવવાની જરૂર હતી.

"પણ, મને આ તો ઠીક નથી લાગતું." સુરેખા અંતરની અકળામણથી બોલી. તેના મનમાં ભારે મંથન જાગી ઉઠયું હતું, એટલે તે નિર્ણય કરતાં અચકાતી હતી.

"બહેન, જે અસ્પૃશ્યતાને ટાળવા આપણે મથી રહ્યાં છીએ, તે જ કાર્યમાં વિજયધ્વજ લઈ આગળ પડવાનું ભાગ્ય તને અચાનક આવી મળ્યું છે. તે રખે ગૂમાવતી. તું અને સુધીર જેવી બેલડીના સહયોગથી જ અસ્પૃશ્યતા નિવારણનો માર્ગ મોકળો બનશે."

"પણ મારી હિંમત નથી ચાલતી. આવું ગંભીર પગલું..."

સુરેખાને બોલતી વચ્ચે જ અટકાવી અરૂણા બોલી: "આ તું શું કહે છે? સમાજક્રાન્તિનું આવું વિરલ કાર્ય તારે હાથે અનાયાસે થવાની તક આવી છે, અને તે પણ સુરેન્દ્રના આત્મસંતોષની ભાવનાને સુસંગત, તેમાં ડરવાનું કેવું?"

"પણ ક્રાન્તિ માટેની તાકાત મારામાં છે?" સુરેખા અચાનક બોલી ઉઠી.

"હા, કેમ નહિ? તું અને સુધીર બંને સમાજક્રાન્તિની મશાલ ધરી મોખરે ચાલવા સરજાયેલાં છો; અને તે માટે જોઈતું ખમીર પણ તમારામાં છે. અસ્પૃશ્યતાનો ભયંકર દુર્ગ તમારા લગ્નથી હાલી ઉઠશે અને તમારે પગલે બીજાં નરનારીઓ ચાલશે."

"આવું આંતર્જાતીય ક્રાન્તિકારક લગ્ન કદી કયાંય થયું છે?" સુરેખા પ્રશ્ન ખાતર જ પ્રશ્ન કરતી હતી; અરૂણાની વાણી જાણે તેને સ્વીકાર્ય લાગતી હતી.

"હા, આશ્રમમાં જ લક્ષ્મીનું લગ્ન બાપુજીના હાથે થયેલું તે ભૂલી ગઇ?" અરૂણાએ સુરેખાની હડપચી પકડી પૂછયું.

સુરેખા મૂગી રહી. "સમાજસેવાના કાર્યમાં 'બોલવું કંઇક ને કરવું કંઇક' એવી દંભી નીતિ તને ન ગમતી હોય તો તું સુધીરને સ્વીકારી લે. અને એ રીતે સમાજમાં ક્રાન્તિનો ઝંડો ફરકાવ."

"હું દંભી નહિ જ થાઉં. અસ્પૃશ્યતાથી હું ડરતી તો નથી, છતાંય મારૂં મન પાછું પડે છે."

અરૂણા હસી. "એ જ ખૂબી છે રૂઢીની. હજારો વર્ષથી તેં પૂર્વજો દ્વારા સેવેલી રૂઢી તને ઝકડી રાખવા માગે છે. તું હવે વીરતાથી તેની સામે બળવો પોકારી દે. જૂનવાણી વિચારો અને રુઢીના દંભને પંપાળવાથી તો તું પામર બની જઇશ."

"વખતે સુધીરને સ્વીકારવામાં પામરતા તો નહિ ગણાય?" કહી સુરેખાએ પહેલી જ વાર મંદસ્મિત કર્યું.

"ના, બહેન ના. એ તો એક સવર્ણ નારીએ અસ્પૃશ્યતા નિવારવા માટે આપેલો સર્વસ્વનો ભોગ લેખાશે. તું વિચાર કરીજે, અને જરૂર તારા અંતરમાં સ્વભોગની તમન્ના જાગી ઉઠશે." અરૂણાએ જતાં જતાં સુરેખાને પ્રોત્સાહિત કરી.

વંશપરંપરાના વારસાઇ સંસ્કારોને લીધે સુરેખાને પ્રથમ સહજ આઘાત થયો હતો; છતાં તે અરૂણાની દલીલો પર વિચાર કરતી બની અને તેનો આઘાત સમવા લાગ્યો. તેને એ ખરૂં લાગ્યું કે, પોતે સુધીરને પરણવા તૈયાર તો થઇ હતી અને હવે તે જન્મે 'અંત્યજ' છે એટલા કારણે તેને પરણવા નાકબુલ થાય તો તો પોતાની હરિજન-સેવા માટેની લાગણી પોકળ ગણાય. બહુ વિચારના અંતે સુરેન્દ્રના મત મુજબ તેણે એ કલંક ધોવા પોતાનું જીવન અર્પવા નિશ્ચય કર્યો. વળી સુરેન્દ્રે તેને સ્વપ્નમાં પણ આદેશ કર્યો હતો કે, સુધીર ગમે તેવો હોય પણ તને પ્રિય હો. અને પોતાને સુધીરદ્વારા સુરેન્દ્ર જ પ્રાપ્ત

થતો હતો, એમ પણ તેણે સ્વપ્નમાં કહેલું હતું. તો પછી આ જન્મના અકસ્માતને આગળ લાવી નિર્બળ બનવાની શી જરૂર હતી? આવા વિચારોને અંતે એક જ રાતમાં સુરેખા દૃઢ નિશ્ચય પર આવી ગઈ કે, સુધીર ગમે તેવો હશે તોપણ તેને તે સ્વીકારશે જ.

અરૂણાને આ નિશ્ચય કરાવવામાં ઓછો શ્રમ નહોતો પડયો; પણ એ શ્રમ સફળ થતાં તેને ઘણો આનંદ થયો. સુરેખાના આ નિશ્ચયમાં સુધીર પ્રત્યેના આકર્ષણનો સારો હિસ્સો હતો એ વાત અરૂણાના લક્ષ્ય બહાર ન હતી.

રમેશ પણ બહેનનો નિશ્ચય જાણી આનંદ પામ્યો. તેના વિચારો પણ અરૂણાએ વારંવાર દલીલો કરી દૃઢ બનાવ્યા હતા. છેવટે સુધીરે ઘણી સમજાવટ પછી સંમતિ આપી અને આ લગ્ન મુંબઈ ખાતે કરવાનું તથા તેની જ સાથે પ્રમિલા તથા રમેશનાં લગ્ન કરવાનું પણ નક્કી થયું.

નિર્મળાબહેનને આ વાત જણાવવામાં આવી. તે સુધીરની જન્મઘટનાની વાત જાણી જો કે દુઃખી થયાં, છતાં સુધીરની સત્યપ્રિયતા તેમને પ્રિય લાગી. છોકરો તો સારો હતો જ, પણ તેના જન્મનું કલંક ગુણવંતરાય જીવનભર વિસારે તેમ ન હતું, એ ભયે નિર્મળાબહેન પોતે પણ સંમત થવામાં આનાકાની કરવા લાગ્યાં.

"કાં તો આ લગ્ન કે પછી સુરેખાની જીંદગીનો અકાળે ભોગ; એ બે વચ્ચે તમને ફાવે તે પસંદ કરી લ્યો." રમેશે નિશ્ચયપૂર્વક માતાને જણાવ્યું. આ સાંભળી માતાનો પુત્રી પરનો સ્નેહ મોખરે આવી ઉભો. નિર્મળાબહેને આ આઘાત સહન કરી લેવા મને-કમને તૈયારી કરી. મન સાથે દલીલો કરતાં તેમને આ કૃત્યમાં છોકરાંઓનો કંઈ દોષ જણાયો નહિ.

"ભાઈ, તું ને બહેન બંને સુખી થાઓ એમ હું તો ઇચ્છું છું." નિર્મળાબહેને આંસુ લૂછતાં રમેશને ઉપરના વાકય દ્વારા પોતાની સંમતિ આપી.

# [ ૪૨ ] 'ઓતરાદા વાયરા ઉઠો!'

તાર થી, કાગળપત્રોથી તથા મુદ્દામ માણસોની દોડધામથી ચારેક દિવસમાં તો રમેશ તથા અરૂણાએ તમામ વ્યવસ્થા કરી લીધી. લગ્નનો દિવસ પણ નક્કી થયો. કોણે શું કામ સંભાળવું તે પણ નક્કી થયું. નિર્મળાબહેનને રમેશે પિતા પાસે સુરત વિદાય કર્યાં, ને કહેવડાવ્યું કે, બહેનને હું મારી સાથે મુંબઈ જોવા માટે ચારેક દિવસ લઈ જવાનો છું.

પુત્રીને વ્હાલથી આલિંગન આપી, આશીષ દઈ નિર્મળાબહેન વિદાય થયાં. જતાં જતાં રમેશને તેમણે કહ્યું : "ભાઈ, લગ્નના ત્રણ ચાર કલાક આગમચ તારા બાપુજીને તારી તથા બહેનની સહીથી તાર કરજે, જેથી અમે અમારા શુભાશિર્વાદ યોગ્ય વેળાએ પાઠવી શકીએ."

રમેશે હા પાડી, ને માતા સુરત જવા વિદાય થયાં. ગુણવંતરાય શું કરશે ને શું નહિ કરે, એ ખ્યાલથી તેમના હૃદયમાં ભારે ચિંતા થઈ રહી હતી. પણ તે સમજ્યાં કે, ગમે તેમ થશે તો પણ છોકરાં તો હવે સુખી થશે. પિતાનો ખ્વાફ વહોર્યા સિવાય તો છુટકો જ ક્યાં હતો? સુધીરના જન્મની ઘટનાનો સ્ફોટ ગુણવંતરાય સમક્ષ લગ્ન થતાં પહેલાં ન કરવો એમ અરૂણાની સૂચના હતી, તે પણ નિર્મળાબહેનને સંજોગો જોતાં ઠીક લાગી. સંસારની અનેક વેદના-

એને હસતે મોઢે હૈયામાં સંગ્રહી રાખનાર આર્યનારીના પ્રતીક સમાં નિર્મળાબહેન ભારે હૈયે વિદાય થયાં.

મુંબઈમાં આર્યસમાજને આશ્રયે સુધીર–સુરેખા તથા રમેશ–પ્રમિલાનાં લગ્ન વૈદિક વિધિ અનુસાર થવાની તૈયારી કરવામાં આવી હતી. લગ્નસ્થાનને સાદાઈથી માંગલ્યસૂચક તોરણો વડે શણગારવામાં આવ્યું હતું, તથા બેઉ યુગલના લગ્નવિધિ માટે એકી સાથે લગ્નક્રિયા થઈ શકે તેવી જૂદી જૂદી વ્યવસ્થા રાખવામાં આવી હતી. સમય થતાં વર–વધૂ તથા આમંત્રિત ગૃહસ્થો અને સન્નારીઓ આવી પહોંચ્યાં.

આવનારાઓમાં પ્રમિલાના કાકા, તેનો એક પિત્રાઈ ભાઈ, તેની બે સખીઓ, અરૂણા, સુરેખાની સુરતની બે સખીઓ, નિરંજના, તથા રમેશ અને સુધીરના મુંબઈના કેટલાક મિત્રો વગેરે મુખ્ય હતાં. આ ઉપરાંત સમાજના એક બે કાર્યવાહકો તથા બીજા કેટલાક પ્રતિષ્ઠિત ગૃહસ્થો પણ હતા. પ્રેસના રીપોર્ટરો અને ફોટોગ્રાફરો તો આ પ્રસંગે ન હોય તે બને જ નહિ. પ્રેસના પ્રતિનિધિઓને આ લગ્ન સાથે સંબંધ ધરાવતી માહિતીની વિગતવાર નોંધની નકલો પ્રથમથી જ આપી દેવામાં આવી હતી.

યથા સમયે લગ્નવિધિ શરૂ થયો. આમંત્રિત મંડળી તે નિહાળતી પ્રફુલ્લ વદને વાતચીત કરી રહી હતી. સૌના મુખમાં સુધીર તથા સુરેખાની જ વાત હતી. સુધીરની સત્યપ્રિયતા તથા સુરેખાના ક્રાન્તિ-પ્રિય માનસની સૌ તારીફ કરી રહ્યાં હતાં.

ફોટોગ્રાફર બંને યુગલોના એકી સાથે લગ્ન વખતના ફોટા પડે તેવી રીતે કેમેરાને ગોઠવવામાં ગૂંથાયો હતો. આચાર્યોએ વેદમંત્રોથી મંડપને ગજાવી મૂકયો. પ્રમિલા તથા રમેશ અને સુરેખા તથા સુધીરના અંતરમાં તે મંત્રો પવિત્ર આનંદના રણકાર પાડી રહ્યા. માબાપોની જહાંગીરી તથા લગ્ન બાદ તેઓ શું કરશે તે ભય અત્યારે

તેમના હૃદયમાં મુદ્દલ ન હતોઃ હતો માત્ર મુક્ત આનંદ અને હૃદય-પદ્મની શતપાંખડીને પ્રફુલ્લાવતો ઉલ્લાસ!

સપ્તપદી વગેરે વિધિ પુરો થઈ રહેતાં, આચાર્યે લગ્ન થઈ ગયેલાં જાહેર કરી યુગલને આશીષ આપ્યા. પ્રથમ એક યુગલે બીજા યુગલના મંગળ આશીષ લીધા. પછી આમંત્રિત તમામ સજ્જનોને અનુક્રમે પ્રણામ કરી, દંપતીએ સૌના મંગળ આશીષ લીધા.

પછી કવયિત્રી અરૂણાએ પોતાનું રચેલું સુંદર મંગલાષ્ટક ગાયું. તેમાં બંને યુગલના સાહસની તારીફ તથા આશીષવાણી ગૂંથેલી હતી. તે પછી અરૂણાએ અભિનંદન તથા આશીષસૂચક તારો આવેલા વાંચી સંભળાવ્યા. તેમાં બે જાણીતા દેશનેતાઓના તાર પણ હતા. પત્રકારોએ તે તારોની ખાસ નોંધ લીધી.

ફુલહાર વગેરે થયા બાદ ફોટો લેવાઈ સહુ વિખેરાવાની તૈયારીમાં હતા, ત્યાં તારનો સિપાઈ તાર સાથે આવી પહોંચ્યો. રમેશે તાર લઈ વાંચીને સુધીરને આપ્યો; સુધીરે સુરેખાને આપ્યો. તે તારદ્વારા બંને યુગલને ગુણવંતરાય અને નિર્મળાબહેન મંગળ આશીષ પાઠવતાં હતાં. સુરેખા તથા રમેશને એ તારથી ઘણો જ આનંદ થયો. જોકે એ તાર પિતા પાસે કરાવવામાં માતાને પડેલા શ્રમનો ખ્યાલ તો બંને ભાઈબહેનની જાણ બહાર રહે તેમ ન હતું. છતાં ગુણવંતરાયે બતાવેલી ઉદારતા આનંદ અને નોંધને પાત્ર તો હતી જ.

તે રાત્રે મુંબઈના સુધીરના મિત્રોએ બંને યુગલોના માનમાં એક ઉપાહાર સંમેલન યોજ્યું હતું. તે પ્રસંગે જુદા જુદા વક્તાઓએ વિવેચનો કરી, આ લગ્ન માટે સુરેખા, સુધીર, રમેશ તથા પ્રમિલા બધાંને ધન્યવાદ આપ્યો.

સંમેલનમાંથી મુકામે જતાં ટીખળી પ્રમિલા સુરેખાને સંબોધી બોલી : “ આટલા દહાડા પોતાને નહોતું પરણવું એટલે અમને પણ ટળવળાવ્યાં અને પોતાને પરણવાનું મન થયું એટલે સાડાત્રણ ઘડીમાં

પરણી ગયાં. સારૂં થયું કે અમે પણ વખતસર સાથે સાથે પરણી ગયાં; નહિ તો અમને તો તમે યાદ પણ ના કરત."

"અરે ચેત્યાં ન હોત તો સમૂળગાં મારા ભાઈને ગૂમાવી બેસત: કોક હરિજન કન્યા જ એમને પરણી જાત. સમજ્યાં ?" સુરેખાએ તુરત જવાબ વાળ્યો.

બધી મંડળી હસી પડી ને પ્રમિલા પણ હસી. "ખરૂં છે. તમે તો એમ જ કરો. એથી તો ખબર પડતાં જ હું મુંબઈ દોડી આવી." પ્રમિલાએ હસીને કહ્યું.

*

બીજે દિવસે સુરતમાં આ સમાચાર વર્તમાનપત્રો લઈ ગયાં. સવારે નિર્મળાબહેને તમામ વર્તમાનપત્રો પહેલાં નીચલે માળે જ જોઈ લીધાં. મુંબઈના દરેક છાપામાં મોટાં મોટાં શિર્ષકો કરી સુધીર—સુરેખાના અપૂર્વ ક્રાન્તિકારી લગ્નની તારીફ કરેલી હતી. દરેકમાં સુધીરના પૂર્વજીવનની ટૂંકી હકીકત આપેલી હતી. સવર્ણ બ્રાહ્મણ કન્યાએ સિદ્ધાંતની ખાતર જ હરિજન યુવક સાથે પોતાનું ભાવિ જોડવાનો આ પ્રથમ જ ક્રાંતિકારક કિસ્સો હતો. કોઈ બ્રાહ્મણ યુવક હરિજન બાલાને પરણે તે કિસ્સા કરતાં હાલના કિસ્સામાં પત્રકારોને વધુ ક્રાંતિકારક માનસ જણાયું હતું. આ બધું વાંચી લઈ નિર્મળા-બહેન ઉપર ગયાં. તેમણે ધ્રુજતે હાથે અને ધડકતે હૃદયે ગુણવંતરાયના ટેબલ પર છાપાં મૂકયાં.

એક છાપું હાથમાં લઈ જોતાં જ ગુણવંતરાય સ્થંભી ગયા. તેમની આંખ ફાટવા લાગી. જેમ તેમ થોડું વાંચી લઇ તેમણે છાપું ફેંકી દીધું અને એક ઉંડી હાય સાથે બેઉ હાથે પોતાનું કપાળ કુટયું. આ દેખાવ જોતાં નિર્મળાબહેનને પણ આઘાત થયો; અને તે ચૂપકીદીથી દૂર ખસી ગયાં.

"જર્જરિત થયેલી રૂઢીને હવે લાંબા વખત સુધી એમ કપાળ જ કુટવાનું છે." નિર્મળાબહેનના મનમાં વિચાર આવ્યો પણ બોલી ન શક્યાં. તે બાજુના ખંડમાં જઈ લમણે હાથ દઈ બેસી ગયાં.

ગુણવંતરાય દુઃખ અને રોષથી જડ જેવા બની છત તરફ નજર તાકી રહ્યા હતા. શેરીના નાકે કોઈક ઓતરાદા વાયરાને સંબોધી ગાઈ રહ્યું હતું:—

ધરતીના દેહ પર ચડિયા છે પૂંજ પૂંજ
સડિયેલાં ચીર, ધૂળ કૂંથો:
જોબનનાં નીર મહીં જામ્યાં શેવાળ ફૂગ
ઝંઝાના વીર તમે ઊઠો:
ઓતરાદા વાયરા ઊઠો! *



* 'યુગવંદના'

# કેટલીક નવલકથાઓ—નવલિકાઓ

